ખુલ્લુ, આશરા વગરનુ, અસુખકારક, ઠંડુ, શીતળ. વીરાન.

**Blear** *a.* [*Dan blaere* a blister] દુખવા આવેલી-ગળ્યા કરતી હોય તેવી (આખ), b. eyed દુખવા આવેલી-ગળ્યા કરતી હોય તેવી આખવાળુ, આખે ઝાખ વળી હોય તેવું *vt.* (આખને) ઝાંખ લાવવી; To b the eyes છેતરવુ, આખમાં ધુળ નાખવી

**Bleat** *vi.* [*AS. blaetan*] બકરા-મેંઢાની પેઠે બોલવું, બે બે ક *s.* બકરા-ઘેંટાનું બોલવું, બે બેં, બે.

BLEATING *a.* બેબે કરતુ.

**Bleed** *vi.* [*AS bledan*] To run with blood-માથી લોહી વહેવું-ધડધડ નિકળવુ, લોહી લોહિયાણુ થઇ જવુ; 2 to die a violent death ખુનથી-ડુબ્યાથી-તીરથી અથવા એવી કોઈ રીને મરવું, કપાઇ મરવું, કમોતે મરવું, અકાળ મૃત્યુ થવું; 3 To lose sap, gum or juice-માથી ગુંદર-ચીક-રસ ઝરવો-નિકળવો-ટપકવો; The heart bleeds છાતી પીગળે છે, હૈયામા દયની બહુ અસર થાય છે, દીલમા બહુ લાગે છે *vt.* ફસ ખોલવી, રગ ખોલી લોહી બહાર કાઢવુ

BLEEDING *s* નસકોરી ફુટવી તે, કેકસામાંથી લોહી પડવું તે, રક્તસ્રાવ*m*, ફસ ખોલવી તે, ઝાડ-રોપામાથી રસ કાઢવો તે

**Blemish** *vt.* [old *Fr. blesmir-bleme*] To mark with any deformity, to mar ખોડ*f*-ખામી*f*-એબ આણવી. બગાડી નાંખવું, કુરૂપ-બેરોળવવું ક ; 2 to tarnish, as reputation. to defame આબરૂને બટ્ટો લગાડવો, આબરૂ લેવી, બેઆબરૂ કરવી, ફજેતી કરવી *s.* ખોટ*f*, ખામી*f*, એબ*f*, ખાપણ*f*. કસર*f*; 2 disgrace, taint બટ્ટો*m*, કલંક*m*, લાન્છન*n*, અપજશ*m*, અપકીર્ત્તિ*f*.

**Blench** *vi* [See Blink] To shrink પાછું હઠવું, હઠી જવુ, ડગવું.

**Blend** *vt.* [*AS. blendan*] To mix or mingle together મિશ્ર ક , ભેળમેળ ક., મેળવવું, મેળવી દેવું. *vi.* ભેળસેળ-મિશ્ર થવું, મળી જવુ. *s* મેળવણી *f.* મિશ્ર*m*.

**Bless** *vt.* [*AS. bletsian* to consecrate] To pronounce a wish of happiness to one આશીર્વાદ દેવો,-નું શુભ-કલ્યાણ-ભલુ થાઓ એમ કહેવું, દુવા દેવી; as, their father blessed them તેઓના બાપે તેઓને આશીર્વાદ દીધો, 2 to make happy or prosperous (agent God) સુખી ક., -નુ કલ્યાણ-ભલુ-સારૂ ક,-ની ચડતી થાય તેમ ક (ઇશ્વરે); as, the people are blest with prosperity (ઇશ્વરની દયાથી) આ લોકની ચડતી થઈ છે; 3 to set apart or consecrate to holy purposes પવિત્ર કામ સારૂ ઠગવવુ-ઠેરવવું-નિર્માણ કરવુ-સમર્પણ ક ; as, God blessed the seventh day ઇશ્વરે સાતમોવાર પવિત્ર કામને સારૂ ઠેરવ્યો; 4 to praise, to glorify સ્તુતિ કરવી. સ્તવન કરવું. વખાણ કરવાં, ગુણ ગાવા; 5 to esteem (oneself) happy (પોતાને) સુખી ગણવુ-માનવું-લેખવુ

BLESSED, BLEST *a* (ઇશ્વરની દયાથી) સુખી. (ઈશ્વરે) સુખી કરેલુ. કુશળ, સુખરૂપ

BLESSEDNESS *s* (ઇશ્વરે આપેલુ )સુખ *n*, કલ્યાણ*n*, ઇશ્વર કૃપાનો અનુભવ

BLESSING *s* આશીર્વાદ*m*, આશિષ*f*, દુવા*f*. વરદાન*n*, 2 any means of happiness, advantage સુખસાધન *n*, સુખ*n*, લાભ*m*, 3 a present પ્રસાદ *m*, બક્ષીસ*f*.

**Blight** *s* [*AS blaec* pale] Mildew ઝાડને થતો રોગ, સળો*m*. *vt* To blast, to frustrate વધે નહિ-ને ફળ લાગે નહિ એવુ ક , કરમાવી-ચિમડાવી નાખવુ,-થી કરમાઈ જવું (tree ) ભાંગીતોડી પાડવુ, ભગ કરવું, નિષ્ફળ કરવું (plan. hopes)

BLIGHTING *a* સળો લગાડે એવુ, ભાગી પાડે એવું, ભગ-નિષ્ફળ કરનાર

**Blind** *a* [*AS* ] Destitute of the sense of seeing આંધળુ, અધ, ન દેખતું; 2 unable to understand or judge, ignorant નિર્બુદ્ધ, ન દેખતુ, અજ્ઞાની, અણસમજુ, અનજાણ્યુ, વિવેક વિનાનુ-રહિત, હૈયાફુટુ; as, men are often b to their own interests માણસ ઘણી વેળા પોતાને ખરો લાભ શેમા છે તે દેખતા નથી, 3 unseen, private નહિ દેખાતું, છાનુ, ખાનગી, ગુપ્ત; as a b corner ગુપ્ત ખુણો*m* 4 not easy to be found, obscure ભાગ્યે જડે એવું, અદૃશ્ય, જ્યા અધકાર હોય તેવું; as, a b. path ભાગ્યે જડે એવો રસ્તો, 5 inconsiderate વિચાર વગરનું, આંધળુ અવિવેકી; *ad.* b. approbation વિચાર વગર પસંદ કરવું તે; B. from birth જન્માધ. B. by night રતાંધળુ, Colour b. રંગાંધળુ, B. of an eye કાણું; 6 without openings અજવાળુ કે હવા આવવાનાં બારાં-માર્ગ વગરનું: 7 closed at one end મુસરા માર્ગ-રસ્તા વગરનું. *vt.* આંધળુ ક., દૃષ્ટિહીન ક ; 2 to darken ઝાંખુ-કાળુ ક.,-થી ઝાંખુ-કાળુ થઇ જવું; as, such darkness blinds the sky એવા અધકારથી આકાશ કાળુ થાય છે; 3 to darken the understanding બુદ્ધિ ગુમ કરવી બુદ્ધિ ઘટાડવી, હૈયાફુટુ કરવુ *s.* A screen પડદો*m*, અંતરપટ *m*, ચક*m*; B. for a horse or a bullock અંધારી *f*, 2 a misleading of the eye or the understanding આંખ અથવા મનને ભૂલાવામાં નાંખવુ તે-મા નાંખે એવી વાત-વસ્તુ*f*, ઓડું *n*, આંધળા પાટા બાંધવા તે, નજર બાધવી તે, નજરબંધી*f*, as, the great friendship which he showed was a mere b for his selfishness પોતાનો સ્વાર્થ તેઓને ન જણાય માટેજ તેઓને આંધળા પાટા બાંધવા સારૂ તેણે એટલી બધી દોસ્તી બતાવી; he did that merely for a b ફક્ત નજર બાધવા સારૂ તેણે તે કામ કીધુ.

BLINDFOLD *a.* આખે પાટો બાંધેલો હોય એવુ, ભુલાવામા પડેલું, મનતું આંધળુ-ફુટ્યુ; as, they go into it b આધળા થઈને તેઓ તેમાં પડે છે. *vt.* આખે પાટો*m*-અંધારી બાંધવી; 2 દેખે નહિ-સમજે નહિ તેમ ક.

BLINDLY *ad* આધળાની પેઠે, આંખ મીચીને, 2 વિચાર કર્યા વગર, તપાસ કર્યા વગર, કારણ જાણ્યાવિના; 3 વિવેક વગર

BLIND-MAN'S BUFF *s.* ટાઢનો ઘોડો *m*, નાસોગોસો*m*, સતાકુકડી*f*.

BLINDNESS *s.* અધાપો*m*, અધત્વ*n*; 2 અજ્ઞાન*n*, અજાણપણુ*n*. અવિવેક*m*.

**Blink** *vt* [*AS. blican* to dazzle] To evade ઉડાવવું, ટાળો દેવો, as, he blinked the question તેણે તે સવાલ ઉડાવ્યો *vi.* વારે વારે આખ મીચવી ને ઉઘાડવી, આખ મીચામણું કરવા, જોયુ ન જોયુ ક , આંખઆડાંકદરગુજર ક., 2 to see obscurely ચુખળી-ચુચળી આંખ કરી જોવુ. *s.* કટાક્ષ *f*, નેનની અદા*f*.

**Bliss** *s.* [*AS. blithsian. blissian* to

3 to efface, to destroy ભુસી-કાઢી નાંખવું, મટાડવું, નષ્ટ ક., માફ ક., મનમાંથી કાઢી નાખવું,-ની અસર જતી રહે તેમ ક., as, to b. out sins પાપ ભુસી-કાઢી નાખવાં, to b. out the remembrance of-નું સ્મરણ (મનમાંથી) કાઢી નાખવું; 4 to tarnish બટ્ટો-એબ-કલંક-ડાઘ લગાડવો *s.* ડાઘો*m*, ટપકો*m*, છાંટો*m*. 2 obliteration છેકી-ચેરી નાખવું તે; 3 a stain, a disgrace બટ્ટો*m*. ડાઘ*m*, કલંક. લાંછન *n*. એબ*f*.

Blotting-paper *s*. શાહી ચુસી લે એવો કાગળ, 'બ્લાટીંગ પેપર'*m*. શાહી ચુસ કાગળ*m*.

**Blotch** *s*. [*AS blaeco. Ger. plotz* a blow] ગોટ*n*. ગુમડું *n*; 2 ડાઘ*m*. ધાબું *n*.

**Blow** *s*. [*Dut. blauwen* to strike] A stroke with the fist મુક્કી*f*, મુક્કો *m*, ઘુસ્સો*m*, ઠોસો*m*:-with an instrument ઝપાટો*m*. સપાટો*m*. ઝટકો *m*, ફટકો*m*:-on the head with the hand ટોલ*f*, ધપ્પો*m*, ટપલો*m*. છક્કડ *f*; on the cheek with the hand તમાચો*m*, લાપટ*f*, લપડાક*f*; 2 a sudden calamity અનર્થ*m*. વિપત્તિ *f*, આફત*f*. ગજબ*m*. હાલરો*m*; as it was a terrible b તે મ્હોટો અનર્થ થયો:-in trade ધોકો*m*, ધક્કો*m*; as, a great b. has fallen on him in his business વેપારમાં તેને મ્હોટો ધોકો લાગ્યો છે, 3 an act of hostility લડાઇ*f*. મારામારી*f*. હુમલો*m*, as, to strike the first b. લડાઇનું મંડાણ કરવું; To come to blows મારામારી પર આવવું. ધમાધમી ક.. લડાઈ ચલાવવી; At a b એક તડાકે*m*: A fly b માખીએ મૂકેલું આસન.

**Blow** *vi*. [*AS. blawan*] To make a current of air ફુંકવું, ફુંક મારવી. વાવું, આવવું, ફુંકાવું; as, it blows hard પવન સુસવાટા કરતો વાય છે, 2 to pant હાંફવું, 3 to sound વાગવું (વાજું), To b. over વિખરાઇ જવું, થઇ-જતું રહેવું; To b up ઉડવું સુરંગથી કકડે કકડા થઈ જઇને ઉડવું; To b. hot and cold આમ પણ ટોલકી બજાવવી ને આમ પણ બજાવવી *vt*. ફુંકવું, ફુંક મારવી, વા નાંખવો, વિંજવું, 2 to drive by a current of air, to impel ઘસડી લઈ જવું -થી ઘસડાઇ જવું, as the tempest blew the ship ashore તોફાનથી વહાણ કિનારા પર ઘસડાઇ ગયું. 3 to sound a wind instrument વગાડવું, ફુંકવું, 4 to spread by report ફેલાઈ પસરી જવું, ખુલવું ક.; as. his courtesy was blown over the town તેની ભલમનસાઇની ખબર ગામમાં પસરી ગઇ, 5 to deposit eggs as flies ઈંડું-આસન મૂકવું (માખીએ), 6 to form bubbles by blowing ફુંકીને પરપોટા કરવા; 7 to put out of breath by fatigue હંફાવવું; 8 to inflate with pride ફુલાવવું; To b away વિખેરી નાખવું, To b. off-થી ખરી પડવું-ઘસડાઇ જવું, To b out હોલવવું, હોલવી નાખવું; (as a light) ગુલ-બંધ-શાન્ત-ઘેર ક.. હોલવવું, બુઝવવું; To b up પવનથી ભરવું, ઉપસાવવું, ફુલાવવું; 2 ચઢાવવું; 3 to kindle સળગાવવું, as, she blew up the contention તેણીએ તે લડાઇ સળગાવી, 4 to bring to naught ભાગી-તોડી પાડવું, ઉડાડી દેવું, પાણીમાં જાય તેમ ક., નિષ્ફળ-મિથ્યા થવું.

Blow-pipe *s*. ભુંગળી*f* ફુંકણી*f*.

**Blow** *vi*. [*AS. blowan* to bloom] To bloom ફુલ આવવાં, ખિલવું *vt*. ખીલવવું. ઉત્પન્ન ક. *s*. મહોર*m*, ફુલ *n. pl*.

**Blowze** *a* [from the same root as blush q. v.] ભરેલા લાલચોળ મ્હોવાળી સ્ત્રી.

**Blubber** *s*. [Imit. of the noise made by a mixture of air and water] The fat of whales and other sea-animals મગર મચ્છ અને બીજાં દરિયાઈ પ્રાણીઓની ચરબી *vi*. To weep so as to disfigure the face ચેહેરો બદલી જાય એમ રડવું.

**Bludgeon** *s*. [*Goth blyggwan* to strike] ડાંગ*m*, દંડુકુ*n*, ધોકો*m*, સોટો *m*, ડંડુકો*m*, ડગોરો*m*, દંડો*m*

**Blue** *a* [*AS bleo, Fr. bleu*] વાદળી-નીલા-આસ્માની રંગનું, વાદળીઆ, આસ્માની, નીલું, The blues (cont for b devils) ઉદાસી*f*. શોક*m*. દલગીરી *f*, To look b. બાવરૂં-બેબાકળું-બાભરૂં થઇ જવું *s* આસ્માની-વાદળીઆ રંગ, 2 the sky આકાશ*m*, વાદળ*n*. *vt*. નીલું ક વાદળી-આસમાની રંગનું ક.

Blue-bottle *s*. A fly with a large blue belly વાદળી રંગના પેટવાળી એક મ્હોટી માખી; 2 આસ્માની રંગવાળો, પોલીસ.

Blueness *s*. વાદળી-નીલો-આસ્માની રંગ*m*.

Blue-stocking *s*. A lady pedant વિદ્યાનું રોગ ધાલનારી-પાંડિત્ય દેખાડનારી સ્ત્રી.

Blue-vitriol *s*. મોરથુથુ*n*.

Bluish *a*. નીલાસ પડતું, આસમાની પડતું. આછું વાદળીઆ.

**Bluff** *a*. [Perhaps from *O. D. blaf*] જાડું ને બરછટ, 2 rough and hearty તોછડું પણ ખરા દીલનું; 3 steep ઉભું, કરાડા જેવું *s*. ઉંચો સીધો દરીઆકિનારો-કરાડો

**Blunder** *vi*. [*AS blendan* to mix *Dan pludder* a mixture of earth and water] To mistake grossly મ્હોટી ભુલ-ચુક કરવી-ખાવી. મ્હોટું ગોથું ખાવું-ઠોકર ખાવી; 2 to move, speak or write with sudden and blind precipitance વગર વિચાર્યું-અવિચારથી-ગમે તેમ જેમ તેમ બોલવું, બકવું. *s* મ્હોટી ભુલ-ચુક*f*,-ગોથું*n*.

**Blunderbuss** *s*. [*Dut. donderbus*-*donner* thunder and *bus* a gun] ઘણી ગોળીઓ માય એવી મ્હોટા મ્હોડાવાળી બંદુક*f*, જજાળ*f*; 2 મુર્ખ*m*. ઢોંઢો*m*.

**Blunt** *a*. [*Sw. blott* naked. *Ger. plump* coarse] Not sharp બૂઠું, બોથડ, ધાર-અણી વિનાનું; 2 dull in understanding જાડી અક્કલનું. ઠ. બુબક, જડ, ઠોઠ. બોથડ, બબુચક; 3 abrupt in address અસભ્ય. તોછડું, અમર્યાદ. તડ ને ભડ કરે તેવું, અવિનયી *vt*. બુઠું ક, ધાર બેસાડી દેવી, ખાંડુ ક, ખાડ પાડવી, 2 to impair the force of-નો જુસ્સો-ની અસર નરમ પાડવી-ઓછી કરવી-સમાવવી-ટાળવી, as, to blunt the stings of pain દુઃખની અસર ઓછી ક.

**Blur** *s*. [*Dut. bleur*. a blister] ડાઘ*m*, ડાઘો*m*, ટપકો*m*. 2 confused vision ઝાંખો દેખાવ*m* *vt*. ડાઘ-ડાઘો લગાડવો-પાડવો; 2 to render indistinct-માં ઝાંખ પાડવી.

**Blurt** *vt*. [*Scot blirt* a burst] To utter words hastily and unadvisedly ઉતાવળ કરી-ઝટપથી બોલવું-બોલી ઉઠવું. લપ લપ ક.-કરીને બોલવું, ભરડી દેવું. ભડાકી દેવું.

**Blush** *vi*. (at, for) [*AS. ablisian*,

મસ્ત; the b. corporate એક શેહેરના રહેવાસીઓનો સમાજ, સ ચુક્ત મ ડળી*f*; 6 the main army સેના*f*, લશ્કર*n*, દળ*n*; ફોજ*f*; 7 the main partમુખ્ય-પ્રધાન ભાગ; 8 a substance પદાર્થ*m*, વસ્તુ*f*; 9 a pandect, a system સ-ગ્રહ*m*; 10 strength કસ*m*, જીવ*m*, સત્વ*n*, સાર*m*; as, there is little b. in it તેમાં ઘણો જીવ નથી, 11 (geom.) a solid figure નક્કર-ઘન આકૃતિ*f*, Material b સ્થૂળ દેહ*f* *vt* (forth) રૂપ*n*-આકાર આપવો; as, imagination bodies forth the form of things કલ્પના શક્તિ કલ્પિત વસ્તુઓને આકાર આપે છે.

BODICE *s.* [*bodies*] A quilted waistcoat worn by females બાઇડીઓનો કબજો-અદન-ચોળી*f*

BODY-GUARD *s.* શરીર-પ્રાણનું રક્ષણ કરનાર, અ ગ-પ્રાણ રક્ષક*m*, હજુરનો રખવાળ*m*, હજુરાતનો સીપાઇ.

BODILY *a.*દેહ-શરીરનું-સ બ ધી, દૈહિક, શારીરિક, કાયિક *ad.* દેહ-શરીર સહિત-સુદ્ધાં; 2 entirely તમામ, ખિલકુલ, બધુ.

**Bog** *s.*[*Ir. bog* soft] પગ કળીજાય તેવી પોચી ઘાસવાળી જમીન, ઘાસવાળુ ક-ળાણ *vt.* To plunge in mire કાદવ-માં નાખવુ.

BOGGY *a* પગ કળી જાય તેવુ પોચુ અને ઘાસવાળુ, જ્યાં ઘાસવાળું કળાણ હોય તેવુ

**Bogey** *s* See Bogle.

**Boggle** *vi.* [*Fr. bagouler* to gabble] To hesitate ખચાવુ, ઘચુપચુ ક, આંચકો ખાવો, આનાકાની કરવી; 2 to play fast and loose ઢોગ ક., દહી દૂધમા પગ રાખવો.

BOGLE *s.* બ્હાઉ*m*, ઘોઘર*m*, હાઉ*m*, મહામઠીઓ*m*.

**Bogie** *s* [From *bogey* a fiend] એ જાતની ફરે એવી ગાડી*f*.

**Bogus** *a.* [From *Borghese*, an American swindler] બનાવટી, કૃત્રિમ.

**Boil** *vi.* [*Icel. bulla, L bullio*, to bubble up] To be agitated by the action of heat ઉકળવુ, ખળ-ખળવુ, ઊનું થવું, ખદખદવુ, કકડવું; 2 to be agitated by any other cause than heat ઉછળવુ, ઊંચુ નીચુ થવું; as, the boiling sea ઉછળતો સમુદ્ર; 3 to be hot or fervid તપી જવું, તામસ કરવો, અકળાવું, ઉકળવું, as, his blood boiled with rage ગુસ્સાથી તેનું લોહી ઉકળ્યુ, 4 to be in a boiling liquid (for cookery) ચડવુ, બફાવુ, ર ધાવુ, સિજવુ, To b. over ઉભરાઇ જવું, ઉભરો આવવો; To b. away વરાળ રૂપે ઉડી જવું, બળી જવું *vt* બાફવું, રાંધવું, ઉકાળવું, ઉકાળી-બાફીને ક Boiling point ક્વથનાંક*m* To b. down ઉકાળી ઉ-કાળીને થોડુ-જાડુ ક

BOILER *s* ઉકાળવાનુ વાસણ, ચરૂ*m*, કડા*f*, કડાઇ*f*, દેઘ*m*, બાફનો ડબ્બો, વરાળ ભાડ*n*, બાઇલર*n*

**Boil** *s.*[*AS bile, byle*]ગુમડુ *n*,ગોડ*n*

**Boisterous** *a* [*Dan bister, W bwyst* wild] Stormy, violent સુ-સવાટા બ ધ આવતો-વાતો, જબરો, પ્રચ ડ (wind), 2 turbulent ધોધાટ-શોર કરતુ, ધામધુમિયુ (person), ધાં-ધળિયુ, ગડબડિયુ, ખળભળ કરતુ.

**Bold** *a.* [*AS bald* quick] Daring, courageous, brave (persons and animals) હિમ્મતવાન, છાતીવાળુ, બ-હાદૂર, સૂર, સાહસિક, ધીટ, 2 requiring courage in the execution (deeds) છાતી-હિમ્મતનું; as, a b. enterprise હિમ્મતનુ-સહાસ કર્મ, 3 impudent ઉદ્ધત, તોછડુ, બેઅદબ, નિર્લજ, વિવેકહીન, 4 licentious (style) અતિશય અલ કાર યુક્ત, અ-નિયમિત, અમર્યાદ; 5 striking to the eye ચકિત-વિસ્મિત-તટસ્થ-છક-દ ગ કરે એવું, 6 steep સીધુ, ઊભુ, ઊંચુ, ચઢાવવાળુ; To make b છુટ લેવી, હીમત ભીડવી

BOLDNESS *s.* હિમ્મત*f*, છાતી*f*, શૂર*n*; 2 અતિશય અલ કાર*m*, અનિયમિતપણું *n*, અમર્યાદા*f*, 3 ઉદ્ધતાઇ*f*, તોછડાઈ*f*, ઉદ્ધતપણુ*n*

**Boll** *s* [*G bolle*. a seed-vessel of flax] ડુંડું*n*, કળી*f*, શીંગ*f*, (of the cotton plant) કાલુ*n*.

**Bolster** *s.* [*AS.*] A long pillow used to support the head અસીસુ *n*, ઓસીકુ*n*. માથુ મૂકવાનો તકિયો, 2 a pad ગાદી*f*, તકિયો*m* ખોગીર*n* *vt* (up) તળે-પીઠ પછવાડે ઓસીસુ-ગાદી*f*-તકિયો મૂકવો, ઓસિકે મુકવું, તકિએ અઢેલવું; 2 to support ટેકો-આધાર આપવો, ટેકવવુ, ટેકવી રાખવુ. *vi.* સાથે સુવું, એક ઓસીકા પર માથુ મુકી સુવું.

**Bolt** *s.* [*AS. bolt, Ger. bolzen*] An arrow, a dart બાણ*n*, તીર*n*, ભાલોડું *n*; 2 the bar of a door આગળી*f*, આગળો*m*, ભુંગળ*f*, ભોગળ*f*, ઉલાળો *m*, મ્હોટો ખીલો, સાંકળ*f*, આડ*f*, 3 a thunderbolt ઈંદ્રનું આયુધ, વજ્ર*n*, વિજળીનો ઝબુકો; 4 an elongated bullet લાંબા આકારની ગોળી, 5 a stout metallic pin લોઢાની જબરી ખીલી; 6 a shackle બેડી*f*, B. upright સીધુ, ઊભુ, લ બ રૂપે, અક્કડ, ટટાર, as, she sat b upright તે અક્કડ બેઠી *vt.* આગળી-આગળો-ભુ-ગળ-સાકળ દેવી, ખીલી બેસાડવી, 2 to swallow without chewing ચાવ્યા વગર ગળી જવું, 3 to shackle બેડી-વતી અટકાવમા રાખવુ; 4 to start a game શિકારને ચમકાવવો-ચમ-કાવી દોડાવવો. 5 to sift ચાળવું *vi* (out)-માથી ઓચિન્તુ-ઝડપથી બ્હાર નિકળવુ-નિકળી જવુ-આવવુ, 2 to run away સટકી-નાશી જવું.

**Bolus** *s* [*L.*] A pill ગોળી*f* (ઓ-સડની)

**Bomb** *s.* [*L. bombus*] છરાનો ગોળો, ગરબછાંટ

BOMBARD *vt.*ઉપર-મા છરાના ગોળાનો માર ચલાવવો

BOMBARDMENT *s.* ગરબ છાટનો માર ચલાવવો તે.

BOMBARDIER *s* ગોલ દાજ*m*.

**Bombast** *s.* [*Ger baum* a tree & *bast* soft padding used to swell out garments] An inflated style ખાલી ભભકાવાળી-મ્હોટા મ્હોટા શબ્દ યુક્ત ઇબારત, ખાલી મ્હોટાઈનુ-ભભકા-દાર ભાષણ*n* *a.*મોટા આડ બરવાળુ પણ માહેથી પોલુ; પોલ પોલ, ભભકાવાળુ

BOMBASTIC *a* અર્થ રહિત ખાલી મ્હોટા મ્હોટા શબ્દવાળુ-ભભકાવાળુ, ભભકા-દાર, આડબરવાળુ (ઇબારત. ભાષણ)

**Bonafide** *a* and *adv.* [*L*] ખરા દિલનુ, ખરૂં, બિનકપટ, દગાવગરનું

**Bon-bon** *s* [*Fr*] ખાંડના રમકડાં, મીઠાઈ*f*

**Bond** *s* [*AS bindan* to bind] Anything that binds જેણે વતી કંઇ બધાય તે, બાંધણ*n*, દોરી*f*, સાંકળ*f*, દોરડુ*n*, બ ધન*n*, બાંધણું*n*, બ ધ*m*; 2 union, connection સંબ ધ*m*, સ યોગ*m*,

**Boot** *s.* [*Fr. botte*, see bottle, butt] ઘુંટી સુધી આવે એવા જોડા*m*, બુટ*mn*; 2 સામાન મુકવાને ગાડીમાં જે પેટી હોય છે તે, 3 (*pl.*) a servant at hotels who blacks the boots વીસીમા જોડાને કાળો રંગ લગાડનાર ચાકર*m*. *vt.* જોડા પેહેરાવવા

BOOT-TREE *s.* કાલબુત*n*

**Boot** *s.* [*AS bot* amends] Advantage નફો*m*, ફાયદો*m*, હાંસલ*n*, લાભ*m*; To b. વધારામાં, નફામા *vt.* નફો-લાભ-ફાયદો ક.-આપવો What boots it એમા શો લાભ છે ?

BOOTLESS *a.* નફા-લાભ વગરનુ, નકામું, મિથ્યા, ફોગટ, વ્યર્થ, નિરર્થક, અમસ્તુ, ખાલી, વગર હાસલનુ.

**Booth** *s.* [*Gael. both* or *bothan* a hut] થોડા દિવસને સારૂ બાંધેલો માંડવો-છાપરૂ*n*-મંડપ*m*.

**Booty** *s.* [perhaps from *G. beute* booty] લડાઇમાં કે ધાડ ચોરીથી મેળવેલી લુટ*f*.

**Bo-peep** *s.*[*bo* a cry, and peep]A play to amuse children by peeping behind any object and crying out Bo! ઝાકુક*f*,ઝાઝા*f*, ઝા કરવી તે, ઝુંબા-ઝુંબા*f*,સંતા કુકડી જેવી રમત.

**Borax** *s.* [*Fr., Ar.*] ટંકણખાર*m*, સોહાગ*m*, ખડીઓખાર*m*.

**Border** *s.* [*Fr. bordure*] The edge of anything કોર*f*, કોરાણ*f*,છેડો*m*, B. of a country સિમાડો*m*, સરહદ*f*, સીમ*f*, હદ*f*, છેડો*m*, B. of a field સેડો*m*; B. of a garment કોર*f*, પાલવ*m*,મગજી*f*,સંજાપ*m*, As B. of a well or lake પાળ*f*, કાંઠો*m*, B. of a river કાંઠો*m*, કિનારો*m*, તીર*m*, તટ*m* *vi.* (on, upon)-ની હદપર આવવુ-હોવું,-થી હદ થવી, ને શેડે હોવુ, as, his land borders on mine તેનું ખેતર મારા ખેતરને શેડે છે, 2 to approach near to-ને મળતુ આવવુ,-ના જેવુ થવુ, ઉપર આવી જવુ; 3 to be contiguous to ના શીમાડા-હદ-શેડા ઉપર આવવુ, અડવું, મળવુ, as. his raillery sometimes borders on derision તે જે હાંસી કરે છે તે કોઈ વેળા તિરસ્કાર ઉપર આવી જાય છે *vt.* કોર-મગજી મુકવી

BORDERER *s.* શેડે-શીમાડા ઉપર રેહેનાર

BORDERING *a.* શેડા ઉપર આવેલુ.

**Bore** *vt* [*Ger. bohren*] To perforate, to make a round hole કાણું*n*-વેહ*m*-બાકોરૂ પાડવુ, વિંધવુ, કોરવુ, સારવુ; 2 to eat out ફોલી-કોતરી-કોરી ખાવુ, 3 to go through by turning or labour મા થઈને-માથી ઘુસીને--મહેનતે પાર નીકળી જવું; as, to b through a crowd માણસની ભીડમાથી મહેનતે નીકળી જવુ; 4 to weary by tedious iteration થકવવુ, માથુ પકવી નાખવુ, કાયર ક, કંટાળો એવું ક.; as, she bored him with her talk તેણીએ બકયા કરીને તેને કાયરા કર્યો *vi* To be pierced-મા કાણુ-વે પડવો, as,this timber does not b easily આ જાતના લાકડામા સેહેલથી વે પડતો નથી, 2 to pierce થી કોરાવુ-કાણુ પડવું,શાહરવું,as, the auger bores well સારડીથી કાણું ઠીક પડે છે,3 to push forward towards a certain point આગળ ચાલ્યા કરવુ-જવુ; Boring to the west પશ્ચિમ તરફ ચાલ્યા કરવુ *s* શાહાર*n*, કાણુ*n*, વેહ*m*, છિદ્ર*n*, પોલાણ*n*, 2 the cavity of a gun બંદુક-તોપની નળી-મ્હોં, as, a gun of nine-inch b. નવ તસુ (વ્યાસ) ના મ્હોંવાળી તોપ; 3 a person that wearies by iteration ફરી ફરીને બોલીને કંટાળો લગાડનાર-ઉપજાવનાર, માથુ પકવનાર, બેન*n*.

BORER *s.* (pers. and tools) કાણુ પાડનાર, શારનાર, (tool) વે પાડવાનુ હથિયાર, શારડી*f*, વિંધણુ*n*

**Boreas** *s.* [*L.*] A cold northerly wind ઉત્તર તરફનો થંડો પવન,ભુખર*m*.

**Born** *p.* [See Bear] જનમેલુ, પેદા થએલુ, અવતરેલુ; To be b. જનમવુ, પેદા થવુ, અવતરવુ,To be b. again ફરીથી જનમવુ, બીજો જન્મ પામવો-લેવો, નવો અવતાર લેવો

**Borough** *s* [*AS. burg* a city] A corporate town, a town that sends representatives to parliament જે ગામમાથી પારલામેંટમા કે સુધરાઈમા સભાસદો મોકલવામાં આવે તે

**Borrow** *vt.* [*AS. borg, borh* a security] To ask a loan, to take on credit ઉછીનુ-લેવુ, થોડા દિવસ વાપરવા લેવુ, માગી લેવુ; 2 to copy or select from the writings of another author લેવુ, ઉતારી લેવુ, પોતાના ખપ સારૂ ચુંટી કાઢવુ; as, to b. a passage from a book ચોપડીમાથી વાકય ઉતારી લેવું, 3 to take or adopt સ્વીકારવુ, માની લેવું, લેવું, as, we may b instruction from their example તેઓના દાખલા ઉપરથી આપણે શિખામણ લઇ શકીએ. 4 to take for use something that belongs to another, to assume પકડવુ, ધારણ કરવું,-ની નકલ કરવી; as, a borrowed style નકલી ઇબારત.

**Bosh** *s.* [*Turk.*-empty, vain]તુચ્છ-ખોટી-નકામી વાત-વસ્તુ*f* *Interj.* છીઃ

**Bosom** *s.* [*AS bosm*] The breast of a human being છાતી*f*, ઉર*n*, વક્ષસ્થળ*n*; 2 the part of the dress which covers the breast છાતી ઉપરનું વસ્ત્ર; as, put thy hand in thy b. છાતી ઉપરના વસ્ત્રમા તારો હાથ ઘાલ; 3 inclosure, the interior મધ્ય*n*, પેટુ*n*, ગર્ભ*m*, as, happy in the b. of his family તેના કુટુંબ મધ્યે સુખી; The b. of the earth પૃથ્વીનુ પેટુ, 4 the seat of passions છાતી*f*,અંતઃકરણ*n*,હૃદય*n*, કાળજુ*n*; 5 the receptacle of secrets પેટ*n*, મન*n*; as, he kept the matters shut up in his own b. તેણે તે વાત પોતાના પેટમાં રાખી, A b. friend પરમપ્રિય-જીવલગ-જીવજાન મિત્ર;The wife of one's b.પ્રાણપ્રિયા સ્ત્રી. *vt.* પેટ-મન-દીલમાં રાખી મુકવું; as, b. up my counsel મારી સલાહ તમારા મનમાં રાખી મુકજે;2 to hide from view સંતાડવું,ઢાંકવું;as,happy homes bosomed among trees ઝાડની અંદર ઢંકાએલાં સુખી ઘરો.

**Boss** *s.*[*Fr.bosse* a bunch]A knob, a protuberant ornament બહાર પડતો બુટ્ટો*m*,-ગઠ્ઠો-નકશી*f*. *vt.* ગઠ્ઠાથી શોભાવવું, શોભા વાસ્તે બુટ્ટા-ગઠ્ઠા મુકવા.

**Boss** *s.* [*D. baas* a master] કારીગર કે મજુરને રાખનાર શેઠ*m*, શેઠ*m*. *vt.* શેઠાઈ ક.

**Botany** *s.* [*Gr. botane* a plant] The science which treats of plants વનસ્પતિ વિદ્યા*f*, ઉદ્ભિજ્જ વિદ્યા*f*.

BOTANICAL *a* વનસ્પતિ વિદ્યાનુ-સંબંધી,A b garden વનસ્પતિવિદ્યા શિખવા સારૂ બનાવેલી વાડી.

**Bovine** *a.* [*L. bovinus* from *bos* gen. *bovis* an ox] ગાય-બળદનું-સંબંધી.

**Bow** *vt.* [*AS. bugan* to bend] To bend વાળવું, વાંકું કરવું, નમાવવું; 2 to bend the body in token of respect or civility નમાવવું, નીચું વાળવું; as, *to b.* the head માથું નમાવવું; 3 to crush, to subdue વશ-તાબે-આધીન ક; he bows the nations to his will તે લોકોને પોતાની મરજીને આધીન કરે છે; To b. down the ear કાન દેવા-માંડવા *vi.* વાંકું વળવું, નમવું, નમસ્કાર કરવા, પગે લાગવું; This is the idol to which the world bows જેને જગત નમે છે તે મૂર્તિ આ રહી *s.* નમસ્કારm, પ્રણામm, સલામf, અભિવંદનn

Bow *s.* A bent piece of wood used to shoot arrows કામઠુંn, ધનુષ્યn, ચાપn, The rainbow મેઘ ધનુષ્યn, ઈંદ્રનું ધનુષ્ય, B. of a fiddle ગજm, ધ ઘોડીf; Saddle bows જીન ઉપર કમાન આકૃતિનો કાઠો, પલાણn; (of a ship) વહાણનો આગળનો ભાગ.

Bow-shot *s* તિરવોm, તીર ગોચરn.

Bowstring *s* પણછf.

**Bowels** *s* (*pl.*) [*Mid. L. botellus* a gut] The intestines of an animal આંતરડાંn, 2 the interior part of anything અંદરનો ભાગ, પેટુંn, ભીતરn, ગર્ભm; as the b of the earth પૃથ્વીનું પેટું, 3 tenderness દયાf, રહેમf, રહેમીઅતf, કરુણા f, કૃપાf.

**Bower** *s.* [*Icel. bur* a separated apartment] An arbour માંડવોm, કુંજf, લતાગૃહn.

**Bowie-knife** *s* A dagger knife (invented by Colonel Bowie) ખંજરn.

**Bowl** *s.* [*Fr. boule, L. bulla, AS bolla* a round body] A round drinking cup પવાલુંn, જામn, ચલાણુંn, વાટકોm; 2 the round hollow part of anything ખાડાવાળો ભાગ m, ઉંડો-ડાબર ભાગ, ચાટુંn, ખામણું n; as, the b. of a spoon ચમચાનું ખામણું; 3 a ball દડોm *vi* દડે રમવું, 2 to move rapidly like a ball ઝડપથી ચાલવું ગબડવું, ગબડી જવું, as, the carriage bowled along ગાડી ગબડી ગઈ, 3 to roll the ball at cricket દડો નાંખવો-ગબડાવવો. *vt* ગબડાવવું, નાખવું, ફેંકવું; To b out at cricket દડાદાવમાં જમીનમાં ખોસેલી લાકડીઓને દડાવતી પાડી નાંખવી.

Bowler *s* One who throws the ball at cricket દડા દાવની રમતમાં જે દડો ફેંકે તે, દડો ફેંકનાર.

**Box** *s* [*AS L. buxus* a boxtree] A coffer or chest પેટીf, દાબડીf, કડીઓm, ડબ્બોm, દાબડોm; a large b. પટારોm, સંદૂકf; 2 the quantity that a b. contains એક પેટીમાં માય તેટલો માલ પેટીf. પેટી ભર, 3 a certain seat in a playhouse નાટકશાળામાં બેસવાની સારી જગા, બાકસ; 4 the driver's seat on a carriage ચારક-ગાડીમાં જ્યાં ગાડીવાન બેસે છે તે જગા; 5 A seat or stand in an enclosed space આંતરો પાડી જુદી કરેલી બેઠક કે ઉભા રહેવાની જગ્યા; 6 a place of shelter for a sentry ચોકીઆત કે ગાર્દીને ઉભા રહેવાની સુરક્ષિત જગ્યા; 7 a snug residence સુઘડ રહેઠાણn. To be in the wrong box ખોટી જગામાં-સ્થિતિમાં હોવું, ભુલ ક. *vt* To put in a b પેટીમાં મુકવું-ઘાલવું

**Box** *s.* [*Dan bask*] A blow with the hand ધોલf, મુકીf, થપટf, ઠોસો m, મુક્કોm, ટપલોm, ટપલીf, તમાચોm, લપડાકf. *vi.* મુક્કામુક્કી કરીને લડવું, ઠોંસાઠોસ કરવો. *vt.* To strike with the hand or fist ધોલ-ટપલો-તમાચો મારવો.

Boxing *s* મુક્કામુક્કીf-ઠોંસાઠોસીf કરીને લડાઇ કરવી તે, મુક્કામુક્કી ક.

**Boy** *s.* [*Ger bube, L pupus*] છોકરોm, પોર્યોm, છૈયોm, 2 ખીજમતગારm.

Boyhood *s.* બાળપણn. બચપણn. નહાનપણ.

Boyish *a.* છોકરાનું, છોકરવાદિયું, ચિબાવલું, બાળકબુદ્ધિનું, નાહાનીબરેલું, છોકરવાદ, નાદાન.

**Boycott** *vt.* [From Boycott a proper name] (a person) નો બહિષ્કાર ક, -જોડે-સાથે વ્યવહાર બંધ ક; (a thing) લેવાનું-આપવાનું બંધ ક, -નો ત્યાગ ક *s* બહિષ્કારm વ્યવહારત્યાગm ત્યાગm.

**Brace** *s.* [*L. brachium, It. braca* a strained rope] That which holds any thing tight, a bandage બંધનn, બંધm, પાટોm. પટોm, દોરીf, 2 a pair જોડf, જોડીf; 3 a thick strap which supports a carriage on wheels નાડીf, 4 the mark } એ કે વધારે લીટીઓ કે શબ્દ જોડવાની નિશાની, કોસm, 5 a prop ટીરુંm, ટેકોm; 6 (*pl*) straps that hold up trousers લેંઘા-સુરવાલને તંગ રાખવા ખભા ઉપરથી સુરવાલના નાકામાં ભેરવવાના પટા, 7 ropes for turning the yard of a ship વહાણમાં સઢ બાંધેલો હોય છે તે લાકડાને ફેરવવાના દોરડા; 8 tension તાણોm, ખેંચાણn *vt.* સખ્ત-તંગ બાંધવું-ક, જકડીને બાંધવું, જકડવું, 2 to strain up as a drum ચઢાવવું; 3 to strengthen મજબુત ક, શક્તિf-કૌવત આપવું; as, the air of England braces one's nerves ઇંગ્લાંડની હવા રગોને કૌવત આપે છે.

Bracing *a.* Giving strength જોર આપે એવું. શક્તિદાયક, કૌવત આપનાર, as, a b climate કૌવત આપનારી હવા.

Bracelet *s.* પોંચીf, કડુંn, ચુડોm, બંગડીf, ગુજરીf, કાકણીf, કંકણn, પાટલીf.

**Bracket** *s* [*Fr. braque*] કોસm. *vt.* To put into brackets કોસમાં મુકવું, કાંસ કરવો.

**Brackish** *a* [*Dut. brack* damaged] Salt in a moderate degree ખારાશ મારતું, થોડું ક ખારું.

**Brag** *vi.* [*Fr brayuer* to flaunt, *Dan brag, Icel. braka* a crack] To boast બડાઈf-પતરાજીf-અહંકાર m-ગર્વ કરવો, શેખીf-ફુલાસ મારવી, ફુલવું. *s.* બડાઇf, શેખીf, પતરાજf, ફુલાસf, ડંફાસf, ગર્વm, અહંકારm.

Braggadocio *a* બડાઇ-પતરાજ-ગર્વિષ્ટ-શેખીખોર પુરુષ, ફુલણજીm; 2 બડાઇf, પતરાજf.

Braggart *a.* બડાઇખોર, પતરાજી, ગર્વિષ્ટ. *s.* બડાઇખોર-પતરાજી-ફુલણીઓ પુરુષ.

**Braid** *vt* [*AS. bredan* to weave] To weave or infold three or more strands to form one ગુંથવું,

2 to form an idea of to project (a scheme a literary work)-નો મનમા ઘાટ-બેત ઘાટવો ઉભો ક નો વિચાર મનસુબો યોજના ક યોજવુ 3 (for)to intend વિચાર-ઠરાવ મનનુ બો રાખવો ન નિમાર્ણ ક નિમવુ as I d this building for a hospital હુંઆ મકાનને દવાખાનાના કામમા લેવાનો વિચાર રાખુ છુ s નકશીમ આલેખનમ 2 ધાટણ યુક્તિ ત તીર રચના તજવીજ 3 વિચારમ યોજનામ મનોરથm ઇરાદોm મનસુબોm મરિ વિચારm ઠરાવm બદ ઇરાદોm તાકવુ તે as designs upon a man s property કોઇની મિલકત ઉપર ટાંપેરો બદઈરાદો 4 contrivance તતીર, યુક્તિ 5 figuring upon embroidery &c નકશી બુટ્ટાm ભાત Argument from design ઉદ્દેશ વાદm ઉદ્દેશm

DESIGNATE vt To indicate (a boundary a place)-નુ નામ નિશાન પાડી આપવુ બતાવવુ દેખાડવુ બતા વી દેખાડીઆપવુ સૂચવવુ 2 to point out (person) ફલાણુ તે આ એમ બ તાવી આપવુ ઓળખાવવુ 3 (for to) to appoint નીમવુ -ની નીમનુક s as to d a person to a post કોઇ માણસને કોઇ જગ્યાએ નીમવો

DESIGNATE DESIGNATED a બ તાવી આપેલુ ઓળખાવેલુ 3 નીમેલુ

DESIGNATION s The act (see the verb) 2 નીમનુક યોજના 3 નામ નિશાની

DESIGNEDLY ad ઈરાદાથી જાણી જોઇને યત્નને બુદ્ધિપૂર્વક

DESIGNER s One who designs (see the verb) 2 a schemer (in a bad sense) કાવત્રાખોર તરક ટીડ માણસ

DESIGNING a દગાખોર દગલબાજ કાવત્રાખોર ધાટિલુ કાવાબાજ

**Desire** vt [Fr desirer L desidero I long for] To wish લેવા મેળવવા ચાહવુ માગવુ ઇચ્છવુ -ની ઇચ્છા ક 2 to request કહેવુ વિનતિ અરજ મા ગણી ક as I d sired my friend to go મે મારા દોસ્તદારને જવાનુ કહ્યુ 3 to direct કહેવુ ફરમાવવુ આજ્ઞા ક, as I desired my servant to go મેં મારા નોકરને જવા ફરમાવ્યુ s ઇચ્છા અભિલાષm ભાવના કામના આશા ખાએશ મનકામના ઉર્મિ વાસના મુરાદ 2 કહેલ કહેવુ અરજી વિનતી આર ૪ 3 excessive longing લોભm ઉત્કંઠા તૃષ્ણા હોસ આકાંક્ષા 4 object of desire ઇ ચ્છેલી વસ્તુ કામના મનોરથm

DESIRABLE a ઇષ્ટ ચાહવા લાયક ઇચ્છવા યોગ્ય લોભ ઉત્કંઠા-આકાંક્ષા ઉ ત્પન્ન કરે એવુ કામ્ય

DESIROUS a ઇચ્છા રાખનાર ચાહના રા ખનાર અભિલાષી ગરજી આતુરતાવાળુ ઇચ્છાતુર ઉત્કંઠિત આકાંક્ષાવાળુ

**Desist** vi [L de and sisto I stop] To stop to forbear ખસી બેસવુ પાછા હઠવુ મૂકી દેવુ બંધ પડવુ ગ ઠવુ

**Desk** s [AS disc] An inclining table ઢળતુ ટેબલ મેજ લખતી વે ળા સાધારણ ટેબલ ઉપર મૂકવાનુ ઢળતુ ચોકઠુ 2 the pulpit ખ્રિસ્તિ દેવળ મા ઉપદેશ કરનાર પાદરીને માટે બના વેલી ઉંચી જગ્યા ઉપદેશકનુ આસન

**Desolate** vt [L de and solus alone] (See depopulate) 2 to lay waste વેરાન કરી મૂકવુ ઉજાડવા ળી પાયમાલ-તારાજ ક a the flood has desolated fields રેલે ખેતરને વેરાન કરી મૂક્યા છે a ઉજડ ઉજડ પડેલુ વસ્તી વિનાનુ રહિત વેરાન સૂનુ શૂન્ય ઉદ્વસ્ત 2 વેરાન ઉજળાયલી ખ રાબખસ્તે પાયમાલ તારાજ 3 solitary (persons) એકલુ અનાથ નિ રાશ્રય અશરણ સોબતી વિનાનુ નિ રાધાર

DESOLATION s (See the verb 1 2) the state પાયમાલી ખરાબી તારાજી 3 a desolate place વેરાન ઉજડ જગ્યા મૂલકm

**Despair** vi (of) [Fr desespoir from L de & spero I hope] આ શા મૂકવી છોડવી નિરાશ થવુ s આ શા મૂકવી છોડવી તે નાઉમેદી આશા ભંગ નિરાશા વિષાદ m

DESPERADO s A person regardless of safety મરણીઆm આત તાયી બહારવટી માણસ

DESPERATE a Abandoned to despair (person) આશા મૂકી બેઠે લુ જીવ ઉપર આવેલુ મરણીઆ જીવ ની પરવા ન રાખે તેવુ as he has grown quite d તે છેક મરણીઆ જેવો થઇ ગયો છે 2 past remedy or cure (things) આશા મૂકવા જેવુ નિરૂપાય નાઇલાજ અસાધ્ય 3 proceeding from despair જીવ ઉપર આ વાથી મરણીઆ થઇને કરેલુ છે તુ આખરનુ as d efforts જીવ ઉપર આ વાથી કીધેલા પ્રયત્નો

DESPERATION s આશા છોડવી મૂકવી તે 2 નિરાશાપણુ મરણીઆપણુ

**Despatch** vt [Fr depecher prob from L de and spatior I go] To send off (a messenger or message) મોકલવુ રવાને ક ઉતાવળુ મુકામ મોકલવુ દોડાવવુ 2 to kill મારી ના ખવુ સ્વધામ પહોંચાડવુ as d him with a sword તરવારથી તેને મારી નાખ્યો 3 to dispose of કામ કરી નાખવુ નો નિકાલ કરવો ઉકેલી દવુ આટોપવુ as to d business કામનો નિકાલ કરવો s (See the verb 1 & 3) 2 જલ્દી ત્વરા ઝપ ઝપાટો નિ કાલ ઉતાવળ 3 official message or letter મુકામ લખાણ-ખબર ખ રીતો નિયોગ સરકારી રાજનો પત્ર

**Desperado, Desperate, Desperation** (See under Despair)

**Despise** vt [L de and spicio I look] To scorn હલકુ-તુચ્છ ગણવુ ધિક્કારવુ -ની અવગણના ક -નો તિર સ્કાર ક તરછોડવુ

DESPICABLE a (persons and things) નીચ હલકુ ક્ષુદ્ર હીન અ વગણના કરવા જેવુ અધમ તિરસ્કાર ણિય

**Despite** s (See Despise) દ્વેષ ઉજ્ઝ કીનો ખાર ડંખ ખૂન્સ વેર દ્વેષ કીનો ખુનસ 2 an act of malice or defiance વતન દ્વેષથી ક્રોધથી કરેલુ કામ in d of -ની ગણકારી ન છતા prep છતા

DESPITEFUL a ખૂની દ્વેષી ડંખીલુ ખારીલુ ખુનસી દ્વેષ રાખનારું કીનાખોર

**Despoil** vt (of) [L de & spolio I spoil] To strip નાગુ ક -નુ લૂંટી લઇ લેવુ લૂંટવુ

**Despond** vi [L de & spondeo I promise] To lose hope or courage હિંમત-આશા છોડવી મૂકવી-હાર વી નાહિંમત-નિરાશ-નાઉમેદ થવુ

DESPONDENCY s નાહિંમતપણુ નિ રાશા ઉદાસી નિરાશ દિલગીરી વિષાદ m મનોભંગ

DERELICT s. નાખી-છોડી દીધેલો પ-દાર્થ-માણસ-વહાણm

**Deride** vt [*L.de* & *rideo* I laugh] હસી કાઢવું,-ની મશ્કરી-મશ્કરી ક.-બના-વવી,-ની હાસી ક

DERISION s. The act of deriding (see the verb); 2 the state of being derided મશ્કરી*f*, મશ્કરી*f*,હા-સી*f*, તિરસ્કારm, 3 object of d જે-ની મશ્કરી થાય તે, મશ્કરીનું પાત્ર

**Derive** vt [ *L. de* and *rivus* a stream]To receive -ને મળેલું હોવું, કાઢવું, મેળવવું,-ને મળવું, as, "we d a corrupt nature from Adam" આપણને આદમથી ભ્રષ્ટ સ્વભાવ મળેલો છે, 2 to trace -નું મૂળ-ઉત્પત્તિ-વ્યુ-ત્પત્તિ બતાવવી-કાઢવી, ઉપજાવવું; as, we Hindus d. the name માનવી from Manu હમે હિંદુઓ માનવી એ નામનું મૂળ મનુ છે એમ બતાવીએ છૈએ

DERIVATION s.The act ક ઇ કારણ-મૂળ ઉપરથી પરિણામ કાઢવું તે;2 the established relation of origin મૂળn, વ્યુત્પત્તિ*f*; as, the d of a word શબ્દની વ્યુત્પત્તિ.

DERIVATIVE a બીજા ઉપરથી નીક-ળેલું-બનેલું, સાધિત. s બીજા ઉપરથી નિકળેલો શબ્દ, સાધિત શબ્દ, 2 બી-જાથી નીપજેલો પદાર્થ, વ્યુત્પન્ન શબ્દ

**Derogate** vi (from) [*L de* and *rogo* I ask ] To detract from -માં ઘટાડો ક , ઓછું-કમી ક , ઘટાડવું, હલકું પાડવું,-ને ક્ષતિ-હીનતા-હીણપદ પોહોંચાડવી, વખોડવું

DEROGATORY a ઘટાડે એવું, હલકું પાડે-ક્ષતિ પહોંચાડે એવું, હીનતા કરે તેવું, કમીપણું આણે તેવું, વખોડણીનું

**Dervise, Dervis** s. [*Pers. Der-vesh*] A Persian monk ફકીરm. દરવેશm

**Descant** s. [*L dis* and *cantus* a varied song] A variation of an air સુર-રાગ-તાન ફેરવીને ગાવું તે-ગા-વાનું ગાણુંn;2 a discourse, a com-ment ભાષણn ટીકા*f*, કોઈ વિષય ઉપર લખાણn-વિસ્તારm-પણું બોલવું અથવા લખવું તે. vi. સુર-રાગ-તાન ફે-રવીને ગાવું; 2 ટીકા ક., કોઈ સાધારણ વિષય ઉપર લખાણ-વિસ્તારથી બોલવું, મલાવી મલાવીને વર્ણવવું.

[**Descend**] vi. [*L. de* and *scando* b] To go or come down નીચે જવું, 2 to come suddenly and violently upon તૂટી પડવું, ઉતરી આવવું-પડવું; as, the wrath of Heaven descended on him ઇશ્વરનો કોપ તેના ઉપર તૂટી પ-ડ્યો; 3 to proceed by genera-tion વંશ-કુળ-ઓલાદના-માં હોવું, ઉ-તરવું આવવું: as, Queen Victoria descended from Saxon kings વિક્ટોરીઆ રાણી સાક્ષન રાજાઓના વંશની છે, 4 to proceed by trans-mission (કોઇની પાસેથી)હાથમાં આ-વવું-જવું, પહોંચવું, ઉતરવું, મળવું, as, the property will d to his son તેની મિલ્કત તેના છોકરાને મળશે vt. -પરથી ઉતરવું.

DESCENDANT s વંશનું માણસ,વંશજ.

DESCENT s.ઉતરવું તે. ઉતારm; 2 ઉ-તરી આવવું-ચઢી આવવું તે, હલ્લોm, હમલોm, 3 કુળn, વંશm, ઓલાદ*f*, ઉત્પત્તિ*f*. 4 a generation પેઢી*f*. 5 (see the verb),6progress down-ward, as,in station, virtue,im-portance&c ઉતરતી સ્થિતિ-આચરણ વિગેરેમા આવતાં-પડતાં જવું તે,અધોગ-તિ*f*, નમતી*f*, અવનતિ*f*, પડતી*f*, 7 declivity ઉતરતો ઢોળાવ-ઢાળm.

**Describe** vt [*L. de* and *scribo* I write]To trace out દોરવું, કાઢવું, પાડવું,રેખવું,કરવું;as, to d. a circle ગોળ કાઢવો, 2 to relate વર્ણવવું,-નું વર્ણન-બ્યાન આપવું-ક ,as,to d.man-ners રીતભાત વર્ણવવી.

DESCRIPTION s The act (see the verb),2 an account વર્ણનn, બ્યા-નn, નિરૂપણn; 3 sort, stamp જાત *f*, તરેહ*f*, પ્રકારm,લક્ષણn, as, men of this d. આ જાતનાં માણસ.

DESCRIPTIVE a. દર્શાવી આપે એવું, વર્ણવનાર, વર્ણન આપનાર-કરનાર, વ-ર્ણનરૂપ

**Descry** vt [*Fr. de* and *crier* to cry] To espy ઝાંખું દેખાતું હોય તે જોઇ-શોધી કાઢવું, જોવું, દેખવું.

**Desecrate** vt. [*L. de* and *sacer* sacred] To divest of a sacred character or office (pers ) પ-તિત ઠેરવવું,પતિત ઠેરવીને કાઢી મૂકવું; 2 to treat in a sacrilegious man-ner (things)-ની પવિત્રતાને દોષ લ-ગાડવો, ભ્રષ્ટ-દૂષિત ક , અભડાવવું, અ-પવિત્ર-નાપાક ક

DESECRATION s. (See the verb).

**Desert** vt [*L.de* and *sero* I join] To abandon મૂકી-છોડી-તજી દેવું ર-ખડતું મૂકવું,-નો ત્યાગ ક., તજવું,છોડી-મૂકીને જતું રહેવું. vi. To run away from service કોલ તોડી-રજાવિના ચાકરી છોડીને જતાં રહેવું, નોકરીમાથી નાઠાસી જવું-જતાં રહેવું, બેવફાઇ ક.a. Uninhabited વસ્તિ વિનાનું,ઉજ્જડ, સુનું,વેરાન;2 uncultivated,barren નહિ ખેડાએલું, ખેડાણ ન થાય એવું, જેમાંથી ઉત્પન્ન ન થાય તેવું, ખરાબાનું, ન લાયક,બારજ. s ઉજ્જડ પરદેશ-વેરાન મૂલકm, જંગલn, રનn. વગડોm: 2 ઉજ્જડ તથા ખેડાણ ન થાય એવો મૂલક, રેતીનું મેદાન, રણn

DESERTER s.કરજ-પક્ષ-સોંપેલું કામ-દોસ્તી મૂકી-છોડી દેનાર, બેવફાઇ કર-નાર;2 કરાર તોડી-રજાવિના લશ્કરમાંની નોકરી મૂકીને જતો રહેનાર માણસ.બે-વફાઈ કરી જતો રહેનાર લશ્કરી સિપાઈ.

DESERTION s. The act (see the verb t. & i.) ત્યાગm, બેવફાઇ*f*, as, by his d. of the cause તેણે તે પક્ષ છોડવાથી; 2 ખડતું-રખડતું મૂકી દીધેલું હોવું, ત્યક્તાવસ્થા*f*, નિરાધાર-પણુંn, as, a sense of utter d સહુએ છેક રખડતો મૂકી દીધેલો છે એમ લાગવું.

**Deserve** vt & vi [*L. de* & *servio* I serve] -ને લાયક-પાત્ર-યોગ્ય હોવું-થવું, ને ઘટવું.

DESERT, DESERVING s. Merit લા-યકી*f*, ગુણm, પાત્રતા*f*, યોગ્યતા*f*, 2 merit or demerit ગુણ અવગુણm*pl*, ગુણદોષm*pl*, લાયકી*f*,

DESERVEDLY ad. લાયકી-યોગ્યતા પ્રમાણે, ઘટતી-વ્યાજબી રીતે, ઘટારત પ્રમાણે, યથાયોગ્ય

DESERVING a.પસંદ કરવા-વખાણવા લાયક, લાયક, યોગ્ય, પાત્ર

**Desiccate** vt. [ *L. de* and *sicco* to dry] સુકવવું, સુકવીને કોરૂં ક.

**Desiderate** vt. [ *L. desidero* I long for] To lack -ની ખોટ-જરૂર લાગવી, માગવું, ચાહવું, ઇચ્છવું.

DESIDERATIVE a ઇચ્છાદર્શક, ઇ-ચ્છાર્થક.

DESIDERATUM s. જેની ખોટ-જરૂર છે એવી વસ્તુ*f*, ઇષ્ટ પદાર્થm, ઇષ્ટn,ઇ-પ્સિતn, ખોટ*f*, ખામી*f*.

**Design** vt. [ *L. de* and *signo* I mark]To draw (a sketch, plan &c.) આળેખવું, -નું આ લેખન ક ,-નો ઘાટ-આકાર કાઢવો,-નો નકશો કાઢવો;

2 to form an idea of to project (a scheme a literary work) નો મનમાં ઘાટ-બેત ગોઠવવો ઠરાવ કરવો વિચાર મનસુબો-યોજના કરવી યોજવું 3 (for) to intend વિચાર ઇરાદો મનસુબો રાખવો ઠરાવ કરવો ઠરાવવું as I d this building for a hospital હું આ મકાનને દવાખાનાના કામમાં લેવાનો વિચાર રાખું છું *s* નકશીકામ આલેખન *m* 2 ઘાટ *m* યુક્તિ *f* તજવીજ *f* રચના *f* તદબીર *f* 3 વિચાર *m* યોજના *f* મનોરથ *m* ઇરાદો *m* મનસુબો *m* મરજી વિચારણા ઠરાવ *m* અટકળ ઘાટ *m* as designs upon a man's property કોઇની મિલકત ઉપર કીધેલો બદઇરાદો 4 contrivance તદબીર *f* યુક્તિ *f* 5 figuring upon embroidery &c નકશી *f* બુટ્ટા *m* ભાત *f* Argument from design ઉદ્દેશ પરથી ઉદ્દેશ *m*

**Designate** *vt* To indicate (a boundary a place) નું નામ-નિશાન પાડી આપવું બતાવવું દેખાડવું બતાવી દેખાડીઆપવું સૂચવવું 2 to point out (person) દેખાડવું તે આ એમ બતાવી આપવું ઓળખાવવું 3 (for to) to appoint નીમવું -ની નીમનૂક *k* as to d a person to a post કોઇ માણસને કોઇ જગ્યાએ નીમવો

DESIGNATE DESIGNATED *a* બતાવી આપેલું 2 ઓળખાવેલું 3 નીમેલું

DESIGNATION *s* The act (see the verb) 2 નીમનૂક *f* યોજના *f* 3 નામ *m* ઇસ્કાબ *f*

DESIGNEDLY *ad* ઇરાદાથી જાણી જોઇને બુઝીને બુદ્ધિપૂર્વક

DESIGNER *s* One who designs (see the verb) 2 a schemer (in a bad sense) કાવત્રાખોર-તરકટી માણસ

DESIGNING *a* દગાખોર દગલબાજ કાવત્રાખોર ચાલિંદુ કાવાદાવા

**Desire** *vt* [Fr desirer L desidero I long for] To wish લેવા મેળવવા ચાહવું માગવું ઇચ્છવું -ની ઇચ્છા *k* 2 to request કહેવું વિનતિ-અરજ *k* માગવી *k* as I desired my friend to go મેં મારા દોસ્તને જવાનું કહ્યું 3 to direct કેહવું ફરમાવવું આજ્ઞા *k* as I desired my servant to go મેં મારા નોકરને જવા ફરમાવ્યું *s* ઇચ્છા *f* અભિલાષ *m* ભાવના *f* કામના *f* આશા *f* ખાએશ *f* મનકામના *f* ઉર્મિ *f* વાસના *f* મુરાદ *f* 2 કહેણ કહેવું મરજી *f* વિનતી *f* અરજ *f* 3 excess in longing લોભ *m* ઉત્કંઠા *f* તૃષ્ણા *f* કોડ *f* આકાંક્ષા *f* 4 object of desire ઇચ્છેલી વસ્તુ *f* કામના *f* મનોરથ *m*

DESIRABLE *a* ઇષ્ટ ચાહવા લાયક ઇચ્છવા યોગ્ય લોભ-ઉત્કંઠા-આકાંક્ષા ઉત્પન્ન કરે એવું કામ્ય

DESIROUS *a* ઇચ્છા રાખનાર ચાહના રાખનાર અભિલાષી લોભી આતુરતાવાળું ઇચ્છાતુર ઉત્કંઠિત ભાવવાળું

**Desist** *vi* [L de and sisto I stop] To stop to forbear બસ કરી જવું પાછું હઠવું હઠી જવું બંધ પડવું અટકવું

**Desk** *s* [AS disc] An inclining table ઢળતું ટેબલ *m* મેજ *f* લખવાનું બેસવાનું સાધારણ ટેબલ ઉપર મૂકવાનું ઢળતું ખોખું 2 the pulpit ખ્રિસ્તિ દેવળમાં ઉપદેશ કરનાર પાદરીને માટે બનાવેલી ઊંચી જગ્યા ઉપદેશકનું આસન

**Desolate** *vt* [L de and solus alone] (See depopulate) 2 to (lay) waste મેદાન કરી મૂકવું ઉજ્જડ પાયમાલ-તારાજ *k* as the flood has desolated fields રેલે ખેતરને મેદાન કરી મૂક્યાં છે *a* ઉજડ ઉજ્જડ પડેલું વસ્તી વિનાનું રહિત વેરાન સૂનું શૂન્ય ઉદ્ધ્વસ્ત 2 નેહ વિના ઉજ્જડ ખરાબખસ્તે પાયમાલ તારાજ 3 solitary (persons) એકલું અનાથ નિરાશ્રય અશરણ સોબતી વિનાનું નિરાધાર

DESOLATION *s* (See the verb 1 2) the state પાયમાલી *f* ખરાબી *f* તારાજી *f* 3 a desolate place વેરાન જગ્યા *f* મૂલક *m*

**Despair** *vi* (of) [Fr désespérer from L de & spero I hope] આશા મૂકવી છોડવી નિરાશ થવું *s* આશા મૂકવી-છોડવી તે નાઉમેદી *f* આશાભંગ *m* નિરાશા *f* વિષાદ *m*

DESPERADO *s* A person regardless of safety મરણીઆ આતતાયી બહારવટીઓ માણસ

DESPERATE *a* Abandoned to despair (person) આશા મૂકી બેઠેલું જીવ ઉપર આવેલું મરણીઆ જેવું જીવની પરવા ન રાખે તેવું as he has grown મરણીઆ જેવો થ remedy or cure (thing) આશા મૂકવા જેવું નિરુપાય નાઇલાજ અસાધ્ય 3 proceeding from despair જીવ ઉપર આવ્યાથી મરણીઆ થઇને કીધેલું છેવટનું આખરનું as d efforts જીવ ઉપર આવ્યાથી કીધેલા પ્રયત્નો

DESPERATION *s* આશા છોડવી મૂકવી તે 2 નિરાશપણું *n* મરણીઆપણું *n*

**Despatch** *vt* [Fr dépêcher prob from L de and spatior I go] To send off (a messenger or missive) મોકલવું રવાને *k* ઉતાવળું મુકામે મોકલવું દોડાવવું to kill મારી નાખવું સ્વધામ પહોંચાડવું as d him with a sword તલવારથી તેને મારી નાખો 3 to dispose of કાઢવું કરી નાખવું નો નિકાલ કરવો ઉકેલી દેવું આટોપવું as to d business કામનો નિકાલ કાઢવો *s* (See the verb 1 & 3) 2 ત્વરા *f* ઝપાટો *m* નિકાલ *m* ઉતાવળ *f* 3 official message or letter મુરાસલા *m* ખલીતો *f* વિશેષ સરકારી સંદેશો પત્ર

**Desperado, Desperate, Desperation** (See under Despair)

**Despise** *vt* [L de and specio I look] To scorn હલકું-તુચ્છ ગણવું ધિક્કારવું -ની અવગણના *k* -નો તિરસ્કાર *k* તરછોડવું

DESPICABLE *a* (persons and things) નીચ છેક હલકું ગેડીનું અવગણના કરવા જેવું અધમ નિરર્થક નિ

**Despite** *s* (See Despise) દાઝ *f* વેર *m* ખાર *m* દ્વેષ *m* ખુન્નસ અદેખાઇ વેર દ્વેષ કીનો *m* ખુન્નસ 2 an act of malice or defiance ખન્નસ કરી દ્વેષથી કીધેલું કામ in d of ની ગણકાર્યા છતાં *prep* છતાં

DESPITEFUL *a* ખુની દ્વેષી કીનાવાળું ખારીલું ખુનસી, દાઝ રાખનારું કીનાખોર

**Despoil** *vt* (of) [L de & spolium spoil] To strip નાગું -નું લૂંટી લેવું લૂંટવું

**Despond** *vi* [L de & spondeo I promise] To lose hope or courage હિંમત-આશા છોડી-મૂકી-હારી નાહિંમત-નિરાશ-નાઉમેદ થવું

DESPONDENCY *s* નાહિંમતપણું *n* નિરાશા *f* ઉદાસી *f* નિરુત્સાહ *m* ખિન્નતા *f* મનોભંગ

DESPONDENT *a.* નાહિંમત, નિરાશ, ઉદાસ, નિરાનંદ, નિરુત્સાહ, નાઉમેદ

**Despot** *s* [*Gr. despotes*] An absolute sovereign કુલ અખત્યાર ભોગવનાર રાજા*m*-હાકેમ*m*, મુખત્યાર હાકેમ*m*; 2 a tyrant જુલમી-ઠગોરીઓ રાજા*m*-હાકેમ*m*, નિરંકુશ રાજા*m*.

DESPOTIC *a* મરજી પ્રમાણે ચાલનાર, આપખુદી, કુલ અખત્યારી, સ્વતંત્ર, 2 ઠગોરીઉં, જુલમી,જુલમગાર, નિરંકુશ.

DESPOTISM *s* Absolute power કુલ અખત્યાર*m*, જહાગીરી સત્તા*f*,અપ્રતિબંધ સત્તા*f*, 2 an arbitrary government જ્યાનો રાજા મરજીમા આવે તેમ ચાલી શકે એવું રાજ્ય, અપ્રતિબંધ સત્તાક રાજ્ય*n*, જહાગીરી રાજ્ય*n*-અમલ*m*

**Dessert** *s* [*Fr. de* & *servir* to serve] જમણ પછી પીરસેલાં ફળ વિગેરે, મુખવાસ*m*; A d spoon વચલા વગનો ચમચો.

**Destine** *vt* [*L. destino* from *de* and obsol *stano* I set fast] To ordain આગળથી ધારી મૂકવું-નક્કી ક. -ઠેરવવું, નિર્મવું, નિર્માણ ક.,-નું ભવિષ્ય બાંધવું,-નો નિયોગ ક.,as to d a boy for a profession કોઇ છોકરે અમુક જતા શું ધંધો કરવો તે નિર્મવું.

DESTINATION *s* The act(see the verb) નિયોગ*m*; 2 the thing destined જે કંઇ આગળથી ધારી મૂક્યું હોય તે,આગળથી ધારી મૂકેલી વાત,નિર્માણ*n*, નિર્મિતવાત*f*, as, he is fitted for his d. તેને વિષે જે ધારી મૂક્યું છે તેને માટે તે લાયક થયો છે;3 place to which a thing is appointed જ્યાં મોકલવાનું હોય તે જગ્યા*f*,નિર્મિત જગા*f*, નિર્દિષ્ટસ્થાન*f*; as, the letter reached its d. કાગળને જ્યાં મોકલવાનો હતો ત્યાં પહોંચ્યો

DESTINED *a* નક્કી-નિર્માણ કરેલું,ઠેરવેલું, નિમેલું, નિર્મિત.

DESTINY *s.* Thing destined(See Destination 2)નિર્માણ*n*;as,man's d is eternal progress માણસે હમેશ ચડતા થતા જવું એ તેનું નિર્માણ છે;2 fixed order of things નસીબમાં લખેલી વાત, ભાવિ*n*, ભવિષ્ય*n*, નસીબ*n*,કીસ્મત*n*,અદૃષ્ટ*n*, દૈવ*n*, પ્રારબ્ધ*n*,ભવિતવ્ય*n*,ભવિતવ્યતા*f*,તગદીર*n*.

**Destitute** *a.* [*L. de* & *statuo* I place] In want (persons and things)વિનાનું,રહિત,હીન;2 needy, forlorn (persons) છેક ગરીબ, ભૂખે મરતું, લાચાર, નિરાધાર, નિરાશ્રય, અનાથ, અશરણ, દરિદ્રી, રંક.

DESTITUTION *s* રહિતપણું*n*, હીનતા *f*, અભાવ*m*, 2 પૈસાની અત્યંત ગરીબાઇ*f*,ભૂખે મરતાપણું*n*,છેક ગરીબ-લાચાર અવસ્થા*f*, અનાથપણું*n*, અતિદારિદ્ર્ય

**Destroy** *vt.* [*L. de* and *struo* I build] To demolish (a wall, a building) પાડી-ભાંગી-તોડી નાખવું, 2 to ruin પાયમાલ તારાજ ક.,-નું સત્યાનાશ વાળવું,-નો નાશ ક.,3 to kill મારી નાખવું,-નો નાશ ક.;as,birds d. insects પક્ષીઓ જીવડાંનો નાશ કરે છે.

DESTRUCTIBLE *a.* નાશ પામે એવું, નાશવંત, નાશ કરી શકાય તેવું, નશ્વર

DESTRUCTION *s.* (See the verb 1–3), 2 પાયમાલી*f*, સત્યાનાશ*n*, ઉચ્છેદ*m*, નાશ*m*, 3 cause of d.પાયમાલી-નાશનું કારણ*n*; as, it will be your d. એ તમારા નાશનું કારણ થશે

DESTRUCTIVE *a.* ઉખેલે એવું, પાયમાલ-તારાજ-નાશ-નુકશાન કરે એવું, નુકશાન-નાશકારક,વિનાશકારક, 2 (as criticism) ખંડનાત્મક, દૂષણાત્મક

**Desuetude** *s.* [*L de* and *suesco* I am accustomed] Disuse વાપરવટ જતો રહેવો તે કામમા આવતા બંધ પડવું તે,ચાલ-વહીવટ નીકળી જવો તે, અપરિચય*m*

**Desultory** *a.* [*L. de* & *salio* I leap] Immethodical મોહો માથા વગરનું, જેમ તેમ કીધેલું,ધોરણ વગરનું, બેતાલ, અવ્યવસ્થિત, છૂટું, as, d.conversation છૂટી વાતચીત.

**Detach** *vt.* [*Fr. détacher*] To separate છૂટું-જૂદું-નોખું-વિખોટું પાડવું, -માંથી-ઉપરથી ખસેડવું, as, to d. a person from a cause કોઈ પક્ષથી કોઇ માણસને વિખુટો પાડવો, 2 to separate and send છૂટું પાડીને મોકલવું,-માથી કાઢીને મોકલવું; as, to d. a ship from a fleet વહાણના લશ્કરમાથી એક વહાણ કાઢીને મોકલવું.

DETACHED *a.* છૂટું છૂટું,આઘું આઘું, અલગ અલગ આવેલું-પડેલું,2 છુટું પાડીને મોકલેલું.

DETACHMENT *s* The act(see the verb 1),2 the state છુટું-જુદું પડવું-થવું તે; 3 a body of troops or a part of a fleet detached and sent લશ્કર કે નૌકા સૈન્યની છૂટી પાડેલી ટુકડી.

**Detail** *vt.*[*Fr de* & *tailler* to cut] To relate in particulars વિગતવાર -સવિસ્તર-તફસીલવાર કહેવું-જણાવવું; 2 to appoint લશ્કર-સરદારને કોઈ અમુક કામગિરી ઉપર મોકલવો-નીમવો. *s.* A particular વિગત*f*, તફસીલ*f*; 2 a narration of particulars વિગતવાર વર્ણન*n*, સવિસ્તર-તફસીલવાર-મુફસ્સિલ બ્યાન*n*; as, a d. of the circumstances of the case will show એ વાતની હકીકતના વિગતવાર વર્ણન ઉપરથી જણાશે, 3 લશ્કર -અમલદાર વિગેરેની કામગિરી ઉપર નિમણુક*f*;4 કામગિરી ઉપર નીમેલું માણસ-લશ્કર*n*.

DETAILED *a.* વિગતવાર, સવિસ્તર,તફસીલવાર, મુફસ્સિલ,2 કામગિરી ઉપર નીમેલું -ને માટે પસંદ કીધેલું.

**Detain** *vt* [*L de* and *teneo* I hold] To restrain from going રોકવું, ખાળવું, ખોટી ક., અટકાવી રાખવું,-થી રોકાવું-ખળાવું,2 to withhold ન આપવું,અટકાવી રાખવું, as,to d a man's pay કોઇનો પગાર અટકાવી રાખવો, 3 to hold in custody (things) કબજા-હવાલા-જામિનમા રાખવું, (persons) નજરકેદ રાખવું, કેદ ક.

DETENTION *s* The act (see the verb 1&2), 2 delay, restraint ખાળો*m*,રોકાણ*m*,અટકાવ*m*, 3 confinement &c નજરકેદ*f*, કેદ*f*,જપ્તિ*f*.

**Detect** *vt* [*L de* & *tego* I cover] To find out પકડવું,પકડી-શોધી કહાડવું,-નીભાળ કાઢવી,-નો પત્તો લગાડવો.

DETECTION *s.* The act ( see the verb),2 the being detected પકડાવું તે,પકડાઇ જવું તે,શોધ*mf*, ભાળ*f*, ખોળ*f*, પત્તો*m*.

DETECTIVE *a.* Fitted for or skilled in detecting શોધી પકડી કાઢવાને લાયક, -મા ચતુર-હોશીયાર *s* One whose business it is to detect criminals secretly જેનું કામ છુપી રીતે ચોરોને પકડવાનું છે તે, છુપી પોલીસનો આદમી*m*, ડીટેક્ટીવ, છુપો જાસુસ-દૂત.

**Deter** *vt* [*L. de* and *terreo* I frighten] To stop by fear બીક આપીને પાછું હઠે એમ કરવું., પાછાં હઠાવવું, અટકાવવું, ખાળવું.

a plan of his d. તેની કાઢેલી યુક્તિ; 3 anything fancifully conceived નકશીf,ભાતf, બુટ્ટોm, 4 an emblem નિશાનn, નીશાન દાખલ નકશી f, 5 the motto attached to an emblem નિશાન જોડે લખવાનુ વચન-વાક્યn.

**Devoid** *a* [*Fr. de* and *void* empty] Destitute વિનાનું,હીણ-ન,શૂન્ય, રહિત,-થી વેગળુ

**Devolve** *vt* (on) [*L. de & volvo* I roll] To transfer to another પર-માથે નાખવું,-ના હાથમા આપવું-આપી જવું, as, he devolves the cares of the household on me તે ઘર ખટલાની ફીકર મારે માથે નાખે છે *vi* મળવું, માથે-ના હાથમા આવવું, માથે આવી પડવુ, the crown devolved on his son તેના દીકરાને ગાદી મળી

**Devote** *vt* [*L de & voveo* I vow] To dedicate અર્પણ ક , એકનિષ્ઠ રાખવુ, સમર્પવું,-મા વાપરવું,-મા વાપરવાને કાઢવું, as, he devoted more than half his property to charitable objects તેણે અર્ધી કરતા વધારે પોતાની માલમતા ધર્મના કામમા વાપરવાને કાઢી; 2 to give up (oneself) wholly મચાવવું,મચાવી દેવુ ,-મા મચવું-મચ્યાં રહેવું,-માં શ્રમથી વળગવું,as, he devoted himself to study તે અભ્યાસમાં મચ્યો; 3 to doom to-ના મોહોમા મૂકવું,(દુ ખ કરતાને) આપી-સોંપી દેવુ , સ્વાધીન ક., as,he devoted the city to destruction તેણે શહેરને નાશના મોહોમાં મૂક્યુ.

Devoted *p a* એકનિષ્ઠ, ભાવિક, સમર્પિત; 2 મચેલુ , વળગેલુ , મચાવેલુ ; 3 સોંપી દીધેલુ , ધરી રાખેલુ ; A d. servant એકનિષ્ઠ નોકર

Devotee *s.* ભગતm, ભક્તm, ભક્તજનm, પૂજક, 2 an ascetic વેરાગી m, વેરાગેણ f, જોગીm, જોગેણ.

Devotion *s.* The act અર્પણn,(see the verb 1),2 the state of being devoted એકનિષ્ઠપણુંn, એકનિષ્ઠાf, એક ભાવm, અર્પિતપણુંn; 3 devoutness અનન્ય ભાવm, ભક્તિf, ભક્તિભાવm, ધર્માસક્તિf, ઈશ્વરાસક્તિf; 4 worship ભજનn,પૂજાf, ભક્તિકર્મn

Devotional *a* ઈશ્વર ભજન-ભક્તિનુ -સબંધીનું,ઈશ્વર ભજન-ભક્તિને યોગ્ય -ના ઉપયોગનું, ભક્ત્યાસક્ત; as. a d. frame of mind ભક્ત્યાસક્ત મન

Devout *a* Pious (person)ભાવિક, પરમધાર્મિક,પરમ ભક્તિવાળુ -માન-વાન; 2 expressing devotion ઈશ્વરનિષ્ઠ હોય એવુ, ભાવિકપણાનુ, ધાર્મિકપણાનું, ભક્તિમાનપણાનું, as, with eyes d ભાવિકપણાની આખથી, 3 sincere, earnest ભાવ યુક્ત-ભરેલુ , ખરામન-અ ત કરણનું, as, a d. wish ખરામનની ઈચ્છા, a d. person હરિજન, અનન્ય ભક્તિમાન માણસ.

**Devour** *vt* [*L. de & voro* I eat whole] To eat greedily ખાઈ જવું -નાખવું,ફાડી ખાવું, ગળચી જવુ ,આખુને આખુ ખાઇ-ગળી જવું; 2 to appropriate fraudulently or violently ખાઇ જવું-નાખવું, ગળી જવું, as, ye d widows' houses તમે વિધવાઓના ઘરોને ખાઇ જાઓ છો; 3 to spend in dissipation ઉડાડી દેવું.

**Dew** *s.* [*AS. deaw*] Moisture deposited on the ground from the air ઓસm, ઓપm, ઝાકળn f, ઠારm,

Dew-lap *s.* ગાય-ગોધાને ગળા નીચે જે લબડતુ માસ હોય છે તે, ગળગળn. f, ધાબળોm, 2 the flesh on the throat flaccid with age ઘડપણમા ગળાનુ લબડતુ ચામડુ-માંસn

Dewy *a.* Partaking of dew ઓસનું, ઝાકળી,as,a d moisture ઓસની ભીનાસ; 2 moist with dew ઓસથી ભીનુ-ભીનાએલુ -પલળેલુ ; as, the d ground ઓસથી ભીનાએલી જમીન.

**Dexterity** *s.* [*L. dexter* right hand] Physical activity and skill શરીરની ચાલાકીf-ચપળતાf,હોશીઆરીf, ખબરદારીf, અગ ચાલાકીf, ઝડકf, as, the d. of a rider સવારની હોશીઆરી; 2 quickness skill (of mind) ખબરદારીf, કુશળતાf, ચતુરાઈf, દક્ષતાf, બુદ્ધિ લાઘવn.

Dexterous, Dextrous *a.* ચાલાકી-ચપળતાવાળુ , ખબરદારીનું, ઝડકનુવાળુ , ચ ચળ; 2 (person) ખબરદાર, ચતુર, ચ ચળ, દક્ષ, દક્ષતાનુ, બુદ્ધિના લાઘવવાળુ

**Diabetes** *s.* [*Gr diabetes*] સાકરીઓ પરમીઓm, મીઠી પિશાબf, મધુમેહm

**Diabolical** *a.* [ *Gr. diabolos* the devil ] Devilish શેતાનના જેવું, મ્હોટા અધર્મનુ, મહા-અતિ દુષ્ટ, મહાઘોર પાપનું.

**Diaconate** *s.*(See under Deacon).

**Diadem** *s.* [*Gr.dia* throughout & *deo* I bind]A king's head dress માથે બાંધવાની રાજચિન્હની પાઘી, રાજાનો શિરબધm-શિરપેચm, મુગટm, તાજm, 2 sovereignty રાજત્વn, રાજસત્તાf-શોભાf, બાદશાહીf

**Diagnosis** *s.* [ *Gr. diagnosis, dia* and *gignosko* to know] રોગ પરીક્ષાf, રોગનિદાનn.

Diagnose *vt.* રોગ પરીક્ષા-નિદાન ક.

**Diagonal** *a.* [ *Gr. dia* through and *gonia* an angle] (Geom) સામસામાના ખૂણા જોડનાર, કર્ણરેખાકૃતિનું, કર્ણાકૃતિનું, ત્રાંસું, કલમ ત્રાંસુ. *s.* સામસામાના ખૂણાને જોડનાર લીટી f, કર્ણલીટીf, કર્ણરેખાf, કર્ણm f.

**Diagram** *s* [*Gr. dia* and *grapho* I describe] (Geom.) રેખા ગણિતના સિદ્ધાંતો સિદ્ધ કરી બતાવવાને કાઢેલી આકૃતિ, સિદ્ધાંતની આકૃતિf, આકૃતિf,2 any illustrative drawing નિદર્શનાકૃતિf, આકૃતિf, ભગીf, પરિલેખm, ચિત્રn.

**Dial** *s* [*L dialis*,from *dies* a day] An instrument for measuring time by the sun's shadow શંકુયંત્રn,m;D plate ઘડીઆળનો ચ દો.

**Dialect** *s.* [ *Gr. dia* and *lego* I speak] Language ભાષાf,જબાનf, 2 a branch of a language બોલી f, દેશ-પ્રાંત ભાષા, ઉપભાષાf.

Dialectical *a.* દેશ ભાષાનુ-વિશેનુંસબધીનું; 2 ન્યાય-તર્કશાસ્ત્રનુ-વિષેનુ-સબધીનુ, વિવાદનુ-સબધીનુ

Dialectics *s* The branch of logic which teaches the modes of reasoning ન્યાયn, ન્યાય-તર્કશાસ્ત્રn.

Dialectician *s* ન્યાય જાણનાર-વેત્તા, ન્યાય-તર્કશાસ્ત્રીm, નૈયાયિકm.

**Dialogue** *s.* [ See Dialect ]. A verbal discourse between two or more persons સવાલ જવાબm. *pl.*,સ વાદm,પ્રશ્નોત્તરm;2(written) સવાદરૂપ લખાણn-ગ્રથm;as,Joyce's scientific d જોઇસે શાસ્ત્ર વિષે બનાવેલો સ વાદરૂપ ગ્રથ.

**Diameter** *s* [*Gr.dia* and *metron* measure](Geom.) ગોળ અથવા દરકોઇ વક્રરેખા કૃતિના મધ્યબિંદુમાં થ-

ધને પરીધમા જેના બેઉ છેડા હોય છે એવી સીધી લીટી મધ્ય વાસરેષા/ વ્યાસમ ગમસૂત્રn 2 a right line passing through the centre of a tree or rock or the like from one side to the other વચાઇ/ વ્યાસm ગભા ગમસૂત્રn

DIAMETRICAL *a* વ્યાસનું-રૂપ 2 direct straight બરોબર ખરેખર as d opposition ખરખરી વિરૂદ્ધતા

DIAMETRICALLY *ad* છેક ત ન ત રેહટ ખરખરૂ બરોબર

**Diamond** *s* [*Fr diamant* from *Gr a* & *damao* I subdue ] A gem હીરોm ² (Geom ) a rhombus સમબાહુ વિષમકોણ ચતુરસ્ર ચોખુણા ત્તિ/ 3 one of a suit of cards ગંજીફાના ચોકડીના પાનાn *pl* ચોકડી/ 4 the smallest type છાપવામા આવતા એક જાતના નાનામા નાના બીબાn *pl* 5 a glazier s tool for cutting glass કાચ કાપવાની કલમ/

**Diaper** *s* [ *Fr diapre* to variegate with different colours] A variegated cloth a towel જેના રૂમાને આવે છે તે બુટ્ટેદાર-તરેહવાર ભાતવાળુ સણુ કપડુ n તરેહદાર રૂમાલm 3 a square piece of cloth for wrapping about the hips of a child નાના છોકરાને કેડે વિટવાનુ ચોખડુ લુગડુ *v*. *vt* To variegate with figures કપડા ઉપર બુટ્ટા -તરેહ ભાત પાડવી

**Diaphanous** *a* [*Gr diaphanes*] Transparent જેમા થઇને અજવાળુ પડે એવુ પાર દેખાય સ્વચ્છ નિમળ

**Diaphoretic** *s* (*Gr dia* through and *phoreo* I carry] પરસેવો આણે -વધારે એવુ ઓસડ સ્વેદવધક ઓસડn

**Diaphragm** *s* [ *Gr dia* and *phrasso* I defend] A thin partition પાતળો પડદો 2 the midriff પેટને છાતી વચ્ચેનો પડદો

**Diarrhoea** *s* [*Gr dia* and *rheo* I flow] ઝાડે ફરવુ તે ઢગામણ*f* ઝાડોm અતિસારm Chronic d સગ્રહણી/

**Diary** *s* [*L dies* a day] રોજ બ રોજની-એવી વાતની નોંધ ચોપડી/ રોજ બરોજની-બનેલી વાત લખવાની ચોપડી દિન ચર્યા લેખ-લેખનીચોપડી દૈનંદ નોંધ/ રોજનામુંn

**Diatribe** *s* [*Gr dia* & *tribo* I rub] A continued discourse વ્યાખ્યાનn 2 a strain of reproach નિંદાની ઝુપટ/ ઠીકામn પી ટણn નિંદા/

DIATRIBIST *s* The author of a diatribe વાદવિવાદ-સવાદ રચનાર કરનાર અથવા કરનાર

**Dice** *s* [*pl of die* which see] રમવાના પાસાm પાસે રમવાની રમત *vi* ઘીટ ની કોઈ નકરી બરણી કા ઢી વ ળીને કાઢવી *vt* પાસાથી રમવુ

**Dictate** *vt* [ *L dico* I say ] To speak so that another may write લખાવવ ઉતરાવવુ કહી-બોલી વાચીને લખાવવુ as will you write what I d. ? હુ લખાવુ તે તમે લખશો? 2 to communicate with authority ઉપરીપણાથી હુકમ કરીને કહેવુ ફિરે હુકમ આપવો as to d a line of conduct કેમ થાવવું તે ફિરે હુકમ આપવો 3 to suggest સૂચવવુ પ્રેરવુ સૂચવીને બતાવવુ *s* કહેવુ તેn કહેવુ n હુકમn આજ્ઞા/

DICTATION *s* (See the verb)

DICTATOR *s* ઉપરીm હુકમ આપનાર 2 one invested with absolute authority જેને કુલ અખત્યાર આપ્યો હોય એવો અધિકારીm કુલમુખ્ત્યાર અધિકારીm

DICTATORIAL *a* Absolute કુલ અપ્રતિબધ-અબધ as d powers કુલ અખત્યાર 2 imperious કુલ અખત્યારી હોય એવુ જહાંગીરી તોરભાવનુ ભરેલું as in a d tone [illegible] અવાજથી

**Diction** *s* [ *L dico* I say ] શબ્દ વાપરવા શબ્દ શબ્દ વાપરવાની રીત રચના/ ભાષા/, શૈલી/

**Dictionary** *s* [*L dico* I say] A lexicon શબ્દ સગ્રહ કોશm કોશm 2 an encyclopædia મૂળતત્વનો સારસગ્રહ કોશm as a medical d વૈદકશાસ્ત્રના મૂળતત્વોનો સાર સગ્રહ

**Dictum** *s* [ *L dico* I say ] An authoritative saying વચનn વાક્યn ઉક્તિ/

**Didactic, Didactical** *a* [*Gr didasko* I teach] Preceptive બોધ -ઉપદેશ રૂપ બોધાત્મક ઉપદેશાત્મક

DIDACTICS *s pl* બોધ-ઉપદેશ રિ ક્ષણ કળા, [illegible]

**Die** *vi* [ [illegible] To become dead મરવુ મરી જવુ (as men) પ્રાણ છોડવો ગુજરવુ ગુજરી જવુ ગત થવુ શરણ થવુ સ્વર્ગવાસી થવુ 2 to suffer death for જીવ-જાન આપવો he died for the good of his country તેણે પોતાના દેશના હિતને અર્થે જીવ આપ્યો 3 to become lost or extinct સમવુ શમવુ સમાઈ જવુ રહેવુ as let the secret d within your own breast તે છાની વાતને તમારા મનમા સમવા દેજો 4 to vanish જતા રહેવુ નાશ પામવ as his fame cannot d તેની કીર્તિ જતી રહેવાની નહિ 5 to faint મૂછા પામવી બધ પડવુ as his heart died with him તેનુ હૈયુ એમને એમ બધ પડ્યુ 6 to become vapid ફીકુ નિર્જીવ થીમુ પડી જવુ To d away (as sound wind) (સભળાતા) ધીમે ધીમે બધ થઇ જવુ પડી જવું To die out ધીમે ધીમે મરી પરવારવુ

**Die** *s* [*Fr* ] A small cube used in gaming પાસોm અથm 2 a stamp for coining સિક્કા પાડવાની મુદ્રા-બીબુ n ઠસ્સોm

**Diet** *s* [*Fr diete*] Habitual food ખાનપાનn ખાવાનુ ખાણુંn ભોજન n ખોરાકm 2 regimen અવગુણ ન કરે એવુ ખાનપાન પથ્યn પરેજી/ કરી/ a d is of importance to a patient માંદા માણસને પથ્યની મોટી જરૂર છે 3 allowance of provision નિમેલો ખોરાક 4 રાજસભા/ *vt* જમા ડુ ખવા ડુ પોષવુ 2 to put on a d કરી પરેજી રખાવવી પળાવવી પથ્ય ખાવાનું કહેવુ

DIETETIC *a* પથ્ય કરી પરેજી સબધી નુ વિષયક પથ્ય

**Differ** *vi* [*L dis* & *fero* I carry] To be unlike જેવા-સરખા ન હોવુ, જુદા પડવુ ફેર-અંતર-તફાવત હોવો as a lion differs from a tiger સિંહ વાઘના જેવો નથી 2 to be of unlike opinion-નો વિચાર-અભિપ્રાય મત જુદો હોવો વિચારમા જુદા પડવુ જુદા વિચારના હોવુ as I d with you as to his character તે કેવુ માણસ છે તે વિષે તમારાથી મારો વિચાર જુદો છે 3 to be at variance મન ઉંચા હોવા-થવા, જુદા મન ખટપટ થવી વાંધો પડવો as we can never d. with each other આપણ મન કદી ઉંચા થાય નહિ

DIFFERENCE *s.* જુદાપણું*n*, ભિન્નભાવ *m*, ફેર*m*, ફરક*m*, તફાવત*m*, ભેદ*m*, અંતર*m*; 2 (in opinion) મતફેર *m*, મતાંતર*n*, મતભેદ*m*, (see the verb 2); 3 ખટપટ*f*, મન ઉંચા થવા-હોવા, વાંધો*m* તકરાર*f*, જૂદા-ઉંચા મન,જુદાઈ*f*, ભિન્નભાવ*m*, 4(Math )remainder બાદ કરતા રહે તે, બાકી*f*,શેષ*m*; 5 (in logic)વિશેષ*m*,વિશેષ લક્ષણ*n* *vt.* જૂદા પાડવુ, ફેર-ભેદ ગણવો.

DIFFERENT *a* Distinct, separate એકજ નહિ એવું, જુદું, જૂદું જૂદું, નિરાળુ, ન્યારૂ, અળગ, અવર, as, they two went d. ways તેઓ બે જુદે જુદે રસ્તે ગયા. 2 unlike સરખુ-મળતુ નહિ એવું, જૂદું જૂદું, જૂદું પડતુ, જૂદું, ભિન્ન.

DIFFERENTIA *s.* Specific difference વિશેષ*m*.

DIFFERENTIAL *a.* જૂદું, વિશેષ

DIFFERENTIATE *vt.* & *vi.* To produce a difference ભેદ પાડવો-ક, જુદું પાડવું-કરવું

**Difficult** *a.* [*L. dis* and *facilis* easy] Arduous અઘરૂ, કઠણ, વિકટ, મહેનતનું, મુશ્કેલ, દુર્ઘટ; 2 hard to understand અઘરૂ, આકરૂ, દોહલું, કઠીણ, દુર્ઘટ; 3 not compliant વળે-સમજે-માને નહિ એવું, બરડ, આકરૂ, દુસ્સેવ્ય; as, you have a d. man to deal with તમારે બરડ માણસ જોડે કામ લેવાનું છે, D. to attain દુર્લભ, દોહલું.

DIFFICULTY *s* અઘરાપણું*n*, મુશ્કેલપણું*n*, કઠીણપણું*n*-તા*f*; 2 અઘરાપણું *n*, કઠીણતા*f*, આકાર-દુર્ઘટ પણું*n*-તા*f*, 3 trouble મુશ્કેલી*f*, કૂટ*f*, ગુંચવણ*f*, વિટંબના*f*, મુસીબત*f*, આપદા*f*, અવઘટ*f*,as,the difficulties of science શાસ્ત્રની કૂટ; 4 objection અટચણ*f*, હરકત*f*, શંકા*f*,તકરાર*f*, આક્ષેપ*m*; as to start difficulties હરકત નાખવી

**Diffident** *a.* [*L. dis* & *fides* faith] Distrustful ભરોંસો-વિશ્વાસ ન કરે એવું, શંકા કરનાર-લેનાર, બેઈતબારી, અપ્રત્યયી; To be d નો ભરોંસો ન હોવો, શંકા લેવી; as,he is d of the rewards of a virtuous life તેને સદાચરણના સુફળ વિષે ભરોસો નથી, 2 wanting self-confidence પોતાની શક્તિ-યોગ્યતા વિષે શંકિત રહેનાર, બે-કમ-નાહિંમત, આત્મશંકી, અસ્વગુણજ્ઞ, 3 bashful શરમાળ, અધૃષ્ટ.

DIFFIDENCE *s* ભરોંસો-ખાત્રી ન હોવી-રાખવી તે,અવિશ્વાસ*m*,અણવિશ્વાસ *m*, શંકા*f*, અપ્રત્યય*m*; 2 પોતાની શક્તિ-યોગ્યતા વિષે અવિશ્વાસ*m* નાહિંમતપણું*n*, આત્મશંકા*f*, આત્મશંકિતપણું*n*; 3 શરમાળપણું, સંકોચ*m*.

**Diffuse** *vt* [*L.dis* & *fundo* I pour] To spread પથરાય-પ્રસરે એમ ક.,ફેલાવવું, પ્રસરાવવું,પ્રસારવું,વિસ્તારવું. *a.* Prolix (as style) લાંબુ લાંબુ, લંબાણનું-વાળુ, 2 (as a writer) લાંબુ લાંબુ-લંબાણ કરનાર-કરવાની ટેવવાળુ.

DIFFUSENESS *s* લંબાણ*n*,લાંબુ લાંબુ હોવું તે.

DIFFUSION *s.* ફેલાવો*m*, વ્યાપન*n*, પ્રસાર*m*, વિસ્તાર*m*.

DIFFUSIVE *a.* પ્રસરે-પથરાય-ફેલાય એવું, પસરી-પથરાઈ જાય એવુ-જનાર, 2 extending in all directions બહોળુ, as, d. charity બહોળુ દાન.

**Dig** *vt* & *vi* [*As dician*] To turn and throw up as the earth, to hollow out ખોદવું, ખણવું, ગોડવું; To d. out ખોદી કાઢવું *vi* ખોદવું; 2 to do servile work મજુરી ક ; To d. in ખોદવું,-માં ખાડો ખોદવો; To d through ખોદીને રસ્તો કાઢવો-ક.

DIGGING *s.* The act (see the verb); 2 the place of d ખોદવાનું, ખોદવાનુ ઠેકાણું-જગો*f*.

**Digest** *vt* [*L dis* & *gero* I bear] To arrange methodically ગોઠવવુ,-ની વ્યવસ્થા ક -બાધવી,વ્યવસ્થિત રચનામા લાવવું, as, to d confused writings ખીચડો થઈ ગયેલા લખાણને વ્યવસ્થિત રચનામા લાવવું; 2 as, to turn into chyme (food) પચવવુ, જેરવવુ, પાચન-હજમ ક, 3 to think over (a discourse, a subject) મનમાં ઉતારવું-સ્થિર ક.-ઘોળવું, મન-વિચાર શક્તિ વડે ગ્રહણ ક., પાકુ સમજવું,મનન ક.; 4 to bear with patience ખમી-સહન કરી જવું-રહેવું, સાંખી રહેવું, ખમવું,સાખવું, પી જવું; as,he will d all you say તમે જે કહેશો તે બધુ તે ખમી જશે; 5 to ripen as fruits પકવવું. *vi* પચવુ, જરવુ, પાચન-હજમ થવું *s.* વ્યવસ્થિત રચનામાં આણીને કીધેલો-સંગ્રહ-સંહિત ગ્રંથ*m*; 2 કાયદાનો ગ્રંથ *m*, કાયદા સંગ્રહ*m*; 3 જસ્ટિનિઅન-કૃત વ્યવહાર શાસ્ત્ર સંગ્રહ*m*.

DIGESTIBLE *a.* પચે-પાચન-હજમ થાય એવું.

DIGESTION *s.* (See the verb), 2 પાચન*n*, પાચન-પચનક્રિયા*f*, હજમીઅત*f*; Organs of d. પાચનેન્દ્રિય*f*.

DIGESTIVE *a* પચાવે એવું, પાચક, પચાવનાર, પાચન-હજમ કરે એવું-કરનાર, પાચન (in comp.)

**Digit** *s.* [*L. digitus, Sans. dis* to show] $\frac{3}{4}$ of an inch, $\frac{1}{12}$ of the sun's or moon's diameter આંગળ*n*, અંગુલ*n*; as, an eclipse of three digits ત્રણ આગળનો ગ્રાસ; 2 any number under ten એકથી નવ સુધીનો કોઈ આંક*m*, મૂળ આંકડો*m*.

**Dignify** *vt* [*L. dignus* worthy & *facio* I do] To invest with dignity or honour મ્હોટાઇ-મહત્વ-શોભા-પ્રતિષ્ઠા-પ્રભુતા-ગૌરવ આપવું, મ્હોટું-પ્રતિષ્ઠિત ક.

DIGNIFIED *pp.* & *a.*(persons) પ્રતિષ્ઠિત,મોભાવાળુ, પ્રૌઢ, આબરૂ પામેલું, પદ ધરાવનાર,(acts&c.)પ્રૌઢ,પ્રતિષ્ઠિત, સભ્ય, મોભા-ભાર બોજવાળુ, અમીરી.

DIGNITARY *s.* એક ઉંચી પદવીનો ધર્માધિકારી.

DIGNITY *s.* Elevation of mind or character મનનું મ્હોટાપણું*n*, મ્હોટાઇ*f*, મ્હોટમ*n*, શોભા*f*, પ્રતિષ્ઠા*f*, પ્રભુતા*f*, ગૌરવ*n*; as, you acted with d in despising the affront તેણે તમારૂ અપમાન કીધુ તે સામા તમે ન જોયુ એમા તમે મ્હોટાઇ વાપરી, 2 elevation of rank (મ્હોટી) પદવી*f*, મર્તબો*m*, મસ્નદ*f*; as, I am next only to him in d. હુ પદવીએ તેનાથીજ ઉતરતો છુ, 3 loftiness of deportment ગૌરવ*n*, પ્રૌઢતા*f*, મહામન*n*; as, he met death with the d. of a martyr તેણે મરતી વખતે ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારના જેવું ગૌરવ-મહામન રાખ્યું.

**Digress** *vi.* [*L. dis* & *gradior* I walk] To depart from the main subject of attention આડકથા ક -કહેવી-ઉપર ઉતરવું, જુદા વિષય ઉપર ઉતરી પડવું, આડા જવું-ફાટવું-ઉતરી પડવુ

DIGRESSION *s* (See the verb) આડકથન*n*, 2 a part of a discourse deviating from the main design આડકથા*f*

**Dike, Dyke** *s* [*AS dic*] A ditch મોરી/ નીક/ નિકોરી/ પાણીનો માર્ગ 2 mound નદી અથવા દરિયાનું પાણી આવતું ખાળવાને બાંધેલી ભીંત બંધારણ બાંધ પુરતો *vt* To defend by a dike-નું પુરતો બાંધી રક્ષણ કરવું 2 to drain by a dike નીક ખોદી ખોદી પાણી કાઢી નાખવું

**Dilapidate** *vt* [*L dis* and *lapis* a stone] To suffer to go to ruin to pull down ભાંગી-તોડી નાખવું પડી ભાંગી-તૂટી જવા દેવું 2 to waste ઉડાવવું

Dilapidated *a* ભાંગી-તૂટી પડેલું ખોરે થઇ ગએલું

Dilapidation *s* ખરાબી/ પાયમાલી/ (see verb)

**Dilate** *vt* [*L dis* and *latus* carried] To expand ફુલાવવું ઉપસાવવું ફેલાવવું પસરાવવું પસરે પથરાય એમ કરવું-ની ફુલવું પસરવું *vi* To expand ફુલવું ફેલાવું પસરવું ઉભરાઈ આવવું as the heart dilates with joy હૃદય ખુશીથી ફુલાઈ આવે છે 2 to enlarge upon મહાલીને-લંબાવીને-લંબાણ કરીને-વિસ્તારથી ફેલાવું બોલવું લખવું as to dilate upon a subject કોઈ વિષય ઉપર વિસ્તારથી બોલવું

Dilation *s* The act(see the *vt*) the state ફુલીને-ફૂલી વાપી-ફેલાઈને મ્હોટા થવું તે પ્રસારણ,પ્રસરણ (see the *vi* 1)

**Dilatory** *a* [*L dis* and *latus* carried] Slow (as an agent)ઢીલું દીર્ઘસૂત્રી, ધીમું ટાઢું સુસ્ત વાસદીઓ વાર લગાડનારો 2(as an action) ઢીલું ધીમું ઢીલ વાર-વિલંબ વિલંબનું થી કરેલું 3 intended or tending to cause delay વાર લગાડવાનું-વારે એવું as a d policy વાર લગાડવાની રીત

Dilatoriness *s* ટાઢાપણું ઢીલાપણું દીર્ઘસૂત્રી વાસદીઆપણું

**Dilemma** *s* [*Gr dis* & *lemma* an assumption] A difficult or doubtful choice એક તરફ કુવો અને બીજી તરફ ફરાંગ એવી સ્થિતિ દુ ખ/ ધમ સંકટ આપદા/ as I am in a great d હું મ્હોટી દુગ્ધામાં આવી પડ્યો છું 2 (Logic) બેહુ તરફથી નડે-બાંધી લે એવી તકરાર દલીલ/ ઉભયપાશ

**Dilettante** *s* [*L delectare* to delight] વિદ્યા કળા-સાહિત્યનો શોખી

**Diligent** *a* [*L dis* and *lego* I choose] Assiduous (person) ખંતશાળી-ઉદ્યમ ખંતે આખેબથી કરનારો ખંતીલું મેહેનતુ ઉદ્યમી તત્પર કામ-ઉદ્યોગવાળું 2 things કાળજી-મહેનત-આખેબ ખંત-ઉદ્યમનું થી કરેલું આક્ષેપ યુક્ત

Diligence *s* આખેબ/ આખેબી ખંત/ મહેનત/ ઉદ્યોગ કાળજી/ ઉદ્યમ/ તત્પરતા/ આક્ષેપ

**Dill** *s* [*As dil*] સુવા *pl*

**Dilly Dally** *vi* [*Dilly* contr from *dilly sense* & *dally* which see] See Dally (1)

**Dilute** *vt* [*L dis* & *luo* I wash] To make more liquid પાતળું વધારે નરમ કરવું-નું પાણી કરવું 2 to weaken મિઠું નરમ ટાઢું ફીકું પાતળું પાણી જેવું પણી કોઈને તેજ-બળ ઓછું કરવું

**Diluted, Dilute** *a* પાતળું નરમ 2 મિઠું નરમ ટાઢું ફીકું ઓછી તેજબળ-કરેલું

Dilution *s* The act of diluting (see the verb)

**Dim** *a* [*As dim* & *Icel dimmr* dark] Not bright ઝાંખું 2 not clear (as the sky) ઝાંખું પાતળા પાતળા વાદળાવાળું મેલું ઝાંખું 3 not perceiving clearly (eyes understanding) નબળું મંદ, ધેરાતું રોશની-તેજ ઘટ્યું To become d as the eye-નું તેજ ઘટવું *vt* ઝાંખું કરવું-નું અજવાળું-અમક ઓછી રહે એમ કરવું 2 to darken the senses or understanding of ઝાંખું-નબળું મંદ-બુદ્ધું કરવું

Dimly *ad* ઝાંખું ઝાંખું ઝાંખું

Dimness *s* ઝાંખાપણું 2 ઝાંખાશ ઝાંખપણું 3 ધીમા-ઉ દા મંદપણું અસ્પષ્ટતા/ 4 ઝાંખા-નબળાપણું કમતેજ/ રોશની/ અંધારુ

**Dimension** *s* [*L dis* & *metior* I measure] Measure in a single line માપન (લીટીનું એક દિશાએ માન એટલે તેની લંબાઈ સપાટીના બે દિશાએ માન એટલે તેની લંબાઈ અને પહોળાઈ અને ઘનના ત્રણ દિશે માન એટલે તેની લંબાઈ પહોળાઈ અને જાડાઈ) 2 (*pl*) size extent લંબાઈ તથા પહોળાઈ અને જાડાઈ/ કદનું માપ પરિમાણ વિસ્તાર ક્ષેત્રફળ 3 (Alg) ઘાતપ્રમાણ 4 (fig) મહત્વ ભારત્વ

**Diminish** *vt* [*L dis* & *minor minus* less] To cause to be less ઘટાડવું ઓછું-નાનું કરવું 2 to impair to d grade ઉતારવું નબળું પાડવું-નું માન-શોભા ઓછી કરવી as I will d them so that they shall no longer rule હું તેઓને એવા તો ઉતારી પાડીશ કે આગળ તેઓની સત્તા નહિ ચાલે 3 to subtract કાપવું બાદ કરવું as, Neither shall you d aught from it એમાંથી તમે કંઈ કાપશો પણ નહિ *vi* ઘટવું ઓછું-નાનું કમી થવું

Diminution *s* ઘટાડો/ ઘટ/,ઘટ/ (see the *vt* 1 and *vi*) 2 ઉતરવું તે નબળું-હલકું પડવું તે માન રોબ ઓછું થવું (see the *vt* 2)

Diminutive *a* Small નાનું ઝીણું ટુંકડું અલ્પ as d in stature કદે નાનો *s* (Gram) અલ્પાર્થ પ્રત્યય નામ as *hillock* is a d formed from *hill* હિલ્લક એ હિલ ઉપરથી અલ્પાર્થ સાધિત નામ છે

**Dimission** *s* [*L dis* and *mitto* I send] Leave to depart જવાની રજા પરવાનગી

Dimissory *a* Granting leave to depart જવાની રજા આપનાર 2 dismissing to another jurisdiction પરવાનાનું રૂપ

**Dimly**
**Dimness** } (See under Dim)

**Dimple** *s* [Perhaps the dimin of dint which see] A small depression નાનો સરખો ખાડો કૂપિકા *f* 2 a delicate interruption of the roundness of the flesh in smiling હસતા ગાલે કે હડપચીમાં જે ખાડો પડે તે ખંજન *n* ખાડો ખંજન કૂપિકા પડવી

Dimpled *a* ખાડા ખાડા કૂપિકાવાળું 2 ખંજન પડેલું

**Din** *s* [*AS dyne*] A stunning noise કાન ફૂટી જાય એવો મ્હોટો અવાજ-શબ્દ ઘોંઘાટ *m pl*, ધોધાટ *m* ધડાકો *m* ફટાકો *m pl* ભડાકા *m pl* *vt* કાન ફોડવા-બહેરા કરવા ભારે અવાજ કરવો

**Dine** *vi* [*Fr diner*] To eat the chief meal of the day જમવું

DIFFERENCE s. જૂદાપણું*n*, ભિન્નભાવ *m*, ફેર*m*, ફરક*m*, તફાવત*m*, ભેદ*m*, અંતર*m*; 2 (in opinion) મતફેર *m*, મતાંતર*n*, મતભેદ*m*, (see the verb 2); 3 ખટપટ*f*, મન ઉંચા થવા-હોવાં, વાંધો*m*, તકરાર*f*, જૂદા-ઉંચા મન,જુદાઈ*f*, ભિન્નભાવ*m*, 4(Math.) remainder બાદ કરતા રહે તે, બાકી*f*,શેષ*m*; 5 (in logic)વિશેષ*m*,વિશેષ લક્ષણ*n* *vt.* જૂદા પાડવું, ફેર-ભેદ ગણવો.

DIFFERENT *a.* Distinct, separate એકજ નહિ એવું, જૂદું, જૂદું જૂદું, નિરાળું, ન્યારૂ, અળગ, અવર, as, they two went d. ways તેઓ બે જુદે જુદે રસ્તે ગયા, 2 unlike સરખુ-મળતું નહિ એવું, જૂદું જૂદું, જૂદું પડતું, જૂદું, ભિન્ન.

DIFFERENTIA *s.* Specific difference વિશેષ*m*.

DIFFERENTIAL *a.* જૂદું, વિશેષ

DIFFERENTIATE *vt.* & *vi.* To produce a difference ભેદ પાડવો-ક, જુદું પાડવું-કરવું

**Difficult** *a* [*L. dis* and *facilis* easy] Arduous અઘરૂ, કઠણ, વિકટ, મહેનતનું, મુશ્કેલ, દુર્ઘટ; 2 hard to understand અઘરૂ, આકરૂ, દોહલું, કઠીણ, દુર્ઘટ; 3 not compliant વળે-સમજે-માને નહિ એવું, બરડ, આકરૂ, દુસ્સેવ્ય; as, you have a d man to deal with તમારે બરડ માણસ જોડે કામ લેવાનુ છે, D. to attain દુર્લભ, દોહલું

DIFFICULTY *s.* અઘરાપણું*n*, મુશ્કેલપણું*n*, કઠીણપણું*n*-તા*f*, 2 અઘરાપણું *n*, કઠીણતા*f*, આકરૂ-દુર્ઘટ પણું*n*-તા*f*; 3 trouble મુશ્કેલી*f*, ફૂટ*f*, ગુંચવણ*f*, વિટંબના*f*, મુસીબત*f*, આપદા*f*, અવઘટ*f*,as,the difficulties of science શાસ્ત્રની ફૂટ; 4 objection અડચણ*f*, હરકત*f*, શંકા*f*,તકરાર*f*, આક્ષેપ*m*, as to start difficulties હરકત નાખવી

**Diffident** *a.* [*L. dis* & *fides* faith] Distrustful ભરોસો-વિશ્વાસ ન કરે એવું, શંકા કરનાર-લેનાર, બેઈતબારી, અપ્રત્યયી, To be d. નો ભરોસો ન હોવો, શંકા લેવી; as,he is d of the rewards of a virtuous life તેને સદાચરણના સુફળ વિષે ભરોસો નથી; 2 wanting self-confidence પોતાની શક્તિ-યોગ્યતા વિષે શંકિત રહેનાર, બે-કમ-ના હિંમત, આત્મશંકી, અસ્વગુણજ્ઞ, 3 bashful શરમાળ, અધૃષ્ટ.

DIFFIDENCE *s* ભરોંસો-ખાત્રી ન હોવી-રાખવી તે,અવિશ્વાસ*m*,અણવિશ્વાસ *m*, શંકા*f*, અપ્રત્યય*m*; 2 પોતાની શક્તિ-યોગ્યતા વિષે અવિશ્વાસ*m*, નાહિંમતપણું*n*, આત્મશંકા*f*, આત્મશંકિતપણું*n*, 3 શરમાળપણુ, સંકોચ*m*.

**Diffuse** *vt* [*L. dis* & *fundo* I pour] To spread પથરાય-પ્રસરે એમ ક.,ફેલાવવું, પ્રસરાવવું,પ્રસારવું,વિસ્તારવું. *a.* Prolix (as style) લાંબુ લાંબુ, લંબાણનું-વાળુ, 2 (as a writer) લાંબુ લાંબુ-લંબાણ કરનાર-કરવાની ટેવવાળુ.

DIFFUSENESS *s.* લંબાણ*n*,લાંબુ લાંબુ હોવું તે.

DIFFUSION *s.* ફેલાવો*m*, વ્યાપન*n*, પ્રસાર*m*, વિસ્તાર*m*

DIFFUSIVE *a.* પ્રસરે-પથરાય-ફેલાય એવુ, પસરી-પથરાઈ જાય એવું-જનારૂ, 2 extending in all directions બહોળુ, as, d. charity બહોળુ દાન.

**Dig** *vt.* & *vi* [*As. dician*] To turn and throw up as the earth, to hollow out ખોદવું, ખણવું, ગોદવું, To d. out ખોદી કાઢવું *vi* ખોદવુ, 2 to do servile work મજુરી ક; To d. in ખોદવું,-માં ખાડો ખોદવો; To d. through ખોદીને રસ્તો કાઢવો-ક.

DIGGING *s.* The act (see the verb); 2 the place of d. ખોદવાનું, ખોદવાનુ ઠેકાણું-જગો*f*.

**Digest** *vt.* [*L. dis* & *gero* I bear] To arrange methodically ગોઠવવું,-ની વ્યવસ્થા ક.-બાંધવી,વ્યવસ્થિત રચનામાં લાવવું; as, to d. confused writings ખીચડો થઈ ગયેલા લખાણને વ્યવસ્થિત રચનામાં લાવવું; 2 as, to turn into chyme (food) પચવવુ, જેરવવુ, પાચન-હજમ ક, 3 to think over (a discourse, a subject) મનમાં ઉતારવું-સ્થિર ક.-ઘોળવું, મન-વિચાર શક્તિ વડે ગ્રહણ ક., પાકુ સમજવું,મનન ક.; 4 to bear with patience ખમી-સહન કરી જવુ-રહેવું, સાંખી રહેવું, ખમવું,સાંખવું, પી જવું; as,he will d.all you say તમે જે કહેશો તે બધું તે ખમી જશે, 5 to ripen as fruits પકવવું *vi* પચવુ, જરવુ, પાચન-હજમ થવુ *s* વ્યવસ્થિત રચનામાં આણીને કીધેલો-સંગ્રહ-સંહિત ગ્રંથ*m*; 2 કાયદાનો ગ્રંથ *m*, કાયદા સંગ્રહ*m*; 3 જસ્ટિનિઅનકૃત વ્યવહાર શાસ્ત્ર સંગ્રહ*m*.

DIGESTIBLE *a.* પચે-પાચન-હજમ થાય એવુ

DIGESTION *s.* (See the verb); 2 પાચન*n*, પાચન-પચનક્રિયા*f*, હજમીઅત*f*; Organs of d. પાચનેન્દ્રિય*f*.

DIGESTIVE *a.* પચાવે એવું, પાચક, પચાવનારૂ, પાચન-હજમ કરે એવું-ક-રનારૂ, પાચન (in comp.)

**Digit** *s.* [*L. digitus*, *Sans. dis* to show] ¾ of an inch, $\frac{1}{12}$ of the sun's or moon's diameter આંગળ*n*, અંગુલ*n*, as, an eclipse of three digits ત્રણ આંગળનો ગ્રાસ; 2 any number under ten એકથી નવ સુધીનો કોઈ આંક*m*, મૂળ આંકડો*m*.

**Dignify** *vt* [*L. dignus* worthy & *facio* I do] To invest with dignity or honour મ્હોટાઇ-મહત્વ-શોભા-પ્રતિષ્ઠા-પ્રભુતા-ગૌરવ આપવું, મ્હોટુ-પ્રતિષ્ઠિત ક.

DIGNIFIED *pp.* & *a.*(persons) પ્રતિષ્ઠિત,શોભાવાળું, પ્રૌઢ, આબરૂ પામેલું, પદ ધરાવનાર,(acts&c.)પ્રૌઢ,પ્રતિષ્ઠિત, સભ્ય, શોભા-ભાર ભરેલું, અમીરી.

DIGNITARY *s.* એક ઉંચી પદવીનો ધર્માધિકારી.

DIGNITY *s.* Elevation of mind or character મનનુ મ્હોટાપણું*n*, મ્હોટાઇ*f*, મ્હોટમન, શોભા*f*, પ્રતિષ્ઠા*f*, પ્રભુતા*f*, ગૌરવ*n*; as, you acted with d in despising the affront તેણે તમારૂ અપમાન કીધુ તે સામા તમે ન જોયુ એમા તમે મ્હોટાઇ વાપરી, 2 elevation of rank (મ્હોટી) પદવી*f*, મર્તબો*m*, મસનદ*f*, as, I am next only to him in d. હુ પદવીએ તેનાથીજ ઉતરતો છુ, 3 loftiness of deportment ગૌરવ*n*, પ્રૌઢતા*f*, મહામન*n*, as, he met death with the d. of a martyr તેણે મરતી વખતે ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારના જેવુ ગૌરવ-મહામન રાખ્યુ.

**Digress** *vi* [*L. dis* & *gradior* I walk] To depart from the main subject of attention આડકથા ક-કહેવી-ઉપર ઉતરવુ, જુદા વિષય ઉપર ઉતરી પડવું, આડા જવું-ફાંટવું-ઉતરી પડવુ

DIGRESSION *s* (See the verb) આડકથન*n*, 2 a part of a discourse deviating from the main design આડકથા*f*.

હડહડતુ,કામકમાટ ભરેલુ ; 2 wicked (pers.) અતિ દુષ્ટ, મહાપાપી.

**Flagon** *s.* [*Fr. flacon*] A vessel with a narrow mouth used for holding liquors દારૂ ભરવાનુ સાકડી ડોકનું વાસણ,સિરોઈ*f*,સુરાઈ*f*,ચ બુ*m*.

**Flagrant** *a.* [*L. flagro* 1 flame] Notorions, enormous સહુને જાણીતુ, હડહડતુ, મશહુર, ઘોર, અતિદુષ્ટ

FLAGRANCY *s.* અતિદુષ્ટતા*f*,ઘોરપણુ*n*.

**Flail** *s.* [old *Fr.flael*, *Ger flegel*] A wooden instrument for threshing grain from the ear અનાજના કણસલા ઝુડવાની લાકડી-નું ખુધુ, ઝુડીઉ *n*, 2 an ancient military weapon પ્રાચીન શસ્ત્ર*n*.

**Flake** *s.* [*AS. flacea* snow-flakes *fleogan* to fly] A flock of snow હિમકણ*m*; 2 a little particle of fire flyingતણખો*m*, ચિણગારી*f*. *vt* -નાં પડ થવા-પડ થઇને પડવા

**Flambeau** *s* [*Fr.*,from *L. flamma* flame] ( સળગાવેલી ) મસાલ*f*, મોટો કાકડો*m*.

**Flame** *s* [*L. flamma*] A blaze ભડકો*m*, ઝાળ*f*, જ્વાળા*f*, જ્યોત*f*,બળત *n*, 2 fire આગ*f*, દેવતા*m*, અગ્નિ*m*, as, committed them to the flames તેઓને આગમા બાળી મૂક્યા, 3 heat of passion, tumultઆવેશ *m*, ખળભળાટ*m*, ગભરાટ*m*, ક્ષોભ*m*, સ તાપ*m*, 4 ardour of temper or imagination જુસ્સો*m*,હોસ*f*,ઉતુન*f*, આવેશ*m*; 5 one beloved પ્રિયા*f*, પ્રિય*m*, વહાલો*m*.

FLAMING *a.*બળતુ,ભડકાના રૂપે બળતું, ભડકાવાળુ; 2 ચકચકિત લાલ, લાલચોળ; 3 જુસ્સાભરેલુ .

FLAMINGO *s* A tropical bird, bright red રાજહ સ*m*

**Flank** *s.* [*Fr. flanc*, *It. flanco*] The fleshy part of an animal's side between the rib and the hip કૂખ*f*, કેડ*f*, કમ્મર*f*, 2 the side of an army લશ્કરની બાજુ, પાસુ*n*, પડખુ*n* *vt* -ના પડખા-બાજુએ હોવું-આવવુ; 2 પડખા ઉપર હુમલો ક

**Flannel** *s.* [*W. gwlanen* wool] ઉનનું એક જાતનું લુગડુ, ' ફલાનેલ,' ફલાલી*f*.

**Flap** *s.* [From the sound conn. with Flabby] Anything broad, hanging, loose and easily moved લબડતી હોય તેવી વસ્તુ, ઝૂલ*f*; 2 a flapping ફડફડ*f*, ફડફડાટ*m*, The f. of a coat યુરોપીઅનના ડગલાની પછવાડેનો ભાગ, The f of the ear કાનની લાળી-બૂટ. *vt.*(as wings) ફફડાવવુ, ફટકો મારવો. *vi.* ફડફડવું, ફડફડ થવું, લબડવું.

**Flare** *vi.* [*Ger flacken* to flutter] To waver, to flutter (a light) ઝટપટાવું, ભડભડ બળવું, તેજનો ભભુકો ઉઠવો, as, a flaring light ઝટપાતી-ભડભડ બળતી-ભભુકતી જ્યોત;2 to glitter ભભક મારવી, દીપવું,ચળકવુ, 3 to open or spread ખુલવું, ઊઘડવું.

**Flash** *vi.* [From the sound made by a dash of water or a sudden burst of flame] A sudden and instantaneous burst of light ચમકારો*m*, ઝબુકો*m*, ઝબકારો*m*; as, a f. of lightening વિજળીનો ચમકારો, the f. of a gun બ દુકનો ઝબકારો, 2 a sudden burst ભભુકો *m*, ચળકાટ*m*, A f. of wit ઝટપથી કરેલી મજાકની વાત *vi* એકાએક ચળકાટ મારવો, ભભક-ઘણું તેજ મારવુ, 2 એકદમ મનમા ઉતરી-ઠસી જવુ, એકદમ ઝબુકો થઈ જતા રહેવું, as, the whole truth flashed upon him એકદમ બધી હકીકત તેના મનમા ઉતરી ગઇ, To f in the pan ર જક ખાઇ જવી *vt.* To cause to f.-થી મનમા એકદમ થવુ, as, his words flashed conviction on my mind તેની વાતથી મારા મનમાં એકદમ ખાતરી થઇ, 2 માથી ઝબુકો નીકળવો, ઝબુકવું, 3 એક પલકમાં મોકલવુ , 4 to splash(પાણી) અફાળવું,પછાડવુ ; 5 ભભકાદાર બનાવવુ *a.*ભભકાદાર; 2 forged બનાવટી, ખોટું

FLASHY *a.* ર ગ-રસ ભરેલુ પણ માલ વગરનું (wit &c ), 2 showy (dress &c) ર ગદાર, ભભકદાર, ર ગીલું.

**Flask** *s.* [*AS flasc*, *Fr. flasque*] A kind of bottle સીસો*m*, બાટલી *f*, ગોળ ચ બુડીઆ બાટલી-શીશી*f*, 2 બધુકનો દારૂ રાખવાની કુપ્પી*f*.

**Flat** *a.* [*Dut plat*, *Ger platt*] Having an even surface સપાટ. સરખુ ,સમુ, ચપટું; A f. roof ધાબુ *n*. 2 prostrate (on the face) ઉંધુ પડેલું-સુતેલુ; (on) the back ચતું પડેલું-સુતેલુ ; 3 level, with the ground ભાગી તોડી ભોંય બરાબર કરી નાખેલુ , જમીન દોસ્ત. ફનાફાતિયા કરી નાખેલુ ; 4 tasteless, insipid સ્વાદ વિનાનુ, ઉતરી ગએલુ , નીરસ; ફીકું, 5 without point or spirit (a discourse) રસ-દમ વિનાનું, નીરસ; 6 unpleasingઆન દ નહિ ઉપજાવે તેવું, રસાળ નહિ એવુ , વિરસ, અરસિક; 7 positive, absolute સાફ, ચોખ્ખું, ખુલ્લુ કહેલુ , બિલકુલ, as, he gave me a f refusal તેણે મને સાફ ના કહી; 8 not sharp(a note)ખોખરૂ, જાડું; 9 low (price) મ દુ, બેસી ગએલું. *s.* સપાટ જમીન*f*,મેદાન*n*, 2 shoal બાઢુ *n*, 3 a flat-bottomed boat ચપટા તળીઆની હોડી, 4 the flat part of anything સપાટી*f*, 5 a story of a building મજલો*m*, માળો*m*, 6 a simpleton મૂર્ખો*m*, જડભરથ*m*.

FLATLY *ad.* સાફ, ધસીને, ચોખ્ખી રીતે, માથામા વાગે તેવી રીતે; as, he f. contradicts me તે સાફ મારી વિરૂદ્ધ બોલે છે.

FLATTEN *vt.* સપાટ-ચપટુ-સરખુ ક; 2 જમીન દોસ્ત ક , ભાંગી-તોડી નાંખવુ, 3 સ્વાદ વિનાનુ-ફીકું-નીરસ ક. *vi* સપાટ-ચપટ-ફીકું થવુ , ઉતરી જવુ.

**Flatter** *vt.* [*Fr. flatter* to pat, *Dut. flattern*] To gratify a person's self-love by praise વખાણ કરી ખુશી-રાજી ક., ખુશામત-હાજીહા ક.,-કરી ખુશ ક ; 2 to be pleasing to-ને અનુકૂળ-ગમતુ-પસ દ પડતું બોલવું; 3 to encourage by favourable noticeવખાણીને ઉત્તેજન આપવુ -ઉશ્કેરવુ ;as,his companions flattered his vicesતેના સાથીઓએ તેના ખોટા ચાલને વખાણીને તેને ઉત્તેજન આપ્યું; 4 to raise false hopes ખોટી ખોટી આશા આપવી,To f out of ફોસલાવી લઇ લેવુ , પટાવવુ, To f. one's self અભિમાન રાખવુ -ધરાવવુ , મનમાં ફુલાવુ .

FLATTERER *s.* હાજીહા કહેનાર,ખુશામતિયો.

FLATTERING *a* ખુશામતનું-ભરેલું, આન દકારક, ખુશ કરે એવુ , અનુકૂળ.

FLATTERY *s* ખુશામત*f*, હાજીહા*f*.

**Flatulence-cy** *s.* [low *L. flatulentia*] વાયડાપણુ*n*, વાયુ*m*, વાત*m*.

FLATULENT *a.* વાયુવાળુ, વાયુથી ફૂ-

to the ground નીચે પાડવું,પછાડવું, પટકવુ, To f away ફેંકી-છોડી-મૂકી -સણપી દેવું,To f.down(a)જમીનદોસ્ત ક.;(b)જમીન ઉપર ફેંકી દેવું. To f. out(words) કહેવુ, બોલવું, કાઢવુ, To f in હિસાબમા નહિ ગણવુ-લેવું,મજરે કાપવુ, બાદ ક , To f. open એકદમ-જોરથી ઉઘાડવુ; To f. up મૂકી-છોડી દેવુ. *vi.* આમતેમ કરવું-ઉછળવું-પગ અફાળવા, શરીર પછાડવુ, તરફડવુ, 2 to sneer ઠેકો-હાસી ક ,મ્હેણું મારવું, 3 to rush away angrilyગુસ્સામાં એકદમ ઉઠી જવુ-જતા રહેવુ. *s* ફેંકવુ -નાખવુ તે, 2 a sarcasm મ્હેણુ*n*, ઠપકો*m*, as, next he took a f at me પછી તેણે મારા ઉપર મ્હેણું માર્યુ

**Flint** *s* [*AS. flint, Ger. flins*]ચકમક*m*,2 anything proverbially hard વજ્ર જેવી કઠણ (વસ્તુ), as, a heart of f. વજ્ર જેવુ કઠણ મન

FLINTGLASS *s* ઘણો સાફ અને સુદર કાચ.

FLINTY *a.* ચકમકનું; 2 ચકમક સરખુ, વજ્ર જેવું કઠણ.

**Flippant** *a.* [Prov *E flip* to move quickly] Talkative,fluent and rapid in speech બહુ બોલુ, મ્હોટાનુ ચપળ, અટકયા વગર ઘણી ઝડપથી બોલનાર, લાબી ઝીભનુ

FLIPPANCY *s.* મ્હોડાની ચપળતા,બોલકણાપણું, લાબી ઝીભ.

FLIPPANTLY *ad* ઘણીજ ઝડપથી બોલીને.

**Flirt** *vt.* [*AS fleardian* to trifle] To play at courtship,to coquet ચાળા-નખરા-ચસકા ક , નેન મારવી, નેનરા મારવા, 2 to fling suddenly એકદમ-અણચિન્તુ ફેંકવુ, *s.*નખરાબાજ -ચાળાખોર છોકરી.

FLIRTATION *s.*નખરાબાજી, નેનરા*m*, નખરા કરવાં તે, વિલાસ*m*.

**Flit** *vi.* [akin to Scot *flit* to remove]To fly away with a rapid motion ઝડપથી ઉડી જવુ, દોડવુ; 2 to flutter ફડફડવુ, આમતેમ ઉડયા ક; 3 to migrate જવુ, એક મુકામ છોડી બીજામાં જવુ, નીકળી જવું.

**Flitch** *s.* [*AS. fliece*, prov. *E. flick* bacon] (of bacon)મીઠું દઇને સુકવેલુ ડુક્કરના પાસાનુ માંસ.

**Float** *s* [*AS fleotan* to float] A raft તરાપો*m*;2 a wooden instrument of masons થાપડી*f*,થાપી*f*.*vi* To be borne on the surface of a fluid, not to sink કોઇપણ પ્રવાહીની ઉપર તરતા રહેવું, તરવુ, 2 to move or be conveyed in water, to swim તરવુ, 3 to be buoyed up and moved or conveyed in air હવામા ઉડવું-તરવું *vt.*-થી તણાયા જવું; 2 to inundate જળમય ક.,બુડાડી દેવુ, 3 તરાવવુ, તારવવું.

FLOATING-LIGHT *s* દીવાદાડીની ગરજ સારવાને ખડક અને ભાઠાની જગા આગળ નાગરેલુ વહાણ.

FLOTILLA *s* વહાણનો ન્હાનો-ન્હાના વહાણનો કાફલો.

**Flock** *s.* [*AS. floc*] A collection of birds or small animals ટોળું *n*, જૂથ*n*; 2 a lock of wool or hair ઊન અથવા વાળનુ ગુચ્છુ. *vi.* એકઠા થવું-મળવું,ટોળે થવુ ,ટોળે ટોળા એકઠા થવા.

**Floe** *s.* [*Dan. flag*] સમુદ્રમાં તરતા બરફનો ઢગલો.

**Flog** *vt.*[*L. fligo* I beat]To whip, to lash ચાબકે મારવુ, ફટકા મારવા.

**Flood** *s.* [*AS flod*]A great flow of water રેલ*f*, (in a river) પુર*n*; 2 the deluge જળપ્રલય*m*; 3 the flowing of the tide ભરતી*f*,જુવાળ*m*,જવાળ*f*, 4 abundance પુષ્કળ હોવુ તે,રેલ*f*,રેલછેલ*f*,છોળ*f*, 5 a great body or stream of any fluid substance પ્રવાહ*m*, રેલો*m*; 6 menstrual discharge આભડુ*n*, રજસ્રાવ*m*. *vt.* -થી જળમય થવુ-પલળી-રેલાઇ જવુ

FLOOD-GATE *s.* માહેથી પાણી વહી જાય અથવા વેહેતું બધ થાય તે માટે ઉઘાડવા વાસવાનો દરવાજો; 2 an opening or passage for ઘણું થવા -આવવાનો રસ્તો, as, this opened the flood-gates of vice તેથી દુરાચરણ પસરવાનો રસ્તો ખુલ્લો થયો.

FLOODING *s* ગર્ભસ્થાનમાથી થતો રક્તસ્રાવ-આભડુ*n*

**Floor** *s.* [*AS. flor, Dut. vloer* a flat surface] That part of a building or room on which we walk (ઘરમા) ભોય*f*. The ground f. ભોયતળિયું*n*; An earthen f મટોડાની ભોંય, A chunam f.છોબધ -કોબાવાળી ભોંય; A boarded f. પાટિયાની-પાટિયાં જડેલાં હોય એવી ભોંય. A cowdung f. લીપેલી ભોંય, લીપણ*n*; A flagged or paved f ફરસબધીની ભોય, 2 a story in a building માળ*m*, મજલો*m*;as, the first f.ભોંય તળિયાની ઊપરનો પેહેલો માળ *vt* ભોંય ક., (with boards) પાટિયાં જડવા,(with stone or with brick)ફરસબંધી ક.,(with plaster) કોબો ક ; 2 to strike down નીચે પાડવુ-નાખવુ ; 3 (fig.) to put to silence by a decisive argument બોલતુ બધ ક , બાંધી લેવું, મ્હોડું બધ કરાવવુ .

FLOORING *s* ભોંયને માટે પાટિયા ઇત્યાદિ સામાન; 2 a platform ભોંય.

**Flora** *s.*[*L. flos* a flower]A catalogue or account of flowers and plants ફૂલ અને છોડની ટીપ-નુ વૃત્તાંત, વનસ્પતિવર્ણન*n*; 2 the trees and plants of a particular country or age કોઈ દેશ અથવા કાળની વનસ્પતિ.

FLORAL *a.* ફૂલનું-સબધી.

FLORID *a.* Flowery ફૂલથી ભરેલું. ફૂલવાળુ ,2 of a lively red colour લાલી-લાલ સુરખી દાર, લાલચોળ,તેજ ચળકાટ મારતુ,3 embellished with flowers of rhetoric, splendidઅતિશય અલ કારી-અલ કારયુક્ત.

FLORIST *s.* ફૂલ ઉગાડવામા કુશળ પુરૂષ, ફૂલ વેચનાર,માળી*m*, 2 વનસ્પતિવર્ણનકર્તા.

**Florin** *s.* [*Fr.*] એક રૂપાનો સિક્કો.

**Floss** *s.* [*It. floscio-L. fluxus* loose] The silky substance found in the husks of certain plants ઢટલા કપાસિયા જેવાં બીજનાં છોડાની અંદર જે રૂઆ સરખો કોમળ પદાર્થ હોય છે તે, F. silk (ભરતકામ-ભાતીગળ કામમા વાપરવાનું) વળ દીધા વગરનું ઘણુ બારીક રેશમ.

**Flounce,** } *vi.* [old *SW. flunsa*,
**Flounder** } *Dut. plonssen* to plunge in water] હાથ પગ-શરીર પછાડવુ , તરફડવું, તરફડિયાં મારવાં.

**Flounce** *s.* [*Fr. froncis* a plait] શોભાને માટે સ્રીના પોશાકના નીચલા ભાગની ફરતી જોડેલી ચીણવાળી કુગટાની પટી.

**Flour** *s.* [*Sp. flor* fine flour, from *L. flos* flower]Mealઆટો*m*,લોટ*m*; very fine f. મેદો*m*.

**Flourish** *vi* [old *E florishe* old *Fr florir L floreo* I bloom] To grow luxuriantly (trees plants) ઘણું વધવું ફાલવું પાથરવું *2* to be prosperous (persons) ની ચડતી ઉદય આવવી ની થવી સુખી થવું -ની લીલા લહેર થવી ફાલી આવવું *3* to be in a prosperous state (trade learning &c) ની ચડતી થવી હોવી આબાદ થવું વધવું -ની વૃદ્ધિ થવી *4* to make ornamental strokes ફાંકા કરવા કાઢવા *5* to boast to vaunt બડાઇ પતરાજ દેખી કરવી *vt* થી પટા ખેલવા આમતેમ ફેરવવું વીંજવું *s* ભભકો ભપકો *m* as he came in with a great f of trumpets તે ધામધૂમ ભભકા સાથે આવ્યા *2* parade of words and figures ભવ્ય ત દબારત અતિશય અલંકારિક ઢબ દબારત *3* ન રની લાગી વાળી પાખડા ફાંકા *mpl* *4* a brandishing (see the *vt*)

FLOURISHING *a* વધતું આબાદ ચડતીવાળું *3* ભભકો મારતું

**Flout** *vt* & *vi* [*Dut fluyten* to flutter] To mock or insult ઉપહાસ કરવો નાખવું અપમાન કરવું તરછોડવું તુચ્છકારવું ધિક્કારવું નો તિરસ્કાર કરવો

**Flow** *vi* [*AS flowan L fluo*] To move along as a fluid વહેવું નો પ્રવાહ ચાલવો નો રેલો નીકળવો વહી નીકળવું, as rivers sometimes f from lakes કોઇ વખતે નદીઓ તળાવમાંથી વહી નીકળે છે, tears flowed from her eyes તેની આંખમાંથી આંસુના રેલા નીકળતા હતા *2* (down) પ્રવાહી થવું પીગળવું ઓગળવું *3* to proceed થી ઉત્પન્ન થવું થવું મળવું as all our blessings f from the divine bounty આપણાં સર્વ સુખ ઇશ્વરની કૃપાથી થાય છે *4* to abound માં ધણું પુષ્કળ હોવું -ની રેલ છેલ હોવી as the country flows with wealth દેશમાં પુષ્કળ પૈસા છે *5* to glide smoothly સરળ અટકાવ વગર નીકળવા કરવા as words f from his mouth શબ્દો તેના મ્હોંમાંથી સહેલાઇથી નીકળ્યા કરે છે *6* to hang loose and waving (locks &c) લટકવું ઝૂલવું *7* to rise as the tide ચડવું આવવું *8* to circulate as blood ફરવું ફરી વળવું *vt* રેલાઇ જાય એમ કરવું રેલી નાખવું *s* પ્રવાહ *m* રેલો *m* ઓટ *m* ચડવું તે as a f of blood to the head માથામાં લોહીનું ચડવું *2* ભરતી *f* ચુઆળ *m* ચડવું-આવવું તે *3* પુષ્કળતા *m* રેલછેલ *f* છોળ *f* છળ *f* *4* stream (of diction words) શબ્દોનો પ્રવાહ *5* ... વહેવું આબરૂનો પ્રવાહ

FLOWING *a* Fluent smooth સરળ સુંદર

**Flower** *s* [*L flos*] ફૂલ *n*, પુષ્પ *n* મોહોર *m* *2* the prime of life ભરજુવાની *f* જોબન *n* ભરજુવાની *f* *3* the best part of a thing ઉત્તમ શ્રેષ્ઠ સરસ અંશ *m* ભાગ *m* the f of the nation દેશમાના ઉત્તમ પુરૂષ *4* (*pl*) figures of speech અલંકાર *m* રૂપક *n* *5* menstrual discharges ફૂલ *n* ઋતુ આવવું *n* અડકવું *n* *vi* ને મોહોર ફૂલ આવવાં ખિલવું, ફૂલવું વિકાસ પામવું *2* to be in the prime in the spring of life જોબન જુવાની આવવી ભરજોબન જુવાનીમાં આવવું -હોવું *vt* ઉપર ફૂલ કાઢવાં ફૂલના ચિત્ર કાઢી શણગારવું *2* to cause to blossom ને મોહોર ફૂલ આણવાં

FLOWERY *a* ઘણાં ફૂલવાળું ફૂલથી ભરેલું *2* અલંકારી અલંકારયુક્ત

**Fluctuate** *vi* [*L fluo* I flow] To move as a wave મોજાની પેઠે હાલવું આમ તેમ હાલવું ડોલવું ઝોલા ખાવા *2* to be wavering or unsteady અસ્થિર ડામાડોળ ઘડીએ વિચાર બદલાવા ... થવું -નું મન ... નિશ્ચય ન હોવો *3* to rise and fall ચડવું ને ઉતરવું ચડ ઉતર થવાં -ની વધઘટ થયા કરવી

FLUCTUATION *s* મોજાની પેઠે હાલવું તે *2* unsteadiness a wavering અસ્થિર ... તે ... નિશ્ચય ન હોવો તે અસ્થિરતા ... *3* વધઘટ થવું તે ચડઉતર *f* વધઘટ *f*

**Flue** *s* [*L fluo* I flow] A passage for smoke in a chimney ધુમાડિયામાં ધુમાડા જવાનો રસ્તો

**Fluency** *s* [*L fluo* I flow] સરળતા *f* પણું *n* *2* સહેલાઇથી બોલવાની અસ્ખલિતતા *f* વાક્પટુતા *f* વક્તૃત્વ *n* શબ્દ ચાતુરી *f*

FLUENT *a* Ready in the use of શબ્દમાં ઘણું બોલનાર બોલવામાં ... અને સહેલાઇથી બોલનાર વાચાળ *2* flowing smooth સરળ સુંદર

FLUID *a* વહેતું પ્રવાહી *s* પ્રવાહી *m* પ્રવાહી પદાર્થ

FLUIDITY *s* પ્રવાહીપણું *n* દ્રવતા *f*

**Fluke** *s* [akin to *Ger pflug* a plough *Icel fleika* to tear] The part of an anchor which fastens in the ground લંગરનો દાંતો *2* an accidental good stroke દૈવ જોગથી થએલો સારો ટકોરો *m* દૈવ જોગ *m* સારૂં નસીબ *n* સવળો પાસો *m*

**Flurry** *s* [perhaps conn with flutter] Bustle ગરબડ *f* ધાંધલ *f*, ગભરાટ *m* ... *vt* ધાંધલમાં ગભરામણમાં નાખવું

**Flush** *vi* [*Ger fliessen* to flow *L fluo*] To rush એકદમ ચડવું-ચડી જવું as the blood flushed to her face લોહી એકદમ તેના મ્હોંપર ચડી આવ્યું *2* એકદમ દેખાઈ આવવું as it flushed and faded તે એકદમ દેખાઇ આવ્યા પછી જતું રહ્યું *3* to become suddenly red એકદમ લાલચોળ થઇ જવું ઉપર એકદમ લાલી આવવી as his face flushed તેના મ્હોં ઉપર એકદમ લાલી આવી *vt* એકદમ લાલ કરવું લાલી આણવી *2* to elate ફૂલાવવું ચગાવવું *3* to wash out by drenching ખળકાવીને ધોવું ખળકો કરી સાફ કરવું ખળકાવવું to flush a sewer ગટરને ખળકાવીને ધોવી *a* લાલી-સુરખીદાર લાલચોળ તેજ મારતું ચગચગિત *2* affluent -ની પાસે ઘણું હોય એવું ભરપૂર as he is not f of money તેની પાસે ઘણા પૈસા નથી *3* having the surface even with the adjacent surface સમું સરખું, બરોબર *s* એકદમ લાલ થઇ જવું તે એકદમ આવેલી લાલી *2* sudden impulse or excitement જોસ *m* જોરશોર *m* આવેશ *s* ઉભરો *m* ઉભળો *m*

**Flute** *s* [*Fr* from *flo* I blow] A small wind instrument with keys કળવાળી વાંસળી પાવો *m*-મોરલી *f* *2* a channel in a pillar થાંભલામાં ઉપરથી હેઠળ સુધી કોતરેલી ખાંચ *f* લંબરેખા *f*

FLUTED *a* ઉપરથી હેઠળ સુધી ખાંચ પાડેલું as a f pillar ... સુધી ખાંચ

**Flutter** *vi* (over)... To flap the

2 to move about with empty bustle નકામી દોડધામ-ગરબડ-ધાંધલ ક.; 3 to move with quick vibrations and undulations (a sail, flag) ફડફડ થવું *vt.* ગભરાવવું, ફડફડાવવું, ગડબડમાં નાખવું, -થી અકળાવું-વ્યાકુળ થવું, *s.* ફડફડાટ*m*, 2 ગરબડ*f*, ગભરાટ*m*, સંભ્રમ*m*, જીવ તળે ઉપર-તલપાપડ થઇ રહેવો તે; as, she was in a f of expectation (કશાની) આશાને લીધે તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો

**Flux** *s.* [*L. fluo* to flow] The act of flowing વહેવું તે, વહેણ*n*, પ્રવાહ *m*; 2 the moving of things in a continued succession વહેણ*n*, 3 any substance used to promote the fusion of minerals ઓગાળે એવો ખાર-મેળવણી, સ્રાવક*m*; 4 fusion ગળી-ઓગળી જવું તે, સ્રાવ*m*, 5 confluence સંગમ*m*, 5 that which is discharged સ્રાવ*m*, વહેતો પદાર્થ *m*; A bloody f લોહી પડવું તે, F and reflux (of the tide) ભરતી ઓટ. *vt.* To melt ગાળવું, ઓગાળવું.

**Fly** *vi.* [*AS fleogan*] To move through air by the aid of wings ઊડવું; 2 to pass in air by the force of wind or other impulse ઊડવું, તણાવું, જવું, ઉંચું જવું, as, arrows f. બાણ ઉંચે જાય છે; 3 to move or pass with velocity ધાવું, દોડી જવું, ઉડયા આવવું, as, he flew to their relief તે તેઓને બચાવવા સારૂ ધાયો; 4 to pass away, to flee ઊડી જવું, નાસી જવું, જતા રહેવું; as the bird has flown તે પક્ષી ઊડી ગયું; 5 to pass rapidly (time) વહી જવું, વીતી જવું, જતું રહેવું; 6 (rumour) ઊડવું, પસરવું, 7 to flutter ઊડવું, ફડફડ થવું; To f at ઉપર તૂટી પડવું-ધસારો-હલ્લો ક.; To f in the face of (a) અપમાન ક, માઠું લગાડવું; (b) સામું થવું, To f. open ઓચિંતુ જોરથી ઉઘડવું; To f out ધસવું, ધસારો ક.; To let f છોડવું, ફેંકવું, મૂકવું, મારવું. *vt.*-થી દૂર-આઘું રહેવું, 2 to cause to f ઉરાડવું, ચગાવવું; as, to f. a kite કનકવો-પતંગ ચગાવવો *s.* માખી, માખ*f*, 2 the part of a vane which shows the direction of the wind છોગ*n*, પાનું*n*; 3 the extent of a flag ધજાનો લબડતો ભાગ, 4 a light carriage હલકી ગાડી.

FLY-BLOW *s.* માખીનું ઈંડું. *vt.* ઈંડાં મૂકવાં; 2 મગતરાં થાય એવી રીતે ઈંડાં મૂકી બગાડવું, 3 to render distasteful અણગમતું-અરૂચતું-બેસ્વાદ ક

FLY-BLOWN *a.* Tainted with the eggs which produce maggots આસનથી ભરેલું, સડેલું, કીડા પડેલું.

FLY-BOAT *s* મોટી ચપટા તળીઆવાળી હોડી.

FLYING *a.* Floating (colours) ફડફડતું, with f. colours ફતેહ મેળવીને-કરીને, 2 moving, light ઉચક સાચક કરવાને સહેલું, જલદીથી ઉપાડી શકાય તેવું; as, a f camp જલદીથી ઉપાડી શકાય તેવી છાવણી

FLY-LEAF *s* પુસ્તકને આરંભે અથવા છેડે જે કોરું પાનું હોય છે તે, મલપૃષ્ઠ*n*.

FLY-WHEEL *s* જે ચક્રથી સાંચાની ગતિ સમતોલ રહે છે તે, ગતિચક્ર*n*.

**Foal** *s.* [*AS fola, Ger fohlen*] A colt or filly વછેરો*m*, વછેરી*f*; (of an ass) ખોલકું *n*. *vi.* (as a mare or she-ass) વિયાવું

**Foam** *a.* [*AS. fæm, Ger feim, Sans phena* froth] Froth ફીણ*n*. *vi.* ઉપર ફીણ આવવું-વળવું *vt* (out) ફીણ કાઢવું, ને મોઢે ફીણ આવવું

FOAMY *a.* ફીણવાળું.

**Fob** *s.* નાનું ગજવું

**Focus** *s* [*L. focus* the hearth] (opt) A point in which any number of rays of light meet પ્રકાશનાં કિરણ જ્યાં એકઠાં મળે તે બિંદુ, કેન્દ્ર*n*, કિરણસંપાતસ્થાન*n*, 2 (geom) કેન્દ્ર*n*, મધ્ય*n*, નાભિ*f*, 3 a central point મધ્યસ્થાન, મથક*n*, મુખ્ય જગ્યા; as, a f of rebellion બળવાનું મથક. *vt.* એક કેન્દ્રમાં લાવવું, બધું ભેગું ક.

**Fodder** *s.* [*AS. fodder-foda*] Dry food for cattle, horses and sheep ચારો*m*, ચાર*f*, ઘાસ*n*, પરાળ*n*, વિગેરે *vt.* ચારો-ઘાસ નિરવું-ખવાડવું-ખવડાવવું

**Foe** *s* [*AS. fah-fian, feogan* to hate] One who entertains personal enmity against દુશ્મન*m*, શત્રુ*m*, વેરી*m*, રિપુ*m*, અરિ*m*, 2 an enemy in war સામાવાળો*m*, શત્રુ *m*, દુશ્મન*m*, 3 an opponent (fig) દુશ્મન*m*, શત્રુ*m*, સામાવાળો, as, he is a f. to religion તે ધર્મનો શત્રુ છે

**Fœtus** (See Fetus).

**Fog** *s.* [*Dan. sne-fog* thick-falling snow, *Icel. fug* mist] A dense watery vapour ધુમસ*n*, ધુંમર*n*.

FOGBANK *s.* ધુમસ વરસતું હોય તે વખતે દરિયામાં દૂરથી જમીન જેવું દેખાય છે તે.

FOGGY *a* ધુમસવાળું-થી ભરેલું; 2 producing frequent fogs ઘણું ધુમસ વરસતું હોય તેવું, 3 dull, stupid મંદ, જડ, ઠોઠ, બુઠ્ઠો.

**Foible** *s.* [old *Fr. foible* weak] A moral weakness ખોડ*f*, દોષ*m*, છિદ્ર *n*, ખામી*f*, one's f. કોઈની વિશેષ-ખાસ ખોટ.

**Foil** *vt.* [*Fr. affoler-fol* useless] To frustrate, to defeat (a person)-નું ચાલવા-વળવા નહિ દેવું, હરાવવું, (efforts) નિષ્ફળ ક.; as, he tried to cross but we foiled him તેણે પાર ઉતરવાનું કર્યું પણ હમે તેનું ચાલવા દીધું નહિ, all their efforts were foiled તેઓની બધી મહેનત નિષ્ફળ ગઇ. *s.* નિષ્ફળ થવું તે, હાર*f*, પરાભવ*m*.

**Foil** *s* [*Fr. refoulé* blunted] A blunt sword બુઠ્ઠી તરવાર

**Foil** *s.* [*L. folium* a leaf] A thin plate of metal પાતળું પતરૂં*n*, વરખ *m*; 2 a thin leaf of metal placed under precious stones to increase their brilliancy ડાક-બ*m*, 3 anything which sets off another object to advantage જે વસ્તુથી બીજી વસ્તુ શોભિતી દેખાય તે, કાંતિવર્ધક વસ્તુ*f*, 4 a coat of metal on a looking-glass આરસીની કલે

**Foist** *vt* [*Fr. fausser, L. fallo* I deceive] To insert wrongly or without warrant વગર સત્તાએ-ચોરીથી ઘાલવું-ખોસવું-ઘુસાવી દેવું-ઉમેરવું, ઘુસાડવું

**Fold** *s* [*AS fald-fealdan* to fold] An inclosure for sheep મેંઢાંને ગોંધી રાખવાની જગ્યા, વાડો*m*, નેસડો *m*, 2 a flock of sheep મેંઢાંનું ટોળું. *vt* To place in a fold (sheep) વાડામાં ગોંધવું-ઘાલવું-પૂરવું.

**Fold** *s* [*Goth falthan, AS. fealdan* to lay together] The doubling of any flexible substance ગડી*f*, પડ*n*, કલી*f*, F in composition with numerals=times ગણું, પટ,

a. ten I. ઢસમજવું *vt* (cloth)-ની ગડ કરીવાળવી *s* સંકેલવું 2(a let ter or paper)વાળવું બીડવું 3 (the arm ) વાળવું To f the hand મુઠી વાળવી *vt* વળવું

FOLDING *a* વળે એવું વાળવાનું

FOLDER *s* વાળવાનું યંત્ર ફેજ-હથીઆર

**Foliage** *s* [*L folium* a l af] Leaves in general પાંદડાm પાંદડાં *m* 2 the representation of leaves flower and branches ચિતરેલા-પાંદડાં-ફળ-ફૂલોના વેલ *n* પાદડાં વેલ/ કાઢેલી-ભરેલી

FOLIO *s* એક કાગળના બે પાના કરીને કરેલી ચોપડી 2 a page of an account book રોજમેળ ખાતાવહી વિગેરે ચોપડાનું પાનું 3 a certain number of words અમુક ગણતરીથી શબ્દની અમુક સંખ્યા

**Folk** *s* [ *AS folc*] People in general લોકm માણસm *pl*

FOLK LORE *s* System of popular legends popular traditions and superstitions લૌકિક વાર્તા વિદ્યા/ લૌકિક કથા/ દંતકથા/

**Follow** *vt* [ *AS folgian Ger folgen* ] To go after or behind-ની પાછળ જવું-ચાલવું-આવવું અનુસરવું 2 to pursue, to chase પાછળ લાગવું-નો કેડો લેવો 3 to succeed in order of time-ની પછી પછી આવવું હોવું-થવું as the storm was followed by a calm તોફાનની પછાડી શાંતિ થઈ 4 to result from as an effect from a cause થી ઉત્પન્ન થવું માંથી નીકળવું-નું પરિણામ હોવું 5 to result from as an inference ઉપરથી સાબિત-સિદ્ધ થવું અનુમાન નીકળવું ફલિત થવું as it follows from this એ ઉપરથી એવું સાબિત થાય છે 6 to imitate to copy પ્રમાણેના જેવું કરવું-ની નકલ-અનુકરણ કરવું 7 to adopt and maintain સ્વીકારવું ગ્રહણ કરવું અંગીકાર કરવું અનુસરવું as he follows Plato in that opinion તે મત વિષે તે પ્લેટોને અનુસરે છે 8 to obey to observe માનવું પ્રમાણે ચાલવું તાબે થવું આજ્ઞા પાળવી 9 to practise(trade profession) કરવું ચલાવવું-નું કામ 10 to move in in the same direction (track course) એ ચાલવું

11 to understand સમજવું *vt* પાછળ જવું આવવું-ની પછી આવવું 2 to be consequential-નું પરિણામ હોવું ઉપરથી સિદ્ધ થવું નિકળવું To f on પ્રયત્ન કર્યા કરવું ખંત રાખવી To f suit આગળના માણસે કર્યું હોય તેમ કરવું

FOLLOWER *s* પાછળ-સાથે જનાર-આવનાર-ચાલનાર અનુચરm પરિવારm અનુગામી અનુયાયી 2 a disciple મત માનનાર ચેલોm શિષ્યm શાગિર્દ *n* 3 an attendant a dependent સાથીm સેવકm આશ્રિત ચાકર-નફર *mpl* અનુગામી અનુયાયી

FOLLOWING *a* Succeeding પછીનું આવતું નીચેનું બીજું *a* on the following day બીજે દહાડે the f particulars નીચેની હકીકત in the f ages પછીના જમાનામાં *s* સાથેના-ને માનનારા માણસ અનુયાયી વર્ગ પરિવારm

**Folly** (See under Fool)

**Foment** *vt* [*L foveo* I warm] To apply warm lotions to ઉનાં પાણી વિગેરે પ્રવાહી દવાથી સેકવું શેક આપવું 2 to encourage to abet ઉશ્કેરવું ઉઠાવવું ઉભું કરવું સળગાવવું

FOMENTATION *s* પાણુ તે ગરમ પાણીથી સેકવું તે સેકm 2 instigation ઉશ્કેરણી/ સાસણી/ ઉઠાવણી/ મદદ/

**Fond** *a* [old *E fonne Scot fon Icel f* ina to be foolish]Tender and loving હેતાળ માયાળુ મમતાળુ અતિશય હેત કરનાર 2 much pleased with શોખિનું તેમને પસંદ હોય એવું-ને ગમતું પસંદ પડતું To be f of-ને ઘણું ગમવું પસંદ હોવું-ને ઘણો શોખ હોવો To be excessively f of (as a pursuit)-ની લહે લાગવી

FONDLE *vt* લાડ લડાવવું વહાલથી રમાડવું લડાવવું

FONDLING *s* લાડકવાયી વહાલી વસ્તુ માણસ

FONDLY *ad* ઘણી મમતા હેત પ્યારથી લાડથી

**Font** *s* In baptism (See under Fount)

**Font** *s* An assortment of types (See under Found)

**Food** *s* [*AS foda*] Victuals ખોરાકm અન્ન ખાણું ભોજન F of carnivorous animals ચારોm

**Fool** [*Fr fol It folle*] One who is devoid of reason ગાંડું ઘેલું માણસ 2 one who acts absurdly મૂર્ખ-બેવકૂફ મૂઢ-જડબુદ્ધિ માણસ 3 a buffoon મશ્કરોm વિદૂષકm રંગલોm ભુંડભુખ ભાંડm રંગલોm To play the f (a)મશ્કરી-રંગલ કરવું (b) ગાંડા કાઢવા To make a f of બેવકૂફ કરવું બનાવવું ફોઈ હસી કાઢવું જેવો જણાય એવું કરવું *vi* રમ્યા કરવું રમતમાં વખત ગાળવો મૂર્ખાઈ કરવી *vt* બેવકૂફ બનાવવું છેતરવું ઠગવું ફસાવી લેવું To f away નકામું કાઢવું ગાળવું ઉડાવવું ગુમાવવું નકામું વાપરવું

FOLLY *s* મૂર્ખતા *f* બેવકૂફી/ 2 a weak or absurd act not highly criminal ભૂલભરેલું ખોટું કામ ભૂલ/ 3 sin પાપm

FOOLERY *s* બેવકૂફાઈ/ નકામી વાતો પર ચિત્ત 2 an act of folly મૂર્ખાઈ *f* મૂર્ખાની વાત કામm

FOOLHARDY *a* Daring without judgment અવિચારથી જોખમ ખેડનાર અક્કલ વગર સાહસિક કાળજીવગરનું

FOOLISH *a* (pers ) મૂર્ખ બેવકૂફ મૂઢ ગાંડું 2 (things) બેવકૂફાઈભરેલું-નું ગાંડું 3 ridiculous હસવાલાયક

FOOLSCAP *s* એક જાતના કાગળ ફુલી સકેપ

**Foot** *s* [*AS fot L pes Sans pad*] The lower extremity of the leg in animal bodies પગm ચરણm 2 the lower end of anything that supports a body પગm પાયોm as the foot of the table મેજનો પાયો 3 the lower part the face (opp of the top or head of a page stair &c ) નીચલો ભાગ છેડો-તળીઉં The f of a mountain તળેટી/ 4 the part(of a boot or stocking)which receives the foot જોડ અથવા મોજાના જે ભાગમાં પગ ઘાલવામાં આવે છે તે 5 infantry પાયદળ પેદલ 6 a measure of 12 inches બાર તસુનું એક માપ ફુટm A square f સમચોરસ ફુટ A cubic f ઘનફુટ 7 a certain number of syllables in a verse ચરણm પદm ટુક/ On f (a) ચાલતું પગે પગે ચાલીને as they went over on f તે ઓ પગે ચાલીને ગયા (b)ચાલતું-ચાલુ To set on f ચાલતું કરવું ઉભું કરવું ઊંચું કરવું He has the ball at his f તે ગમતું પાર પાડવું હવે તેના હાથમાં છે He has got his f

the ladder તેની ચડતી થઇ શકે એવી જગ્યા તેને મળી છે. *vi.*(it)To dance નાચવું; 2 to walk on foot પગે ચાલવું. *vt.* To add as the numbers in a col. આંકડાના કોઠા નીચે સરવાળો ક.-માંડવો;2 to make a foot to-નો પગ ક.-ના પગનો ભાગ ક.

FOOT-BALL *s.* પગથી ઠોકર મારીને રમવાનો દડો, 2 દડાને ઠોકર મારીને રમવાની રમત.

FOOTHOLD *s.* પગ મૂકવાનો પાકો આધાર-જગ્યા.

FOOT-MAN *s.*ખવાસ*m*,ખિજમતદાર*m*.

FOOT-MARKS-PRINT *s.* પગલું*n*, પગેરૂ*n*, સગડ*n*

FOOT-NOTE *s.* પાનાની નીચે આપેલી ટીપ-ટીકા, નોટ.

FOOT-PATH *s.* પગરસ્તો*m*, પગવાટ*f*, પગથી*f*, પગદંડો*m*.

FOOT-RACE *s.* દોડવાની શરત, ગબડી દાવ*m*.

FOOT-SOLDIER *s.* પાયદળ સિપાઇ, પ્યાદો*m*.

FOOT-STEP *s.* પગલું*n*. 2 mark, token નિશાની*f*, ચિન્હ*n*; 3 (*pl*) દાખલો*m*, નમુનો*m*,પગલાં*n*,as,walk in his footsteps તેનો દાખલો લઇને-તેના પગલામાં પગલું મૂકીને ચાલો.

FOOT-STOOL *s.* પગ ટેકવવાનો પાટલો-પાટલી-બાજટ*m*

FOOTING *s* Ground for the foot પગ મૂકવાની જગો, આધાર*m*, પગ*m* 2 permanent settlement જામી રહેવું તે, જડ ઘાલવી તે; as, let not these evils gain a f એ ભૂંડી ચાલને જડ ઘાલવા ન દેશો; 3 state, condition સ્થિતિ*f*, હાલત*f*, અવસ્થા*f*; as, both parties are on the same f. બન્ને તરફેનવાળાં સરખી સ્થિતિમાં છે

**Fop** *s.* [*It fiappe* fopperies] A coxcomb છેલ*m*, લાલ*m*,લાલાલોક*m*, ફાંકડો-અક્કડબાજ-વરણાગિયો-ફક્કડ પુરૂષ, છેલ છબીલો માણસ.

FOPPERY *s* છેલાઈ*f*, ફાંકડાઇ*f*, અક્કડાઈ*f*,અક્કડબાજી*f*,વરણાગી*f*,લાલવેડા*n*.

FOPPISH *a.* ફાંકડું, અક્કડબાજ,છેલીવાળુ, ફક્કડ, વરણાગિયું.

**For** *prep.* [*AS. for, Ger. fur, L. & Gr pro*] As an equivalent (in barter or sale, in contract or in punishment)-ને બદલે-સાટે-ના અવેજમાં,-ને ઠેકાણે; F. may be rendered by લઇને; as, give us grain f. our lands અમારી જમીન લઇને અમને દાણા આપો; 2 instead of, noting substitution of persons વતી,બદલે,તરફથી,માટે.as,their attorney signed for them તેમના વકીલે તેમની વતી સહી કરી; 3 noting resemblance-ના સરખુ-જેવું; as, he lay f. dead તે મુએલાના જેવો પડી રહ્યો; May be rendered in this sense by જાણીને; as, I gave it up f. a bad job તે ખોટું કામ જાણીને મે છોડી દીધુ, 4 toward, with the intention of going to તરફ, (કોઇ જગોએ) જવાને; as, they sailed f. Madras તેઓ વહાણમાં બેસીને મદ્રાસ તરફ ગયા; 5 in advantage of, in favour of &c. સારૂ, વાસ્તે, તરફ, કાજે, માટે, અર્થે, 6 because, on account of લીધે, તેથી, તે માટે; 7 with respect to, on the part of વિષે, સબંધી. as, so much f. your letter તમારા કાગળ વિષે એટલું; 8 during a certain time સુધી, પર્યંત, લગી, 9 in favour of તરફેન-પક્ષમા-નું; as, I am f. liberty of speech હુ બોલવાની છૂટની તરફેનમાં છું; 10 notwithstanding, in opposition to તો પણ, એમ છતા પણ; as, she does as she likes f all I can say હુ ગમે તેટલું કહુ તો પણ તે તેની મરજી મુજબ ચાલે છે; 11 in proportion to જોતાં,-ના પ્રમાણમા; as, he is small f. his years તેની ઉમ્મર જોતાં તે કદમા નાનો છે. To wait f-ની વાટ-ગત જોવી, માટે બેસી રહેવું;F one's advantage-ને લાભ-ફાયદાકારક; F. ever સદા,સર્વદા,સદાકાળ, હમેશ, નિરંતર; As f વિષે; F. all that એવું છતાં પણ, F all the world તદ્દન, નરદમ, બિલકુલ; as,he was f. all the world like a monkey તે બિલકુલ વાંદરના જેવો હતો *conj.* કેમકે, કારણ કે; F. as much તેથી કરીને, તે માટે

OH FOR-ઈચ્છા દર્શક અવ્યય. oh f a lodge in some vast wilderness મોટા રણમાં વાસ મળે તો કેવું સારૂ

**Forage** *s.*[low *L.foragium* fodder which see]Food of any kind for horses and cattle ઘોડા અને ઢોરને ખાવાનું-ઘાસ-દાણો, ચારો*m*; 2 the act of providing forage ઘાસ-દાણો-ચારો પૂરો પાડવો-એકઠો ક-શોધવો તે. *vi.* કોઇ દેશમાં ફરી ઘાસદાણો જોરજુલમથી કઢાવવો-કે સંભવો (સિપાઇઓએ). *vt.*ઘાસચારો પૂરો પાડવો.

FORAY *s.* A sudden incursion into a country પારકાના દેશપર એકાએક કરેલો હલ્લો-હુમલો-ધાડ.

**Forbear** *vi.*[*AS. for* away, & bear] To hold from proceeding, to stop બંધ રાખવું-ક.-રહેવું,અટકવું,જેમ; to abuse me મને નિંદતા બંધ રહો, 2 to pause અટકવું, થોભવું, ઊભા રહેવું, દમ મારવો; 3 to refuse-ના કહેવી-પાડવી *vt.*-થી કરવાથી દૂર રહેવું નહિ ક ; 2 ક્ષમા ક ,ગમ ખાવી,ખામોશ-ખમાશ ખાવી, દરગુજર ક.

FORBEARANCE *s.*-થી દૂર રહેવું તે, નહિ ક. તે, બંધ રાખવું-ક. તે, 2 exercise of patience, long suffering, lenity સાંખી રહેવું તે, ખામોશ*f*, ગમ*f*, સહનશીલતા*f*, તિતિક્ષા*f*, દરગુજર*f*, ક્ષમા*f*; as, they treated him with much f. તેઓ તેની સાથે ઘણી ગમ ખાઇને ચાલ્યા.

FORBEARING *a* સાંખી રહે-સહન કરે એવું, સહનશીલ, ગમખોર.

**Forbear** *s.* [*Scotch*] પૂર્વજ*m*, ઘરડાઓ*m*.

**Forbid** *vt.* [*for* away & bid] To prohibit મના-બંધી ક., ન કરવાની આજ્ઞા આપવી, વારવું,નિષેધ ક.-માંથી મના કરેલી હોવી;as,the law of God forbids stealing ઈશ્વરના કાયદામાં ચોરીની મના કરેલી છે; 2 to command not to enter-માં જવા-આવવાની મના ક., બંધી ક , વારવું; as, I have f. him my house મે તેને મારા ઘરમાં આવવાની મના કરી છે; 3 to oppose, to obstruct-થી અડચણ-હરકત પડવી,નડવું,-થી નડતર-વિઘ્ન થવું, as,a swollen river forbids the approach of the enemy નદીમાના પૂરથી લશ્કરને આવતા હરકત પડે છે

FORBIDDEN *a.* જેની મના કરી હોય તેવું, મના કરેલુ, નિષિદ્ધ.

FORBIDDING *a.* કંટાળો-ચીડ આવે એવું, ત્રાસદાયક, ગમે નહિ એવું.

**Force** *s* [*Fr.*-low *L. forcia-L. fortis* strong]Strength બળ*n*,જોર*n*, શક્તિ*f*, કૌવત*n*; 2 momentum વેગ*m*,બળ*n*, 3 that which causes a moral effect શક્તિ*f*,બળ*n*,તાકાત*f*,

મનદુર/ પ્રતાપm પ્રભાવm 4 violence જબરદસ્તી/ જબરી/ જુલમm જેરા વરી/ બળજેરી/ બળાત્કારm 5 moral power to convince the mind efficacy છઝm દમ n as there is no f in that argument તે તકરાર મા કંઇ દમ નથી 6 troops સૈન્યn લશ્કરn ફોજ/ In f અમલમા ચાલતુ ચાલુ vt To compel જબરદસ્તીની-જ બરી-જેરાવરીથી કરાવવું જબર કરવં પાડવી-ઉપર જુલમ ગુજારવો-બળાત્કાર s 2 to impel to draw or push by main strength જેરથી કરી આ મળ ચલાવવુન્દ ધકેલવુ-તાણવુ જેરથી કાઢી મૂકેલી મૂકવું To f one's way જેરથી પોતાનો રસ્તો s 3 to take by storm હલ્લો હુમલો કરીને લેવુ 4 to ravish બળાત્કારે સંભોગ s વા / લેવી 5 to distort મરડી મ ચડીને લાવવુ કા ડ f to cause to ripen out of season (fruit) કમો સમે કમોસમે-તાણીતોડી-મારી મચ ડી પકવવુ To f from જેરથી લઇ ખુચાવી લેવુ To f out બહાર કાઢવુ ખેંચી કાઢવુ To f a passage જેર જુલમથી અંદર જવુ ઘુસવુ

FORCED a Affected unnatural અસરળ તાણી તૂસીને મારી મચડીને લાવેલુ કૃત્રિમ as a f style અસરળ ઇબારત

FORCEFUL a જેરથી મારેલું ફેંકેલુ 2 જેર જુસ્સાવાળુ મજબુત સબળ

FORCIBLE a strong ભારે સબળ જબરૂ 2 violent વેગ-જેરમાં પથી ૨દુ-ભારવું 3 impressive અસરકા રક છાપવાળુ ભારી જબર 4 done by force જેરજુલમ-જબરદસ્તીથી કરેલું

FORCIBLY ad પરાણે જેરજુલમ-જબરદસ્તીથી બળાત્કારે જેરાવરીથી

**Forceps** s [L *foris* an opening and *capio* I hold]ચિપિયોm ચમટોm સાણસી/ સમેઠી/

**Ford** s [AS *faran* to go Ger *furt* to go on foot] A place where a river may be crossed by wading ચાલીને ત્રાય એવો નદીનો ભાગ પાર n ઉતારm 2 a stream પ્રવાહm વહેળm નાળુ n વહેળો m vt To cross water on foot માથી પગે ચાલીને પાર જવુ પાર ઉતરવુ

FORDABLE a પાર-ઉતાર હોય એવુ ચાલીને જવાય એવુ

**Fore** a [AS radically the same as for] Advanced in place આ ગળ મોખરે આવેલુ અગ્ર આગળનુ n the f legs આગલા પગ 2 advanced in time પેહેલુ પ્રથમ as the f part of the day દહાડાનો પેહેલો પોહોર F and aft (see under Aft) ad આગળ પહેલા પૂર્વ ભાગે To the fore હયાત મોજુદ છતમાં વર્તમાન વગર ખરચેલું.

**Forebode** vt -ની ઉપરથી આગમચ સૂચના થવી-જણાવુ દેખાવુ 2 to foreknow આગળથી જાણવુ હોનાર વસ્તુની આગળથી ખબર પડવી

**Forecast** vt To foresee ભાવિનો આગળથી વિચાર s, દૂરદેશી પોહોચા વો દૂરથી યોજના s આગળથી યતુ 2 to plan before execution આગ ળથી યેત ગોઠવણી-તદબીર કરી મૂકવી s s અગમચેતી/-બુદ્ધિ/ દૂરદેશીm બનાવોm પૂર્વયોજના/

**Forecastle** s વહાણના આગલા ડે કની આગળનો ઉપલા તૂતકનો ભાગ

**Foreclose** vt બંધ s અટકાવવુ 2 -નો ગિરવી મૂકેલો માલ છોડાવવાનો હક હોવા ન દેવો-થી રદ થવો

**Foredoom** vt આગળથી નિમાણ s -નુ નસીબ આગળથી નક્કી કરવુ

**Forefather** s (pl) બાપદાદાm પૂ ર્વજો પૂર્વજ

**Forefend** vt અટકાવવુ ટાળવું થવા આવવા ન દેવુ as may heaven f ઇશ્વર એમ થવા ન દે

**Forefinger** s અંગુઠાની પાસેની આ ગળી તર્જની/

**Forefoot** s ચોપગા જાનવરનો આ ગલો પગ

**Forego** vt ∞d s મેલી દેવુ વહેલું મૂકવુ નહિ લેવુ-ભોગવવુ-ભોગપભોગ-ભો ગવટો ન કરવાને-નો લ્હાવો નહિ લેવાને કબલ s રાખવુ as I must f that pleasure that advantage મારે તે સુખનો લ્હાવો ન લેવાને તે લાભનો ભો ગવટો ન કરવાને કબલ રાખવુ જોએ

**Foregoing** a આગળ ગએલુ આગળનુ આગલુ

**Foreground** a ચિત્રનો જે ભાગ જેનારની નજરે પાસે છે એમ જણાય છે તે આગલી જગ્યા

**Forehead** s કપાળn લલાટm ભાલ n 2 audacity ધીટપણુn છાતી/ નિર્લજ્જપણુn

**Foreknow** s આગળથી જાણવુ-ને આગમચથી ખબર પડવી

FOREKNOWLEDGE s આગમચથી પહેલી ખબર પૂર્વજ્ઞાનn

**Foreland** s ભૂશીર/ ભૂશિર/

**Forelock** s તાળવા ઉપરના વાળનો ગુચ્છો Take time by the f આવેલી તક સાધી લેવી-જવા નહિ દેવી

**Foreman** s A man set over workmen કોઇ કારખાનામા કારીગરોનો ઉપરી મુકાદમm 2 (of a jury) પંચની સભા(જુરી)નો વડો સરપંચm

**Foremost** a સૌથી આગળનુ-આગલુ મોખરાનુ 2 first in dignity શ્રેષ્ઠ ઉત્તમ આગેવાન સૌથી પહેલુ

**Forenoon** s સવારની આગમચનો વખત નવથી તે બાર વાગ્યા સુધીનો વખત

**Fore ordain** vt To predetermine આગળથી નક્કી નિમાણ કરી રાખવુ મૂકવુ અગાઉથી પો—ળીની ઠરાવી રાખવુ

**Forepart** s (of a day or week) પેહેલો પ્રથમ ભાગ 2 (of a moving body)સૌથી આગલો ભાગ અગ્રભાગ

**Forerunner** s આગળ જનાર અગ્રેસર આગળ જઇ બીજાના આવવાની ખબર આપનાર આગળ મોકલેલો દૂત એલચીm 2 a prognostic a sign આગળથી થતુ ચિહ્ન-નિશાણી-શુકનn

**Foresee** vt આગળથી જાણવુ-વિચારવુ -ને આગળથી ખબર પડવી-સૂઝવુ

**Foreshadow** vt -માંની (કોઇ કરા) -ની નિશાણી આગમચથી થવી-હોવી

**Foreshow** vt ભવિષ્યની સૂચના આપવી આગમચથી જણાવવુ-દેખાવુ કહેવુ

**Foresight** s આગળથી જાણવુ તે દૂરઅંદેશીm અગમચેતી બુદ્ધિ/ દીર્ઘદૃષ્ટિ / લાંબી નજર/

**Foreskin** s ઇંદ્રિના ફૂલની ઉપરની ચામડી

**Forestall** vt To anticipate અગાઉથી લેવુ-ભોગવવુ s as a man should not f his date of grief કોઈ માણસે પોતાના દુ:ખનો વારો અગાઉથી ન લેવો To f the market માલ બજારમા આવ્યા પેહેલા ખરીદ કરી મૂકવો

**Foretaste** s અગાઉથી લીધેલો અનુભવ પૂર્વાનુભવm

**Foretell** s અગાઉથી ભવિષ્ય કહેવું

**Forethought** s અગાઉથી કીધેલો વિચાર પૂર્વવિચારm, અગમવિચારm અગમચેતી/ દૂરઅંદેશીm

the ladder તેની ચઢતી થઇ શકે એવી જગ્યા તેને મળી છે *vi.*(it)To dance નાચવું; 2 to walk on foot પગે ચાલવુ. *vt.* To add as the numbers in a col. આકડાના કોઠા નીચે સરવાળો ક.-માડવો,2 to make a foot to-નો પગ ક.-ના પગનો ભાગ ક.

FOOT-BALL *s.* પગથી ઠોકર મારીને રમવાનો દડો, 2 દડાને ઠોકર મારીને રમવાની રમત.

FOOTHOLD *s.* પગ મૂકવાનો પાકો આધાર-જગ્યા.

FOOT-MAN *s* ખવાસ*m*,ખિજમતદાર*m*.

FOOT-MARKS-PRINT *s.* પગલું*n*, પગેરૂ*n*, સગડ*n*

FOOT-NOTE *s.* પાનાની નીચે આપેલી ટીપ-ટીકા, નોટ.

FOOT-PATH *s* પગરસ્તો*m*, પગવાટ*f*, પગથી*f*, પગદંડો*m*.

FOOT-RACE *s.* દોડવાની શરત, ગબડી દાવ*m*.

FOOT-SOLDIER *s.* પાયદળ સિપાઇ, પ્યાદો*m*.

FOOT-STEP *s.* પગલું*n*; 2 mark, token નિશાણી*f*, ચિન્હ*n*, 3 (*pl*) દાખલો*m*, નમુનો*m*,પગલા*n*,as,walk in his footsteps તેનો દાખલો લઇને-તેના પગલામા પગલુ મૂકીને ચાલો.

FOOT-STOOL *s.* પગ ટેકવવાનો પાટલો-પાટલી-બાજઠ*m*.

FOOTING *s.* Ground for the foot પગ મૂકવાની જગો, આધાર*m*, પગ*m*, 2 permanent settlement જાથુ રહેવું તે, જડ ઘાલવી તે; as, let not these evils gain a f એ ભૂડી ચાલને જડ ઘાલવા ન દેશો, 3 state, condition સ્થિતિ*f*, હાલત*f*, અવસ્થા*f*, as, both parties are on the same f. બન્ને તરફેનવાળાં સરખી સ્થિતિમાં છે

**Fop** *s.* [*It. fiappe* fopperies] A coxcomb છેલ*m*, લાલ*m*,લાલાલોક*m*, ફાંકડો-અક્કડબાજ-વરણાગિયો-ફક્કડ પુરૂષ,છેલ છબીલો માણસ.

FOPPERY *s.* છેલાઈ*f*, ફાંકડાઇ*f*, અક્કડાઈ*f*,અક્કડબાજી*f*,વરણાગી*f*,લાલવેડા*n*.

FOPPISH *a* ફાંકડું, અક્કડબાજ,છેલીવાળુ, ફક્કડ, વરણાગિયુ

**For** *prep.* [*AS. for*, *Ger. fur*, *L.* & *Gr. pro.*] As an equivalent (in barter or sale, in contract or in punishment)-ને બદલે-સાટેના અવેજમાં,-ને ઠેકાણે; F. may be rendered by લઇને; as, give us grain f. our lands હમારી જમીન લઇને હમને દાણા આપો; 2 instead of, noting substitution of persons વતી,બદલે,તરફથી,માટે;as,their attorney signed for them તેમના વકીલે તેમની વતી સહી કરી, 3 noting resemblance-ના સરખુ-જેવું, as, he lay f. dead તે મુએલાના જેવો પડી રહ્યો; May be rendered in this sense by જાણીને; as, I gave it up f. a bad job તે ખોટુ કામ જાણીને મે છોડી દીધુ, 4 toward, with the intention of going to તરફ, (કોઇ જગોએ) જવાને, as, they sailed f. Madras તેઓ વહાણમા બેસીને મદ્રાસ તરફ ગયા, 5 in advantage of, in favour of &c. સારૂ, વાસ્તે, તરફ, કાજે, માટે, અર્થે; 6 because, on account of લીધે, તેથી, તે માટે, 7 with respect to, on the part of વિષે, સબધી; as, so much f your letter તમારા કાગળ વિષે એટલું; 8 during a certain time સુધી, પર્યત, લગી; 9 in favour of તરફેનપક્ષમા-નું, as, I am f liberty of speech હુ બોલવાની છૂટની તરફેનમા છુ, 10 notwithstanding, in opposition to તો પણ, એમ છતા પણ, as, she does as she likes f. all I can say હુ ગમે તેટલું કહુ તો પણ તે તેની મરજી મુજબ ચાલે છે; 11 in proportion to જોતા,-ના પ્રમાણમાં; as, he is small f. his years તેની ઉમ્મર જોતાં તે કદમા નાનો છે, To wait f-ની વાટ-રાહ જોવી, માટે બેસી રહેવું; F. one's advantage-ને લાભ-ફાયદાકારક; F. ever સદા,સર્વદા,સદાકાળ, હમેશ, નિરતર; As f. વિષે, F. all that એવું છતાં પણ; F. all the world તદન, નરદમ, બિલકુલ, as,he was f. all the world like a monkey તે બિલકુલ વાદરના જેવો હતો *conj.* કેમકે, કારણ કે, F. as much તેથી કરીને, તે માટે

OH FOR-ઈચ્છા દર્શક અવ્યય. oh f a lodge in some vast wilderness મોટા રણમા વાસ મળે તો કેવું સારૂ

**Forage** *s.*[low *L.foragum* fodder which see]Food of any kind for horses and cattle ઘોડા અને ઢોરને ખાવાનુ-ઘાસ-દાણો, ચારો*m*; 2 the act of providing forage ઘાસ-દાણો-ચારો પૂરો પાડવો-એકઠો ક-રવો તે. *vi.* કોઇ દેશમા ફરી વળીને ઘાસદાણો જોરજુલમથી કઢાવવો-ઉઘરાવવો (સિપાઇઓએ). *vt* ઘાસચારો પૂરો પાડવો.

FORAY *s.* A sudden incursion into a country પાડોસના દેશપર એકાએક કરેલો હલ્લો-હુમલો-ચઢાઇ.

**Forbear** *vi.*[*AS. for* away, *beran* bear] To hold from proceeding, to stop બધ રાખવું-ક.-રહેવું,અટકવું;as,f. to abuse me મને નિંદતા બધ રહો; 2 to pause અટકવું, થાભવું, ઊભા રહેવું, દમ મારવો; 3 to refuse-ના કહેવી-પાડવી *vt.*-થી કરવાથી દૂર રહેવું, નહિ ક , 2 ક્ષમા ક.,ગમ ખાવી,ખામોશ-ખમાશ ખાવી, દરગુજર ક

FORBEARANCE *s*-થી દૂર રહેવું તે, નહિ ક. તે, બધ રાખવું-ક. તે; 2 exercise of patience, long suffering, lenity સાખી રહેવુ તે, ખામોશ*f*, ગમ*f*, સહનશીલતા*f*, તિતિક્ષા*f*. દરગુજર*f*, ક્ષમા*f*; as, they treated him with much f તેઓ તેની સાથે ઘણી ગમ ખાઇને ચાલ્યા.

FORBEARING *a* સાખી રહે-સહન કરે એવું, સહનશીલ, ગમખોર

**Forbear** *s.* [*Scotch*] પૂર્વજ*m*, ઘરડાઓ*m*.

**Forbid** *vt.* [*for* away & bid] To prohibit મના-બધી ક , ન કરવાની આજ્ઞા આપવી, વારવું,નિષેધ ક.,-માથી મના કરેલી હોવી;as,the law of God forbids stealing ઈશ્વરના કાયદામાં ચોરીની મના કરેલી છે; 2 to command not to enter-મા જવા-આવવાની મના ક , બધી ક., વારવુ; as, I have f. him my house મે તેને મારા ઘરમા આવવાની મના કરી છે, 3 to oppose, to obstruct-થી અડચણ-હરકત પડવી,નડવું,-થી નડતર-વિઘ્ન થવુ, as,a swollen river forbids the approach of the enemy નદીમાના પૂરથી લશ્કરને આવતા હરકત પડે છે.

FORBIDDEN *a.* જેની મના કરી હોય તેવું, મના કરેલુ, નિષિદ્ધ.

FORBIDDING *a.* કટાળો-ચીડ આવે એવું, ત્રાસદાયક, ગમે નહિ એવુ.

**Force** *s* [*Fr*-low *L forcia*-*L. fortis* strong]Strength બળ*n*,જોર*n*, શક્તિ*f*, કૌવત*n*; 2 momentum વેગ*m*,બળ*n*, 3 that which causes a moral effect શક્તિ*f*,બળ*n*,તાકાત*f*,

કોઠાનું સગપણ; 2 માને બાપ એકજાત-નાં ન હોય તેની ઓલાદ, સ કીર્ણું જાત*f*.

HALF-BREED *s.* બે જાતના સંકરથી થએલી ઓલાદ.

HALF-BROTHER *s.* સાવકો-સાપત્ન-ઓરમાઇ-ઓરમાણુ-કોઠાઇ ભાઈ.

HALF-CASTE *s.*-મા અને બાપમાંથી એક હિંદુ અને એક યુરોપીઅન-મુસલમાન એ રીતે જેનો જન્મ છે એવુ છોકરૂ-માણુસ*n*, વર્ણસંકર*m*, "હાફકાસ્ટ".

HALF-COCK *s.* અડધો વાદરો-ઘોડો ચઢાવેલી-એક કળ ચઢાવેલી એવી બંદુકની સ્થિતિ.

HALF-HOLIDAY *s.* અડધા દહાડાની છુટ્ટી-રજા*f*.

HALF-MATURE *a* અધકચરૂ.

HALF-MOON *s* અર્ધચંદ્ર*m*.

HALF-PENNY *s* An English coin બે પૈસાની કિમ્મતનો ઈંગ્લાંડનો એક સિક્કો, અડધો પેની; 2 the value of half a penny અડધા પેની જેટલું મુલ-કિમ્મત*f*.

HALF-WAY *adv.* અધવચ, અંતરીઆળ.

HALF-WITTED *a.* સાડીત્રણ પાંસળી, સાડા ત્રણ, કમઅક્કલ, નાદાન, બેવકૂફ.

HALVE *vt.*-ના બે સરખા ભાગ કરવા, -ના અડધો અડધ ભાગ ક.; 2 સાલ કરી લાકડાં જોડતા બેસાડવાં.

**Hall** *s.* [*AS alh, Sans. alaya* a house] A large room at the entrance of a house આગલો ઓરડો-પરસાળ*f*, 2 a room of audience and justice કચેરી*f*,દરબાર*n*, દિવાનખાનું*n*, અદાલત*f*; 3 a place of public assembly વિચાર વિગેરે કરવા સારૂ લોકોને એકઠા થવાની જગ્યા-મકાન*n*, સાર્વજનિક ગૃહ*n*.

**Hallelujah** *s.* & *int* [*Hele* obsol. *halal* to sing and *jah* Jehovah] Give praise to God ઇશ્વરની સ્તુતિ કરો એ અર્થનો ઇશ્વર સ્તવન કરતી વેળા બોલવાનો શબ્દ.

**Halliard** *s.* [from *haul* & yard] A rope or tackle for hoisting or lowering yards or sails સઢપર બાણ ચઢાવવા ઉતારવાનું દોરડુ, ડાંડુ *n*, આંત્રા*mpl*.

**Halloo** *vi* [*Fr. haler* to set or excite a dog] To call loudly after લલકારવુ, સાદ-બુમ પાડવી, લલકાર-હાંક મારવી-પાડવી. *vt.* To encourage with shouts (dogs) હુલાવવું; 2 to chase with shouts -ની પાછળ હુલે હુલે ક. *int.* કોઇનું લક્ષ પોતાના તરફ ખેંચવાના-કોઈને હુલાવવાના હેતુથી બોલવાનો શબ્દ, એ! અલ્યા!, હું!, લગે! ઓ ઓ!

**Hallow** *vt.* [*AS. halig* holy] To consecrate પવિત્ર-પૂજ્ય ગણવું-માનવું, પવિત્ર ક.,-મા પ્રતિષ્ઠા-સ્થાપના ક.,-ની પ્રતિષ્ઠા ક., (ઈશ્વર, દેવ)નુ કરવું; as, a temple once hallowed to a god કોઇ દેવની જેમા અગાઉ સ્થાપના કરેલી હોય એવું દહેરૂ.

**Hallucination** *s.* [*Fr.* from *Gr. aluo* I wander in mind] Error, mistake ભૂલ*f*, ચુક*f*, ભ્રાન્તિ*f*; 2 an error or illusion of sensible perception કોઇ વ્યાધિથી ચિત્તમા વિકાર થઈને જે નહોય તે દેખાય અથવા લાગે તે,ચિત્તભ્રમથી થતુ વિપરીત દર્શન, ચિત્તભ્રમ*m*, ભ્રમણા*f*.

**Halo** *s.* [*L*] A coloured circle round the sun or moon સૂર્ય અથવા ચંદ્રની આસપાસ ચળકતું ચક્કર થાયછે તે, જળકુંડું*n*, પ્રભામંડલ*n*, 2 a glory ચિત્રમા સાધુ વિગેરેનાં માથાંની આસપાસ કિરણનુ ચક્કર કહાડે છે તે,કિરણમાલા*f*,અંશુમાલા*f*,તેજચક્ર*n*.

**Halser** *s.* [*Ger. halten* to hold, and *seil* rope] A large rope used in warping &c. વહાણ અથવા હોડીને ખસેડવા-ખેંચવાનું દોરડું *n*, પાગડ*f*.

**Halt** *vi.* [*AS. healtian* to limp] To stop in walking or marching ઉભાં રહેવું, અટકવું, થોભવું,ઢાળો ક., વિસામો ખાવો, ડેરવું, મુકામ ક., 2 to limp લંગડાતા-ખોડાતાં ચાલવું,લંગડાવું, ખોડ ગાવું,ખોડાવુ; 3 to hesitate કંઇ વાત વિષે નિશ્ચય કરવામા આંચકો ખાવો, અટકી પડવું, વિચાર-ગોળ શંકામા પડવું-રહેવું, ઘોળાયા ક.; as to h. between two opinions બેમતની વચમા ઘોળાયા ક.; 4 to be defective ખોડ-જોખવાળુ હોવું, A halting verse તાલવગરની કવિતાની ટુક. *vt.* (Mil.) મુકામ-પડાવ કરાવવો, થભાવવું. *s* મુકામ*m*, પડાવ*m*; 2 લંઘાવાની ખોડ. *a.* લંગડુ, ખોડુ.

**Halter** *s.* [*Ger. halten* to hold] (of a horse) બાગદોર*f*, રાશ*f*, 2 (for hanging) ફાંસીની દોરડી*f*. *vt* રાશથી બાંધવું.

**Halve** (See under Half)

**Ham** *s.* [*AS.*] The hind part of the knee ઘુંટણનો પાછલો ભાગ,ઘુંટણનું તળીયુ-તળેનો ભાગ; 2 the thigh of a pig salted and dried મીઠું દઇને સુકવેલી ડુક્કરની નળ, 3 the thigh of an animal જાંઘ*f*, જાંઘ*f*, પાગો*m*.

HAMSTRING *s.* One of the tendons of the ham ઘુંટણના તળીઆની-જાંગની નસ-રગ*f*. *vt.* (ઘુંટણના તળીઆ &c.-ની નસ કાપી) લુલુ-લંગડું-અશક્ત ક.

**Hamlet** *s.* [*AS. ham* home, and *let* dim. termination] A small village ન્હાનુ ગામ, ગામડુ *n*,ખેડું*n*, મુવાડું*n*.

**Hammer** *s.* [*AS. hamer*](large) હથોડો*m*, (small) હથોડી*f*, મોઘરી*f*, 2 (of a clock) હથોડી*f*, મોઘરી*f*,મોગરી*f*; 3 of a flint or percussion lock ઘોડો *vt.* ટીપવું, ઘડવું; To smooth h. મઠેરવું; To h. out ઘડી કાઢવું;To bring to the h. હરાજ ક.

**Hammock** *s.* [*Sp. hamaca*] A kind of hanging bed ઝોળી*f*, ડુંલતી પથારી.

**Hamper** *s.* [contr. from *E. hanaper* a kind of basket] A large basket ટોપલો*m*, ટાલું*n*, સુણેલો*m*, ઢાળ*f*.

**Hamper** *s.* [*Dan. hamp* hemp] A fetter બેડી*f*, શૃંખલા*f*. *vt.* To shackle, to entangle, to embarrass-ના હાથ પગ બાંધી લેવા,ગુંચવવું, સપાટામાં લેવું,-ને ઠણું-ડેરો વળગાડવો, રોકવું, અકળાવવું,-ને દખલ ક.

**Hamstring** (See under Ham).

**Hand** *s.* [*AS.*] The palm and fingers હાથ*m*, હસ્ત*m*, કર*m*, 2 the pointer of a dial કાંટો*m*; 3 style of handwriting મરોડ*m*, વલણ*n*, લઢણ *f*, હરફ-દસ્કત*mpl*, અક્ષરનો મરોડ &c.; as he writes a good h. તેના હરફનો મરોડ સારો છે, 4 possession, control હાથ*m*, હવાલો*m*, કબજો*m*, અખિયાર*m*, સ્વાધીનપણું*m*; 5 a measure of the hand's breadth મૂઠ*f*, as, a horse 15 hands high ૧૫ મૂઠ ઉંચો ઘોડો 6 skill, dexterity આવડત*f*, હસ્તક્રિયા*f*,હોશીઆરી*f*,કરામત*f*, ખબરદારી *f*, કુશળતા*f*; as, to try one's h. on

the lute ગીલા વગાડવામા પોતાની આવ ત અજમાવી જેવી,7 ત per on a workman જનસ માણસ,આદમી m નોકરm as to employ s new h નવુ માણસ રાખવુ 8 marriage contract હસ્ત વિવાહm પાણિગ્રહણn as he sought the hand of the Princess તેણે રાજક વા પ રણવા માગી 9 side બાજુ/ તરફ/ as on the one h. એક બાજુથી on all hands બધી તરફથી 10 (in card playing) હાથm દાવm 11 as much as can be held in the hand ખાચોm મૂઠોm મુઠી/ At first h સાવ ધણી મુળ ધણી પાસથી નવુનકોર At second h વપરાએલું વપરાએલુ ઉતરેલું ઝાંખુ જૂન At h પાસે નજદિક At the h of ને હાથે H over h (a) હાથ ભેગ ઉપર હે કરી દેકતીને (b) ઝડપથી વેગે કરીને H in h સપસ દિને H to h હાથ હાથ સામે પાસે સાસે આવી / ઉંને Off one s h પાસેથી પાર પડી ગએલુ Off h તરત સદુજ બહુ વિચાર વગર On h (goods) સિલકમા To be hand & glove with-ની જોડે ઘણો અતરનો સબધ રાખનો હોવો Clean hands પાપરહિતપણુંn નિર્દોષપણુંn To one s hand તૈયાર થએલુ From h to month શેર લાવવુ અને શેર ખાવુ એ રીતે Heavy h જુલમ, સખ્ત આકરાતી/ કર રાસ/ To change hands ખપી જવુ To clap hands તાળી પાડવી To come to h (a letter money) પહોચવુ To lend a h મદદ સહાય s To have a h in-નો પગઅ ન હોવુ સામિલ હોવુ To get the upper hand નો ઉપર હાથ રાખવો To shake hands સેલીત આપવી s હસ્તાલિંગન s To lay hands on (a) પકડવુ પકડી લેવુ લઇ લેવું ઝુટવી લેવુ (b) નીમવુ ઠરાવવુ To take in h હાથમા-માથે લેવું અંગીકાર કરવુ Under the h of-ની સહી સાથેનુ Well in h તાબે To wash one s hands of હાથ ધોવા -નું પાની મૂકવુ થી છુટા અલગ થવુ vt To transmit with the hand હાથથી આપવુ 2 to lead and lift with the h હાથ આપીને બેસાડવુ To h down પરપરા ચાલ્યુ તથ એમ ક પરપરા ચલાવવુ To be handed down પરપરા ચાલ્યુ આવવુ

HAND BASKET s ટોપલી/ છાબડી/

HAND-BILL s લોકોને જાહેર કરવા સારુ વહેચવાનો છોટા ખાનો છુટો છાપેલો કાગળ

HAND-BOOK s A manual હાથમા લઇને ફરાય એવી ચોપડી લઘુ ગ્રથm પુસ્તકn 2 a guide book for travellers મુસાફરોને રસ્તો જણાવાને રાખવાની નાની ચોપડી માર્ગ પ્રદર્શક લઘુગ્રથm.

HAND-BREADTH s (ઉચાઇ માપવા મા) મૂઠ/

HAND-CUFF s હાથકડી/ સકલાnpl vt હાથકડી &c ઘાલવી પહેરાવવી

HANDFUL s As much as the hand will grasp or contain મુઠી f મુષ્ટિ/ મુઠીભર પુર પોસ/ ખાચોm કલ્લોm (grass &c) ઝોળી/ a h of rice એક મુઠી ચોખા 2 a small number ગણ્યા ગાંઠયા સાડા ત્રણ as with a h of soldiers ગણ્યા ગાંઠયા સિપાઇઓ વડે 3 a small quantity થોડુ ગાડુ

HANDICRAFT s Manual occupation હાથનુ કામ હસ્તક્રિયા/ શિલ્પn હાથકસબm

HANDIWORK s હાથે કીધેલુ-હાથનુ કામ

HANDKERCHIEF s હાથમા રાખવાનો હાથ મ્હો લુછવાનો-ગળે વીંટવાનો કકડો રૂમાલm

HANDLE vt To touch હાથ અડાડવો લગાડવો હાથમા લેવુ પકડવુ અડકવુ છેડવુ 2 to wield (a weapon a tool) ચલાવુ વાપરવુ મારવુ 3 to treat, (a subject) -નેનુ વિચાર હાથમા લેવુ છેડવુ ચલાવવુ ઉકેલવુ 4 to treat (pers ) સારી ચાલવુ વરતવુ 5 to manage હાથમાં લેવું અગમા ઉતારવુ કેળવી હારમા લાવવુ રમાડવુ -ઉપર બેસાડીપાડુ વાપરવુ a you shall see how I will h her હુ તેને (ચોટીને) કેવો હારમા લઉ છુ તે તમે જેશો s (કોઇપણ વસ્તુનો) પકડવાનુ હાથોm દાંડોm મૂઠ f દસ્તોm પકડ/ To give a h કોઇએ કઇ બોલવા કરવા જેવુ ક વખત પ્રસગ આપવો

HANDLING s (see Handle vt 1 & 3)

HANDMAID s ખિદમત-હાજરખાસી કરનારી ચાકર, ચાકરડી/ દાસી/ પરિચારિકા/ સૈરંધ્રી/

HANDMILL s (હાથે ફેરવવાની) ઘંટી/ ચક્કી/ પેષણી/

HANDSAW s આરી/આડીક આરી છેદનn કરવતી/

HANDSPIKE s કઇ ભાર વિગેરે ઉંચાવવામા જે લાકડી સોટી-લાકડીનો કકડો વાપરેછે તે ઉચ્ચાલકm ઉચ્ચાલનn

HANDWRITING s Form or cast of writing હરફmpl અક્ષરmpl દસ્તતmpl લેખm ખતm 2 any writing લખેલુn લખાણુn લેખm ખતn 3 મરોm

HANDY a Dexterous (હાથેવતી કરવાના કામમા) આવ તવાળુ હસ્તકિયામા કુશળ કૌસલી ક્રિયાકુશળ હસ્તપટુ 2 near હાથે લેવાય એવુ જ્યારે જેઈએ ત્યારે લેવાય એવુ પાસે મ્હો આગળ 3 convenient જેમ ચાહીએ તેમ વપરાય એવુ સુતર સુગમ

**Handsel** [*AS hand & syllan to give*] First sale regarded as omen for the rest બહોણી/ મહુરતનુ વેચાણ 2 first using મુહૂર્તn પ્રથમારભm 3 first gift પહેલ મુહૂરતમા આપવુ મળવુ તે પહેલી બહોણી vt બહોણી કરાવવી 2 મુહૂર્ત પ્રથમારભ s 3 પહેલ મુહૂરતમા આપવુ લેવુ

**Handsome** a [*Dut handsaem fit*] Well formed રૂડુ દેખાવડુ, રૂપાળુ સોહામણુ કાન્તિવાન દર્શની દર્શનીય 2 marked with propriety and ease becoming લાયકવાળુ વાજબી યુક્ત સુંદર યોગ્ય as a h apology લાયકાતયુક્ત ક્ષમાપન, 3 liberal moderately large સારુ સરપટ પેટપૂર મફકતે as a h salary પેટપૂર પગાર as a h gift ઉમદા-અમીરી ઉદારગીરીની બક્ષીસ

**Handspike** } See under Hand
**Handy** }

**Hang** vt [*AS hangian*] To suspend લટકાવવુ ટાંગવુ 2 to fasten so as to allow of free motion (door gate &c) ચડાવવુ (a swing &c) બાંધવુ ટાંગવુ લટકાવી દેવુ ઝુલવું રાખવુ 3 to put to death by suspending ફાંસી દેવી ફાંસીએ ચડાવવુ-લટકાવવુ To h down (the head) નીચું નમાવવુ ઘાલવુ To h fire અધર લટકવુ-વગર To h

up લટકાવવું, ઉંચે ગોઠવવું, વગર નિકાલે અધર રાખવું. *vi.* લટકવું, ટગાવું, ઝૂકી રહેવું, લબડવું, ઝુલવું; 2 ચટેલા હોવું, ફરવું, બધાએલા હોવું, 3 to cling વળગવું, ટગાવું, as, to h. on one's neck કોઇની ડોકે ટગાવું, 4 to rest for support, to depend (pers.) વળગેલા-આધારે-આશ્રયે રહેવું, ઓશીઆળા રહેવું, પાછળ ફરવું, ઘેર ડેશીઆ-ટુકડા ખાવા; as, to h. on the great મ્હોટાને ઘેર ડેસીઆ ખાવા; 5 to be dependent on (a matter) વળગેલા-ગુંચવાએલાં-સકળાએલા હોવું; 6 to impend ઝઝૂમવું, ઝઝૂમી રહેવું, પડુ પડુ થઈ રહેવું, માથા ઉપર ભમવું, as, great dangers h. over the rebels એ બળવાખોર ઉપર મ્હોટી આફતો ઝઝૂમે છે, 7 to incline નમવું, 8 to be supported by something raised above the ground ઝુલતુ હોવું; A hanging garden ઝુલતો બાગ; 9 to be delayed-ને ઢીલ થવી; 10 to have a steep decline ઉભા ચઢાવ-ઢોળાવવાળુ હોવું; To h. back પાછુ હઠવુ, To h. in the balance અણીપર આવવું-આવેલા હોવું; To h. together ભેગુ વળગી રહેવું; 2 to be consistent સંગત હોવું,-નો મેળ ખાવો-બેસવો.

HANGER-ON *s.* બીજા માણસને કે જગ્યાને વળગી રહેનાર, આશ્રાગતીઓ, ખુશામતીઓ, ખીજાને ઘેર પડયો પાથર્યો રહેનાર.

HANG-MAN *s.* ફાંશી દેનાર, ચંડાળ

**Hank** *s.* [*D. hank*, a handle] લટ *f*, ઝૂડ*f*.

**Hanker** *vi.* (after) [*Dut. hankeren*] To desire ardently or vehemently ટળવળવું, મેળવવાને મનમા બળવું-સુઝાવું, જીવ વખવખવો, જીવ તલપાપડ થઇ રહેવો-તલખવો, તલખવુ, તરસવું, તલપી રહેવું, તૃષ્ણા રાખવી, વળખાં મારવા; as, they h. after their old supremacy તેઓ પોતાનું અસલનું પ્રાધાન્ય પાછુ મેળવવાને વળખા મારે છે

HANKERING *s.* અતિ લલૂતા*f*, અતિ તૃષ્ણા*f*, અતિશય વળખાં મારવાં તે

**Hap** *s.* [*Icel happ* good fortune] દૈવજોગ*m*, નસીબ*n*, દૈવ*n*, દૈવજોગી બનાવ, જોગ*m*.

HAP-HAZARD *s.* Chance, accident દૈવયોગ*m*, જોગ*m*, કાળયોગ*m*; At h. જેમ તેમ, જેમ આવ્યુ તેમ, મનમાં આવ્યુ તે.

HAPLESS *a.* અભાગીઉં, અકરમી, દુરભાગીઉં, કમનસીબ.

HAPLY *ad.* કદાચ, કદાપિ, વખતપર, ભોગજોગે, દૈવયોગે, કર્મસંજોગે.

HAPPEN *vi.* To take place થવું, બનવું; 2 to befall (to, unto) આવી પડવું, વીતવુ, ગુજરવુ, To h. on હાથ લાગવું-આવવું.

HAPPILY *ad.* સારાનસીબે, સારાભાગ્યે, નસીબે જોર કરવાથી, નસીબના જોરથી; 2 સુખ-મઝા-આનંદ-સંતોષમાં, સુખ્ખે; 3 વળ-ખબડદારી-ચતુરાઇ-લાવણ્યતાથી; 4 દૈવજોગે, કદાચને.

HAPPINESS *s.* સુખ*n*, કલ્યાણ*n*, પરમસંતોષ*m*- આનંદ*m*.

HAPPY *a* Fortunate, successful (pers.) નસીબદાર, નસીબવુ બળીઉં, ભાગ્યવાન, ફાવેલું; 2 (things, event, chance, thought) નસીબદારીનું દૈવી કૃપાથી બનેલું-આવી મળેલું, સારૂ સૂઝેલું; 3 possessed of bliss સુખી, પરમગતિને પામેલું; 4 delighted, satisfied, contented in mind સુખી, ખુશખુશી, મગન, આનંદમય, સંતુષ્ટ, સંતોષી, 5 furnishing enjoyment or happiness સુખી, સુખનું, સુખદાયક, કલ્યાણકારી, 6 propitious, favourable (omen, rite &c.) સારૂ, શુભ, મંગળવુ, માંગલિક, સદ્, 7 dexterous, ready (pers.) સરસ, ખબડદાર, હોશિયાર, (things) ચતુરાઇવુ, સજડ, સચોટ, હાજર, as. a h. reply સજડ-સચોટ જવાબ, Happy go lucky સઢળ, સુખીઆ મિજાજનું, નચિન્ત સ્વભાવવુ.

**Harangue** *s.* [*Fr.*, from *It. aringa* a speech] A popular oration ઘણા જણ આગળ કીધેલું ઠીકઠાક-અલંકારયુક્ત ભાષણ*n*, ભાષણ*n*; 2 a bombastic address મોટા મોટા શબ્દના આડંબરવાળુ ભાષણ. *vt. & vi.* -ની આગળ ભાષણ ક., મોટા મોટા શબ્દના આડંબરવાળું ભાષણ ક.

**Harass** *vt.* [*Fr. harasser*, from *Gr. arasso* I strike hard] To weary (corporeally)-ની કુસ કહાડી નાખવી,-નો દમ આખર કરી નાખવો, લોથપોથ-પરમશ્રમિત ક, રગડવું, 2 (mentally) કાયર-બેજાર ક.,-નો જીવ ખાઈ નાખવો, સતાવવું, પજવવું, વેળાપાડવી, દમવું; 3 to annoy અકળાવું, પજવવુ, કનડવું, ખુઆર ખુઆર ક., તોબા પોકરાવવી; as, the besieged were harassed by perpetual attacks ઘેરાએલા લોકોને હમેશ ધસારા કરી કરીને ખુઆર ખુઆર કીધા

**Harbinger** *s.* [*AS. here* an army & *heorgan* to shelter] An officer of the king's household who provides accommodation on journey રાજાની ખાસ સ્વારી માટે મુકામનો આગળથી બંદોબસ્ત કરનાર મદાર, સ્વારી કામદાર, 2 a forerunner જેનાથી-જેથી બનવાની વાત જણાય તે આગામિ સૂચક ચિન્હ; as, these are harbingers of rain વરસાદ આવવાનાં આ ચિન્હ છે.

**Harbour** *s.* (See Harbinger) A refuge for ships વહાણને બંદર કરવાની જગ્યા, બંદર*n*, બારૂ*n*; 2 a shelter શરણ*n*, આશ્રય*m*, આશ્રયસ્થાન-નુ ઠેકાણું; as, the thief sought for h. in vain તે ચોરે શરણના ઠેકાણાને માટે ફોગટ ફાંફા માર્યા. *vt.* To shelter ઘરમાં રાખવું, રાખવું, શરણ-આશ્રય આપવો; as, to h thieves is a crime ચોરોને ઘરમાં રાખવા એ ગુનોહ છે; 2 to foster, entertain મનમા હોવા દેવું-રાખવું-ધારણ ક.; as, to h. evil thoughts મનમાં દુર્વિચાર રાખવો *vi.* બંદરમાં રહેવું, રહેવું, મુકામ ક., આશ્રય-શરણ લેવું

**Hard** *a.* [*AS. heard*] Not soft કઠણ, દબાય નહિ એવુ, સખત; 2 difficult અઘરૂ, કઠણ, કઠિણ, દુર્ઘટ, મુશ્કેલ; 3 unfeeling કઠણ, સખત, કઠોર, નિર્દય, નિષ્ઠુર, દુષ્ટ, દુ:ખનું; as, a h. heart કઠણ હૃદય; 4 severe, rigorous સખત, આકરૂ, કરડુ, જુલમગાર, જાલિમ, as, a h. master કરડો ઉપરી, 5 proceeding from-expressive of an unfeeling or severe disposition કઠોરતા-કરડાસ-જુલામગારીવું જુલમ ભરેલું, કઠોર, કરડુ; as, h. words કઠોર વચન, A h. letter અઘોષ અક્ષર, કઠોરવર્ણ; H. cash સિક્કા રૂપે-રોકડ-નગદનાણું, ("નોટ" વિગેરે નહી), નગદી *ad.* Rapidly જલદી, વેગે, ઝપાટાથી, ઝડપથી, 2 violently જોર-જોસથી, ખૂબ, જબ્બર; as the wind blows h. પવન જોરથી વાય છે, 3 with difficulty કષ્ટાવટે, મુસીબતે,

મુશ્કેલીથી 4 earnestly, diligently એકચિત્તે અતિ જીવથી કાળજી-આતુરતા -ઉલટથી as to study h અતિજીવથી અભ્યાસ ક H by છેક પાસે મ્હો આગળ સમીપ H up પૈસાની છી કમાન્ત તીમા હાથ તંગીમા હોય તેવુ

HARDEN *vt* To make hard (material substance) કઠણ-સખત મજબુત ક પી કઠણ &c થવુ; 2 to inure to make hard કસવુ કઠણ-રીઢુ ઘડાએલ દઢ ક ,રગડીને કઠણ ક 3 to confirm in wickedness insensibility &c નુ મન કઠણ બ્હેર ક કોઠ-નઠોર નફ્ફટ-નિલ r ક દુષ્ટતા વિષે ધૃષ્ટ-ચુસ્ત ક vi કઠણ &c થવુ 2 કસાવુ કઠણ &c થવુ 3 મન કઠણ થવુ

HARDENED *a* કઠણ-સખત મજબુત થએલુ 2 કઠણ મનનુ કોઠ-નઠોર થઇ ગએલુ

HARD-FAVOURED } *a* જેનો ચ્હેરો
HARD-FEATURED } સિક્કો ડોળ t ળ વગરનો હોય એવુ જબ્બડ ખાખરા જેવા મ્હોનુ

HARD-FISTED *a*. Strong handed જેની મુઠી પંજામા જોર છે એવુ બળકર પંજાવાળુ 2 niggardly covetous જેને હાથથી છુટે નહીં એવુ કરપી ,ચુસ્ત અદ્યમુષ્ટિ કંજુસ

HARD-FOUGHT *a* ચડસ કડાકુટીનુ, ક ઠ્ઠ્ઠ

HARD-HEARTED *a* કઠણ-સખત દે યા મનનુ

HARDIHOOD *s* Boldness united with firmness and constancy of mind ડગે નહિ એવો ગુણ હિમ્મત/ છાતી/ નિડરપણું*n*, અ ગપણું*n* ધૃષ્ટપણું*n*-તા/ ધૃતિ/ 2 impudence મર્યાદા મૂકીને ચાલતા બીહે નહિ એવો ગુણ નફ્ફટપણું *n* નિલજ્જપણું*n* બેહયાઈ/

HARDLY *ad*. With difficulty મ હામહેનતે કચાવરે માથાકુટથી મહા મુસીબતે 2 scarcely ભાગ્યે *e* as you will h see him there તે ત મને ભાગ્યે જ મળે 3 severely, સખ્તી કઠોરતા જુલમ-નિર્દયપણાથી, as do not deal h with him તેની સાથે સખ્તીથી ચાલશો ના

HARDSHIP *s* Severe labour or want દુ:ખ કષ્ટ*m* શ્રમ*m*, મુસીબત/ સ કટ*n*, વિટંબણા/ 2 injustice grievance અન્યાય*m* જોર સાંકડ*m* જુલમ*m* અઘરૂં ચાલવું તે

HARDWARE *s* લોઢા વગેરે ધાતુનો સામાન ધાતુના ઓજાર વાસણ*npl* લુહારકામ

HARDY *a* Bold (in an indifferent sense) છાતી હિમ્મત ધતિવાળુ ધૃષ્ટ as he was h enough to assert that &c તે એવો ધૃષ્ટ કે તેણે છાતી ઠોકીને કહ્યુ કે &c 2 (in a bad sense) impudent નઠોર ન ફ્ફટ નિલજ બેહયા 3 strong જબર મજબુત દઢ, 4 inured to fatigue ઘડાએલ રીઢા હાડનુ કસાએલુ સહન શીલ, દુ:ખ-આયાસક્ષમ

**Hare** *s* [AS *hara*]સસલુ*n* શશ*m*
HARE BRAINED *a* Wild જેનો મગ *r* હ તો-ભમતો છે એવુ રગની મ્હાવર ચળેલ રોઢલુ

**Harem** *s* [Ar *haram* anything sacred or forbidden] The apartments allotted to females બૈરાનો ઓરડો જનાનખાનુ*n* અવરોધ*m* અંત પુર*n* સ્ત્રીગૃહ*n*

**Hark** *vi* [contr from hearken] Listen સાંભળો To h back પ્રથમના વિષય ઉપર પાછુ આવવુ

**Harlequin** *s* [Fr] A buffoon ઠ ઠ્ઠાબાજ*m*, ડુકામા વિદુષક*m* ભાં*m* મશ્કરો*m* vt ઠઠ્ઠા-ભાંડ જેવો વેશ કોઢ ક

**Harlot** *s* [AS *carl* male] A prostitute કસબાતણ/ કીસબણ છિનાળ પાતર/ સમજની/ વેશ્યા/ ગુણિકા/ કચની/ રંડી/, પેરીવર/

HARLOTRY *s* કસબાતણનો ધંધો પેરો*m* વેશ્યા ધમ*m* વૃત્તિ/ પેરીવરી/

**Harm** *s* [AS] Injury હાણ/ હાનિ *f* બગાડ*m* દરકત/ નુકસાન*n* 2 moral wrong ખોટુ*n* પાપ*m* દોષ*m* અન્યાય*m* અપરાધ*m* vt -નુ બગાડવું-ને હાણ હાનિ-નુકસાન દરકત મ્હોચાડવી,-ને હંબનબગાડ-નુકસાન કરવું

HARMFUL *a* બગા -હરકત-નુકસાન કરે એવું હાનિકારક અપકારક

HARMLESS *a* Not injurious (inanimate objects) હાણ હાનિ-બગાડ ન કરે એવુ 2 (animate objects) inoffensive innocent કોઇનો અ પરાધ ન કરે એવુ ગરીબ ગરીબડુ રાંકડુ નિર્દોષ નિબાધક

**Harmony** [L & Gr *harmonia* from obsol *aro* I fit or adapt] Just adaptation of other in a system મેળ*m* અવયવ રાગ*m* અવયવનુ યોગ્ય પ્રમાણ શુદ્ધ રચના/ અવયવ યોગ્યતા/શુદ્ધતા/ રચનાસ્વારસ્ય*n* as the h of the *world* સૃષ્ટિના અવયવોની યોગ્ય રચના 2 musical concord રાગ*m* મેળ*m* સુરમેળ*m* સૂરમેળાપ*m* એક તાર*m* સ્વરમેલન*n* 3 agreement in facts (of a book statement &c) મળતાપણુ*n* તુલતાપણુ*n* અવિરોધ*m* મેળ*m* એકતા/ એકવાક્યતા/ 4 peace and friendship સંપ*m* તાતો*m* બનાવ*m* રા.*m* અનુરાગ*m* સૌરસ્ય*m* as there is h among all the members of the family તે કુટુંબના બધા માણસોમા સંપ છે

HARMONIC } *a* Concordant
HARMONICAL } musical મળતા સૂરનુ હરાત્મક મેળવાળુ સમાન સૂરનુ (See H rmonious 2) H sounds સૂરના મેળાપ સ્વરૈક્યમા મુખ્ય સૂરની સાથેના જોડ સૂર H progression series હરાત્મક શ્રેઢી/

HARMONICS *s* સ્વરશાસ્ત્ર*n* રાગવિદ્યા/

HARMONIOUS *a* અવયવ પ્રમાણશુધ યોગ્ય રચનાનુ રચનાસ્વારસ્યવાળુ 2 melodious ખુશ લાગે એવા મળતા સૂરનુ મિઠુ મેળવાળુ મધુર સુતવટ વાળુ સુસ્વર 3 વિરોધ વિનાનુ 4 સંપીલુ સંપ-નાતાવાળુ તાતાબંધ, એક રાગનુ

HARMONIUM *s* એક જાતનુ હાર્મોનિયમ વગાડવાનું વિલાયતી વાજુ વાદિત્ર*n*

HARMONISE *vi* (In music) એક રાગ-એકતાલ-એકસુર હોવુ-થવુ 2 to agree in sense &c મળતુ જુદું નહીં-તુલ્ય ઘટિસરું-જુદું હોવુ-આવવુ વિરોધ વિરુદ્ધતા ન હોવી એકવાક્યતા મેળ હોવો 3 *to agree in sounds* સૂર મળવો સુરાવટ-સ્વર એકતા હોવી. *vt* To cause to agree મળતુ-એ સરખું આવે તેમ ક -નો વિરોધ કહાડી નાખવો 2-ના સૂર મેળવવા નો મેળ બેસાડવો

**Harness** *s* [W *harn* that which aptly closes upon or fits] Armour કવચ*n* બખ્તર*n* સ્વારનો બખ્તર સરંજામ*m* સાજ 2 the equipments of a draught horse ગે ઘોડાના ઘા નો સાજ હાનિકારક ચોકત ક *vt* કવચ પહેરાવવું ધારણ કરાવવું સાજ ~ ડ્વો 2 (ઘોડા ને) સાજ -ડ નાખવુ, ચોકત ઘાલવુ

**Harp** *s.* [*AS. hearpe*] A stringed musical instrument ત્રિકોણાકારનું તંબુરાની પેઠે વણું કરી આગળીએ વગાડવાનું અંગ્રેજી વાદિત્ર, "હાર્પ" *m. vi.* To play on the h. હાર્પ વગાડવો, 2 to dwell tediously on તેનું તે ગાયા-કુટયા-ગોખ્યા ક, ટહાએલુ ક

HARPER *s* હાર્પવાળો*m*-વગાડનાર.

HARPISCHORD *s* A kind of musical instrument "હાર્પ" ને મળતુ આગળીએ વગાડવાનુ એક અંગ્રેજી વાદિત્ર*n*-વાજીત્ર*n*.

**Harpoon** *s* [*Fr. harper* to seize] A spear for striking or killing large fish મ્હોટા માછલાને મારવાનો ભાલો-બરછી*m* *vt.* ભાલાએ-વતી મારવું-પકડવું-મારી નાખવુ.

**Harpy** *s.* [*Fr. harpie* from *Gr. harpazo* I snatch away by force] A rapacious person ડોહોંચનાર, ઢીચનાર, ખાઉધર, પિંડારો*m*, એક જાતનુ ખાઉકણ પક્ષી.

**Harrier** *s* [from *hare*] A kind of hound તીવ્ર ઘ્રાણેન્દ્રિયવાળો સસલાનો શિકાર કરવાના કામમાં લેવાતો કુતરો; 2 એક જાતનું પક્ષી.

**Harrow** *s.* [*Dan harv*] કરબ*m*, કળપ-*m*, (dim.) કળપી*f*. *vt.* To draw a h.-ની કળવણી કાઢવી,-માં કળપ-કરબ ફેરવવો; 2 to tear, to torment (soul &c) ફાડી નાખવું, ચીરવું, પીડવું.

**Harry** *vt* [*AS. herian* to plunder] To rob લુંટવું,-માથી લૂંટી લેવું; 2 to harass સતાવવુ, પજવવું, સંતાપવું

**Harsh** *a.* [*Ger harch*] Rough to the touch ખુંચે એવું, કરકરૂ, ખરબચડું, કર્કશ, 2 rough to the taste ખાટું બકડચ અને લૂખુ, ગળામાં ખુંચે એવુ, લૂખુ, રૂક્ષ; 3 rough to the ear કાન ફોડી નાખે એવું, કરડુ, કઠોર, કર્કશ, 4 severe, (pers) કરડુ, કડવાબોલું, (pers, temper) ધૂંધવાતું, કર્કશ, 5 severe, abusive (words, language &c) કટવું, કરડુ, સખત, કઠોર, કર્કશ

**Hart** *s.* [*Sax. heort*] A stag સાબરનો નર.

HART'S-HORN *s.* સાબરસીંગુ, સાબરના નરનુ સીંગડુ; 2 carbonate of ammonia કાર્બોનિક એસિડ સાથે ભેળવેલો નવસાગર.

**Harum-scarum** *a.* અવિચારી, ઢંગ-ઢંકાણા વગરનુ. *s.* ઢંગ-ઢેકાણા વગરનો માણસ.

**Harvest** *s* [*AS herfest* autumn] The season of gathering crops કાપણી*f*, કાપણીનો વખત, (દાણાની-અનાજની) મોસમ, ફસલ*f*; 2 ripe crops ખેતીનો માલ, તૂલ*n*, પાક*m*, Autumnal h. ખરીફ*n*; Vernal h. રવી*m*; Summer h. હરી*n*; 3 product of labour ફળ*n*; as, I am to labour and he is to have the h. મેહેનત મારે કરવાની ને ફળ તે લઈ જવાનો. *vt* ખેતીનો પાક-તૂલ વાઢવું.

HARVEST-HOME *s.* The time for harvest ધાન વાઢવાનો સમય; Harvest-feast ખેડુતોનો ઓચ્છવ, નવાન્નોત્સવ*m*, આગ્રયનોત્સવ*m*, તેવા ઓચ્છવમા ગાવાનું ગીત.

**Hash** *vt.* [*Fr. hacher*] To chop into small pieces-ની કચુંબર-ઝીણી ઝીણી કરચો-કકડી ક. *s.* તરકારી સાથે રાંધેલી માસની કચુંબર, 2 a repetition પુનરાવર્તન*n*, ફરી ફરીને કરવું તે.

**Hasp** *s.* [*Ger haspe*, from *haben* to hold] A clasp (for a door) ચપડાસ, સાંકળ*f*, આંકડી*f*, ઉલાળી*f*; 2 (for other purposes) ચાપડો*m*, ચપડાસ*f*. *vt.* આંકડી દેવી, વાસવું.

**Hassock** *s.* [*W. hesg* sedge, rushes] A thick mat for kneeling in church દેવળમાં પ્રાર્થના કરતી વખતે ખ્રિસ્તી લોકો જે ઉપર ઘુંટણીએ પડે છે તે જાડી સાદડી-ચટાઈ*f*, 2 નાનો લુગડુ જડેલો બાજટ.

**Haste** *s.* [*Ger hast*] Speed ઉતાવળ*f*, ઝડફ*f*, જલદી*f*, વેગ*m*, તાકીદ*f*, ત્વરા*f*.

HASTE, HASTEN } *vt.* ઉતાવળું થાય એમ ક, ઉતાવળથી ક., તાકીદ ક., ખેંચી-હડસેલી લાવવું, લાવી નાખવું. *vi.* To be quick ઉતાવળ ક., ઉતાવળા થવું, 2 to be rapid in motion ઉતાવળાં ચાલવું-જવું-આવવું, ધાવું, દોડવું, ધાઈદોડી જવુ; as, I hastened to their relief હું તેઓની વહારે ધાયો.

HASTILY *ad.* Speedily ઉતાવળું, ઉતાવળ &c-થી, જળદીથી, ઝટ, ઝટ દઈને, 2 rashly ઉતાવળે, વગર વિચારે, આગળ પાછળ જોયા વગર, ઉતાપિયાપણા-અવિચારથી-માં, 2 ધૂનમાં, અધીરાઇથી, તપી જઇને, ગુસ્સામા, ક્રોધના આવેશમાં.

HASTY *a.* ઉતાવળુ, શીઘ્ર, જળદ, ત્વરિત 2 rash (pers.) ઉતાવળીયુ, ઉતાપિયું, ઉતાનપાતિયુ, અવિચારી; 3 (things) ઉતાવળ-ઉતાપિયા &c. પણાથી કીધેલું-દેલું-લખેલું; 4 caused by passion ધૂનનું, ધૂનમાં-તપી જવાથી-ગુસ્સાના ક્રોધના આવેગમા થએલું-બોલેલું-કહેલું as, don't be offended by my h. words ગુસ્સામાં હું જે બોલ્યો તે ઉપર માઠું ન માનશો.

**Hat** *s.* [*AS. hat*] ટોપી*f*, To pass the h. round માગીને પૈસા ઉઘરાવવા, ઉઘરાણું ક.

HAT-BAND *s.* ટોપી ઉપર લપેટવાનો પટો.

HAT-BOX *s.* A box for a hat ટોપી મુકવાની પેટી-દાબડો.

HATTER *s.* ટોપી બનાવનાર-સીવનાર, ટોપી વેચનાર-વાળો*m*.

**Hatch** *vt.* [*Ger. hecken* allied to *hegen* to foster] To produce from eggs by incubation &c. સેવવું, સેવણ બેસાડવી, બચ્ચા કહાડવા, 2 to contrive-નો ઘાટ રચવો, કહાડવું, ઉભુ ક. *vi.* સેવાવું, બચ્ચાં નીકળવાં. *s.* એક સેવણથી નીકળેલા બચ્ચાં.

**Hatch** *s* [*AS heca* the bar of a door] તૂતક-વહાણના ભંડારની જાળી, 2 (See Hatchway).

HATCHWAY *s.* તૂતક-ભંડાર વિગેરેનું બારણું-મોહોં*n*-દ્વાર*n*, ઢાંકણું*n*.

**Hatchet** *s* [*Fr. hacher* to hack] A small axe કુહાડી*f*, ન્હાની ફરશી-પરશુ*m*, વાસલો*m*.

**Hate** *vt.* [*Sax. hatian* to be hot] To have a great aversion to દુશ્મન દેખવું,-ની ચીઢ હોવી-રાખવી,-ઉપર ઝાંજ ચઢવી,-ઉપર દ્વેષ-અટસ-વેર-કીનો રાખવો, ધીક્કારવું,-ના દુશ્મન થવું, as, to h. sin પાપને દુશ્મન દેખવું, a thief hates light ચોર અજવાળાને દુશ્મન દેખે છે.

HATE, HATRED } *s.* વેર*n*, ચીઢ*f*, દ્વેષ*m*, અટસ*m*, કીનો*m*, તિરસ્કાર*m*, દ્વેષભાવ*m*.

HATEFUL *a* Odious દુશ્મન જેવુ, ઝાંઝ છુટે એવું, દ્વેષપાત્ર-યોગ્ય, ધિક્કારવાજોગ, 2 malignant અટસવાળુ, દ્વેષ ભાવનું, કિનાખોર

**Hatter** (See under Hat.)

**Haughty** *a* [*Fr. haut*, *L. altus* high] Disdainfully proud (pers.)

અહંકારી,મગરૂર ગર્વિષ્ઠ, મીજાજી તોરી દિમાગ-ગરૂરીવાળુ 2 expressing pride and disdain (things) અહંકાર મગરૂરી-દિમાગ ગરૂરીનું બતલવુ.
HAUGHTINESS *s* અહંકાર મગરૂરી/ ગર્વm દિમાગm મીજાજm તોરm ગરૂરી/ અહંકારm

**Haul** *vt* [*Fr haler* to draw with a rope] To pull or draw with force or violence જોરથી ખેંચવુ ઘસડવુ ખેંચી ઘસડી લઇ જવુ ખેંચી ઘસડી-તાણી લાવવુ લેવુ *s* The act (See the verb)

HAULAGE *s* The act (See the verb) 2 તાણતા ખેંચતા પડતું જોર ખરચ ખેતીનો માલ તાણી વહી લઇ જવાની વેઠ

**Haunch** *s* [*Fr hanche Gr angkos* a bend or hollow] The hip કેડ/ કમ્મર/ અભ્યાગર

**Haunt** *vt* [*Fr hanter* from *AS hentan* to pursue] To frequent (robbers wild beasts spirits &c)-માં વારંવાર રહેઠાણ જેઠક વાસ અખાડો પગરવટ ઉપદ્રવ હોવો 2 to trouble with frequent visits (cares &c) ના મનમાં હોવુ આવ્યા રહ્યા કે આવી આવીને હેરાન કરવુ *s* આવજાની જગ્યા/ રહેઠાણm વાસm બેઠક/ અખાડોm ઠેકાણુn

HAUNTED *a* ભૂતવાળુ

**Haut-boy** *s* [*Fr haut* high, and *bois* wood] An instrument પીપી/ સરણાઇ/

**Hauteur** *s* [*Fr* from *haut* high] Haughtiness મગરૂરી/ગર્વm દમm દમામ ડુમામm દર્પm મિજાજm તોરm

**Have** *vt* [*Sax habban*] To possess રાખવુ -નેની પાસે એ ઉરર માં હાથમાં કબજામાં હોવુ 2 to possess (as a pain disease &c) ને હોવુ ને થએલું આવેલુ હોવુ 3 to take or accept લેવુ રાખવુ લેઇએ, મેળવવુ as will you h this આ તમારે જોઇએ? 4 to be under necessity or obligation (કંઇ કરવા)નુ હોવુ-ની જરૂર હોવી (કંઇ કરવુ) પડવુ as you will h to go there તમારે ત્યાં જવુ પડશે 5 (on) to wear પહેરવુ ધારવુ *s* To h a care સંભાળવુ હોંશિયાર રહેવુ I had (I'd) rather (=I would rather) હું વધારે ચાહુ છઉં માગુ છઉં મારી વધારે મરજી એ છે 6 (as an auxiliary) છઉં, છૈએ છે છો 7 to maintain as an opinion (અભિપ્રાય) ધરાવવો નો મત હોવો 8 to seize and hold પકડવુ પકડી રાખવુ, 9 as an auxiliary with an infinitive it has the effect of a causal, as to h one believe કોઈ પાસે મનાવવુ 10 to gain-ને મળવુ પડવુ as I had this very cheap મને આ ઘણું સસ્તુ પડ્યુ To h at ઉપર હુમલો ક To h a per on out લડવા સામો ઉભો ક

HAVING *p* Holding bearing રાખનાર વારી (as affixes) વાળુ દાર માન વાન યુક્ત

**Haven** *s* [*AS hafen*] A harbour વહાણને લંગર કરવાનું ઠેકાણું ખુણ્ણુ બંદર (બાંધેલ નહિ) બારૂn, 2 a shelter રહ્યું બચવાનુ સ્થાન, આશ્રયm

**Haversack** *s* [*Fr havresac*] A soldier s bag for rations લશ્કરી સિપાઇને કુચ કરતી વખતે ભાતુ રાખવાની તોબરી કોથળી

**Havoc** *s* [*W hafog*] Devastation ઘાણm નસ તાનn પાયમાલી/ ખરાબી/ સંહારm ગજબm અનર્થm

**Haw** *s* [*AS hag* hedge] A hedge વાડ/ 2 the fruit of the hawthorn દાતેન નામના વિલાયતી ઝાડનું ફળ બીજ

HAWTHORN *s* વાડ બનાવવાના કામમાં આવતું એક વિલાયતી ઝાડ દાતેન

**Haw** *vi* & *s* [cor from *hawk* or *hack*] To speak with interruption and hesitation અટકી અટકીને ખમચાઇ ખમચાઇને બોલવુ તોતડુ બોલવુ 2 to turn to the side of the driver હાંકનાર તરફ વળવુ *vt* હાંકનાર તરફ વાળવુ

**Hawk** *s* [*AS hafoc*] A rapacious bird બાજm સિંચાણોm શકરોm શ્યેનm *vi* બાજ પાસે શિકાર કરાવવો 2 બાજની પેઠે ઉડવુ ઉપર હુમલો કરવુ

HAWKER *s* બાજ ઉછેરી પક્ષીનો શિકાર કરનાર બાજગીરm

**Hawk** *vi* & *s* [*W hochi*] To make an effort to force up phlegm with noise કફનો બળખો કઢાવવાનું ખાંખારો હાક કરીને કાઢવુ

**Hawk** *vt* [low *L hucka* an auction] To sell by outcry ઘેર ઘેર સેરીએ સેરીએ ફરીને વેચવુ ફેરી કરીને વેચવુ

HAWKER *s* A pedlar ફેરીઓm

**Hawse** *s* [See Halser] The situation of the cables before a vessel s stem when moored with two anchors one on the starboard the other on the larboard bow વહાણની જમણી અને ડાબી બેઉ ધુરફેથી લંગર નાખ્યું હોય ત્યારે મોખની સામા દોરડા જે રીતે આવી રહ્યા હોય તે રીત/ 2 the distance ahead to which the cables usually extend ઓથારની જગા ઓથારણી/

**Hawthorn** (See under Haw *s*)

**Hay** *s* [*AS hey* or *hig*] Grass cut and dried for fodder સૂકુ ઘાસ ઘાસn

HAY-COCK *s* ઘાસનું કુંદવુ

HAY LOFT *s* ઘાસનો ઘાસ ભરવાનો માળીઓ-તૂતકm

HAY RICK *s* ઘાસનુ ઘાણ ને ઘાસ ડુંઘડું

HAY STACK ઘાસની ગંજી

**Hazard** *s* [*Fr hasard* probably from *as* ace] Chance વીમો સટ્ટો સરખુ વીમા સટ્ટાનુ કામ દીમોm as to run the h of the die જુગટાના વીમામાં-જોખમમાં પડવુ 2 danger risk જુ ખાનીનો સંભવ જોખમm ધોકો m, ખત્રોm 3 a game at dice એક જાતની પાસા ખેલી જુગટું રમવાની રમત At the h of-ને જોખમમાં નાખીને-નું ને જોખમ છતાં *vt* To put in danger સંકટ-જોખમ &c માં નાખવુ-નું-ની થઇ મા રહેવુ જોખમ &c વ્હોરવુ માં પડવુ as to h an opinion અભિપ્રાય આપવાના જોખમમાં પડવુ

HAZARDOUS *a* જોખમભરેલુ-નું વાળુ હાનીવાળુ

**Haze** *s* [*Armor* *mae en* warm vapour] Vapour which renders the air thick with little or no dampness ધુમ્મસ ધૂમરી/ ઘુમ્મસn

HAZY *a* ધુમ્મસવાળુ ધુમ્મસ થી ભરેલુ

**Hazel** *s* [*AS hæsl*] A plant એ નામનુ એક વિલાયતી ઝાડ *a* હેઝલ ના ફળ જેવા ખુલા ભુરા રંગનું ભુરા રંગનું ભુરૂ

**He** *pron.* [*AS*] તે, પેલો, એ, આ, માણસ

**Head** *s.* [*AS. heafod*](of an animal) માથુ *n*, ડોકુ*n*, મુંડી*f*, મસ્તક*n*, શિર*n*; 2 (of inanimate object) (of a nail &c )માથુ *n*, (of a boil) મ્હો*n*,(of a spear &c.)ફળ*n*,ફણુ *n*, (of an arrow)કાપલો*m*, ભાલોડું ,(of a ship)નાળ*f*,(as of a pot of beer) ફીણ; (as of a river) મૂળ*n*; (as of a bay) અંદરનો ભાગ, a headland ભૂશિર*n*; 3 brain, understanding મગજ*m*, અક્કલ*f*, બુદ્ધિ*f*, સમજણ*n*, મન*n*, ભેજ*n*; To enter one's h સૂજવું,-નું ભાન આવવું, out of one's own h.-ના મનથી ઉઠેલું; 4 the chief leader ઉપરી*m*,મુખ્ય*m*,આગેવાન*m*, વડો, મુખી*m*,સરદાર*m*,નાયક*m*, અગ્રેસર*m*,મહેતર*m*,અધ્યક્ષ*m*, 5 the most prominent member of a body મુખ્ય, સરદાર, શ્રેષ્ઠ,શિરોમણી, અગ્રેસર *m*, આચાર્ય*m*; as, the heads of the two schools of Nyayashastra are Gotam & Kanad ન્યાયશાસ્ત્રના બે મતોના આચાર્યો ગોતમ અને કણાદ છે, 6 a topic, a themeબાબત *f*,વિષય*m*, પ્રકરણ*n*, 7 (in accounts) સદર*n*; 8 place of honour or command, the front મોખરાની-સહુથી આગળ પડતી-મુખ્ય-સહુથી મ્હોટી જગો; as the h. of the table મેજ આગળની મુખ્ય જગો; 9 the place where the head should go(a bed,grave &c.) માથાની જગો, માથું, ( as of a bed only) શરણ*n*, ઓશીકું ,અસીસુ , *m*, 10 an individual (a person) જણ*n*, માથુ *n*; as, a rupee per h. જણ-માથા દીઠ રૂપીઓ, (lower animal) શીંગડા*n*, પુછડા*n*, 11 crisis, force, height પૂરબળ-જોર*n*, લડાઇ-ફાલી-ચરી જવુ તે,સીમા*f*,અણી,નિદાન; as,the disease has grown to such a h. that &c. રોગ એવો નિદાનપર આવ્યો છે કે &c, To come to a head (a sore &c) નું મ્હોં થવું;The crown of the h તાલકું*n*, તાળવું*n*, From h to foot નખશિખ; H and ears શિખાલગી,નખશિખ, છેક, બિલકુલ; H. and shoulders એ ચાને, તાણ-તુસીને, (b)ઘણું, બહુ; To make h , to make h against માથુ-મુડી ઉઠાવવી,સામા થવું-જવું, Neither h. nor tail કંઈ મ્હો માથુ -ધડપાઈઓ -ગમ સિક્કો નહી; Over h. માથાદીઠ; To turn the h. મ્હોં ફેરવવું, To give one the h., to give h. અછોડા ઢીલા મૂકવા,લગામ છોડી મૂકવી, સરત મૂકવું. *vt*.-ના સરદાર-આગેવાન થવું-હોવું-થઈ જવું-ચલાવવું,મોખરે હોવું; 2 to form a h. to (a nail, pin &c.)-નુ માથુ કહાડવુ. *vi*.-નું માથુ-મ્હો થવું.

Head-ache *s*. માથા દુઃખણુ*n*,માથાનું દરદ.

Heading *s*. Title(of a lesson &c.) મથાળું, સદર*n*; 2 ફીણ*n*.

Head-land *s*. ભૂશિર*f*,ભૂશલાકા*f*; 2 (of a field) સેરો, શેઢેડો*m*.

Head-long *ad*. With the head foremost ઉંધે માથે, 2 rashlyવગર વિચારે,.ઝ પલાવીને, આગળ પાછળ-આથુ પાછુ જોયા વગર. *a*. ઉંચુ , સીધુ, અવિચારનું, ઉપરથી સીધુ પડતુ-વહેતું.

Head-man *s*. મુખી*m*,આગેવાન*m*.

Head-master *s* ઉપરી-વડો મહેતાજી, ઉપરી માસ્તર*m*, હેડમાસ્તર*m*, નાયકગુરૂ*m*, શાલાધ્યક્ષ.

Head-piece *s*. ટોપ*m*, શિરસ્ત્રાણ*n*; 2 માથુ *n*.

Head-quarters *s*. મુખ્ય અધિકારીનુ સ્થાનક-મથક*n*-થાનક*n*.

Headsman *s* માથુ કાપી નાખવાની સજા અમલમાં લાવનાર, માથુ કાપનાર, શિરચ્છેદક.

Headstall *s*. સિર્દુવાળી-સર્દુવાળી*f*, શિર્દામની*f*.

Headstrong *s* Obstinate(pers ) માથાનું ફરેલ, જક્કી, હઠીલું, ખોપરીનુ ફટેલ; 2 (things) માથાના ફરેલ-ખોપરીના ફટેલપણાનું, દુરાગ્રહી.

Head-way *s*. આગળ ગતિ*f*, આગળ માર્ગ કાપવો તે.

Heady *a*. Wilful ધૂની, ઉદ્ધત, દૂરંદેશો નહી રાખનાર; 2 strong કેફી, જલદ, આકરુ

**Heal** *vt*. [*AS. halam* from *hal* sound]To cure (a person) સારૂં-સાજુ ક.,-ને મટાડવું; as, to h. the sick માંદાને સારાં કરવા; 2 to subdue(disease)રોગ સારો ક.-મટાડવો., 3 to cause to close up(a wound) &c ) રૂઝવવું,-થી રૂઝ આવવી, 4(fig ) to reconcile(a breach or difference) સાધવું, જોડવું, ઠેકાણે લાવવું, સમાધાન ક.*vi*.મટવું,રૂઝાવું,રૂઝ આવવી.

Healing *a*. રોગ સારો કરવાનું; as, the h. art રોગ સારો કરવાનો ધંધો; 2 સારૂ-સુખ-સાતા થાય એવું, ચેહેન વળી જાય એવું.

Health *s*. Sound state of body સારાં હોવું તે, તનદુરસ્તી*f*, ખેરીયત*f*, આરોગ્ય*n*,સુખાકારી*f*,અરોગિતા*f*; To enquire after one's h.કોઇની ખબર -તબિયત-કુશળક્ષેમ પૂછવું; 2 temper of body as to h. તબિઅત*f*, પ્રકૃતિ; 3 sound state of mind or soul વિકાર વિનાના હોવું તે, નિર્વિકારીપણું*n*; To drink a h. ફલાણો સુખી અને આરોગ્ય રહો એમ કહીને વેનનો પ્યાલો પીવો.

Healthful *a*. Full of health (body, countenance) હટ્ટકટ્ટું, નીરોગી, નિર્મળુ , આરોગ્ય, તનદુરસ્ત; 2 wholesome (diet, climate) ગુણકારી, ફાયદેમંદ, તબિયત સમરે એવું, આરોગ્ય વર્દ્ધક; 3 sound (mind, spirit) વિકાર વિનાનું,પ્રકૃતિસ્થ; 4 resulting from health(condition) નીરોગીપણાથી-નિર્વિકારીપણાને લીધે હોનારૂ-થએલુ

Healthy *a*. (See Healthful 1 and 2).

**Heap** *s*. [*AS*]A pile or massઢગ*m*, ઢગલો*m*,ગંજ*m*,સંચય*m*,સમૂહ*m*,પુંજ *m*, (dim.) ઢગલી*f*. *vt*. To pile up -નો ઢગ-ઢગલો-ઢગલી-ગંજ ક.-વાળવો, ખડકવું, સીંચવું; 2 (up) to lay up (wealth, treasure) ખૂબ એકઠું ક.-જોડવું-નો સંચય-સંગ્રહ ક.

**Hear** *vt*. [*AS.hyran*]To perceive by the ear સાંભળવું, કાને પડવું, 2 to listen to and answer favourably (request &c ) સાંભળવું, કાને ધરવું, માનવું, મનપર લેવું, 3 to attend to judicially (petition, cause) સાંભળવું,-ની સુનાવણી ક.,રજુઆતપર લેવું. *vi*.સાંભળવું; 2 to be told મોહે સાંભળવું,-ને કાને વાત આવવી, કહેવાથી જાણવું-ખબર થવી; as, I have heard of him from his brother તેના ભાઇને મોહે મેં તેને વિષે સાંભળ્યુ છે.

Hearing *s* Perception of sound સાંભળવું, શ્રવણ*n*, 2 faculty of perceiving sound કાન*npl*.,સાંભળવાની શક્તિ, શ્રવણેંદ્રિય*f*, as, his h. is good તેના કાન સારાં છે; Hard

of h થોડું સાભળે એવુ સુનકાર કાને ઉંચ-ઉંચા ઉચકાતુ Sharp of h સરવા કાનવાળુ 3 opportunity to be heard કહેવાની રજા કહેવા સાભળવાનો વખત-તક જોગવાઇ as I did not obtain a h મને કહેવા સાભળવાનો વખતજ ન મળ્યો 4 a judicial listening સાભળવુ તે સુનાવણી ર ઇન્સાફ Within h સભળાય એટલુ પાસે-એટલે અંતરે

HEARSAY *s* Common talk મોહેમોહ ચાલી આવેલી વાત કર્ણોપકર્ણિક કિંવદંતી સાભળેલી વાત H evidence સાભળેલી વાતનો પુરાવો શાહેદી

**Hearken** *vi* [*AS heran* to hear] To listen સાભળવુ કાન દેહેરવા વ દેવા કાન લખ દઈ કે મન રાખી સાભળવુ

**Hearse** *s* [*Fr herse* a harrow] A carriage for the dead મુડદાની ગનાની ગાડી શબવાહિની *f* *vt* ગાડીમા ઘાલી મુડદાને દાટવા લઇ જવુ

**Heart** *s* [*AS heorte Sans hrid*] The primary organ of the blood's motion in an animal body રક્તાશય *m* હૃદય *n* (in comp) હૃદ્ હૃદ્ 2 the seat of the affections or sensibilities or will હૈયુ *n* કાળજુ *n* છાતી *f* મન *n* દિલ *n* અંતઃકરણ *n* હૃદય *n* 3 secret thoughts મનની વાત વિચાર *m* મનમા ગુહ્યાશય *m* as to read one's h કોઇનુ મન વરતવુ 4 courage ધીરજ *f* હિમ્મત *f* છાતી *f* ધૈર્ય *n* 5 source of energetic or efficient action જીવ *m* ચેતન *n* ચલાવનાર હાથપગ *mpl* આંખ *f* આધારભૂત થાભલો *m* as he is the h of the company એ તે મંડળીના હાથપગ છે 6 the middle part or interior માહેલો-અંતરનો-વચ્ચેનો મધ્ય મુખ્ય-ગર્ભનો ભાગ ગર્ભ *m* અંતર *n*, as to enter the h of a country કોઈ દેશના માહેલા ભાગમા જવુ 7 core (of wood a tree &c) ગર *m* ગરભ *m* ગર્ભ *m* અંતર્ભાગ *m* (of a boil) પીઓ-બીઓ *m* 8 the form of a heart રક્તાશયના ઘાટ હૃદયાકાર *m* 9 producing power (of land) ફળદ્રુપતા *f* પાણુ *n* 10 (in a pack of cards) લાલ બદામ *f* At h મન તે ઇચ્છે તો, મનમા અંતરમા અંદરખાને ખરુ જોતા ખરેખર To break one's h કોઇને પરમ શોકમા નાખવુ, કોઈનુ કાળજુ કોરવુ હૃદય ફાડી નાખવુ કોઇની આશા મન તોડી નાખવુ To find in one's h -નુ મન મરજી થવી To have in one's h -નુ મન મરજી વિચાર હોવો To know by h મોઢે પાઠે હોવુ To learn or get by h મોઢે પાઠે કરવુ To set the h at rest ફિકર ચિંતા કહાડી નાખવી જીવ નીચો રાખવો નિરાંતે રહેવુ To set the h on ઉપર મન ચોટાડવુ આસક્તિ રાખવી જીવ બહુ મન *s* To take to h હઇએ ધરી રાખવુ -ની કાળજી ફિકર લાગવી રહેવી નિરંતર મન ધરવો

HEART'BREAK *s* હૃદય ફાટવા જેટલુ દુઃખ-ખેદ *m* પરમ-અત્યંત હૈયુ ફાડી નાખે તેવો શોક *m* ઉદાસી *f* To cry so as to cause h છાતીફાટ રોવુ

HEART BROKEN *a* પરમ-અત્યંત ઉદાસ શોકગ્રસ્ત ખિન્ન ગમગીન

HEART BURN *s* પેટનો વિષમાગ્નિ કે જેથી ઘણીવાર પાછુ ન ખાવાનુ થાય છે તીક્ષ્ણાગ્નિ *f* આમ્લપિત્ત

HEART BURNING *s* (See Heart burn) 2 Discontent દાઝે બળાવતે દાઝ *f* અસંતોષ *m* છાનુ વેર દુશ્મની *f* બળાપો *m*

HEART PIERCING *a* છાતી કાળજુ હૃદય વીંધી-ચીરી નાખે એવુ હૃદયવેધક

HEART RENDING *a* છાતી કાળજુ હૃદય ફાડી વીંધી નાખે એવુ બહુજ ખેદકારી હૃદયભેદક

HEART SICK *a* (of) *s* કટાળી ગયેલુ ખિન્ન

HEARTILY *ad* Sincerely ખરામનથી મનમા મેલ કપટ રાખ્યા વગર ખરેખર મન મૂકીને પુરા મનથી 2 zealously ખરા ભાવ મનથી છાતીના જોરથી હુલ્લાસથી છાતી-તાન તોડીને ઉત્સાહપૂર્વક *n* to a *s* to a person h કોઇને છાતીના જોરથી મદદ *s* 3 largely સારી પેઠે પેટ ભરીને મન મૂકીને યથેષ્ટ as to eat h યથેષ્ટ ખાવુ

HEARTLESS *a* Spiritless હિમ્મત ધૈર્ય-ઉત્સાહ મન ઉલટ વિનાનુ નાહિમ્મત હબકેલુ નિરાશ 2 unfeeling નિર્દય કઠણ મન હૃદય-હૈયાનુ

HEARTY *a* Warm (a) (person) ખરા મનભાવ ઉત્સાહ ઉલટથી કરનાર ચાહનાર (b) (things) ખરામન-ભાવ આસ્થા ઉલટ-ઉત્સાહનુ પ્રીતિયુ-આપેલુ ગતીતી 2 strong (pers) મજબુત શરીરે દૃઢ જબર કડઅતદાર 3 abundant પેટપુર (a meal) આખ ટહાડી થાય એટલુ બહુ પુષ્કળ ખૂબ ૪ઝ *s* h eater બહુ ખાનાર a h meal પુષ્કળ ભોજન

**Hearth** *s* [*AS heordh*] A pavement on which a fire is made ચૂલાની જાય કે જે વિલાયતમા ફરસબંદીની હોય છે અને જેના ઉપર તાપણુ કરી ઘરના માણસો વિગેરે સામા તાપવાને બેસે છે તાપણીની જગા 2 the domestic circle ઘર કુટુંબ

**Heat** *s* [*AS hate*] Caloric અગ્નિ *m* as h pervades all nature અગ્નિ સૃષ્ટિ માહેલા બધા પદાર્થોમા છે Latent h અંતરાગ્નિ *m* અલક્ષ્ય તરાગ્નિ *m* Sensible h બાહ્યાગ્નિ *n* પ્રગટાગ્નિ *m* Gastric h જઠરાગ્નિ *m* 2 sensation caused by caloric also exposure to h ગરમી-તાપ લાગવો તે તાપ *m* ગરમી *f* આચ *f* દાહ *m* as we experience h આપણે તાપ લાગે છે 3 high temperature તાપ *m* ગરમી *f* ગરમાટ *m* ગરમાવો *m* as the h at noon was int'n બપોરે તાપ ઘણો *s* હતો suffocating h ધામ *m* ઉકળાટ *m* 4 rage vehemence (of battle party &c) *s* ચુકી *f* ક-ડાકો *f* તાતી *f* ઘસા ધસી *f* 5 excitement exasperation તપી જવુ તે આકળા થઈ જવુ તે જુસ્સો *m* *s* દાઝ *f* આવેશ *m* as in the h of debate વાદ કરતા તપી જવાથી, 6 ardour fervency આવેશ *m* જોશ *m* વેગ *m* as the h of eloquence વાક્ચાતુર્યના આવેશ 7 a single effort in a race એકઝપાટો દમ *vt* To communicate h to (butter ghee &c) ઉનુ ક., તપાવવુ તાવવુ મા ગરમાવો થાય એમ ક થી ઉ હુ ઉ થઈ જવુ (metal) તાપ-આચ દેવી 2 to excite to make feverish (animal) તપાવવુ તપાવી નાખવુ 3 to inflame (passions) ઉશ્કેરવુ ઉદ્દીપન પ્રદીપ્ત પ્રજ્વલિત ક *vi* ઉનુ થવુ તપવુ મા ગરમાવો થવો

HEATED *a* ઉનુ કરેલુ તપાવેલુ તાપ દીધેલુ, 2 તપીગયેલુ પ્રજ્વલિત

HEATER *s* (See the verb) 2 that which heats (implement) ઉનુ કરવાનુ-તાપ-આચ દેવાનુ વાસણ પદાર્થ

**Heath, Heather** *s* [*AS hadh*] ઝીણા ઝીણા પાતરા તથા ફુલનો એક ઝાડનો વિલાયતી છોડ

HEATH *s.* A place overgrown with heath ઉપર કહ્યાં તેવાં ન્હાનાં ન્હાના ઝાડોનું વનનું વન હોય એવી જગા.

**Heathen** *s.* [*AS. hadhen*] A pagan, an idolator ખ્રિસ્તિ અને મહમદી ધર્મ સિવાયનો બીજો ધર્મ પાળનાર, મૂર્તિપૂજક, બુતરપરસ્ત, અસદ્ધર્મી, જંગલી*m*, મ્લેચ્છ*m*. *a.* અસદ્ધર્મનું, મૂર્તિપૂજાનું

HEATHENISH *a.* મૂર્તિપૂજક લોકનું-ના જેવું-જેવુ કરે તેવું; 2 rude, cruel જંગલી, મૂર્ખાઈનું ભરેલું, નિર્દય, દુષ્ટ.

HEATHENISM *s.* ખ્રિસ્તી અને મહંમદી સિવાયનો બીજો ધર્મ, મૂર્તિપૂજા*f*, બુતપરસ્તી*f*, અસદ્ધર્મ*f*; 2 barbarism અજ્ઞાન*n*, જંગલીપણું*n*.

**Heave** *vt.* [*AS. hefan*] To raise ઉંચકવું, ઉંચુ ક., ઉઠાવવું, ઉપાડવું, 2 to cast, to throw નાખવું, ફેંકવુ, 3 to cause to swell ઉપસાવવુ, ફુલાવવુ, 4 to elate ફુલાવવું, ફુલાઇ-હરખાઈ જાય એમ ક, To h. a sigh નિશાસો મૂકવો *vi.* To rise ઉછળવું, ઉપસવું, ઉપડવુ, ઉંચકાવુ, ઊંચુ નીચુ થવું; To h. in sight દેખાવું, નજરે પડવું, પહેલવહેલુ દેખાવું; 2 to breathe with labour હમુનવું, હાંફવું, 3 to retch-ને હુકો આવવો. *s.* ઉછાળો*m*, કુદકો*m*, ઉંચુ આવવુ-ઉંચકાવું તે; 2 નિશાસો*m*, 3 હમુનવુ, હમુનણ*f*, હાંફ*f*; 4 કરાંઝવુ તે; 5 હુકકો *m*, ઉલાળો*m*.

**Heaven** *s* [*AS. heofon* prob. from *hefan* to heave] The sky આકાશ*n*, વાદળ*n*, આભ*n*, ગગન*n*, આસ્માન*n*, આકાશમંડળ*n*; 2 the seat of the blessed, the place where God's glory is especially manifested સ્વર્ગ*n*, પરલોક*m*, પરમધામ*n*; The h of Shiva કૈલાસ*m*; (of Vishnu) વૈકુંઠ*m*; (of Brahma) બ્રહ્મલોક*m*; (of Krishna) ગોલોક*m*; 3 God ઈશ્વર*m*, પરમેશ્વર*m*, ભગવાન*m*, પ્રભુ*m*.

HEAVENLY *a.* Belonging to the sky આકાશ &c.-નુ-માનુ-સબંધી; 2 belonging to the habitation of God સ્વર્ગ-પરલોક-પરમધામનું-ના જેવું-માં રહેનાર, as, h. bliss સ્વર્ગનું સુખ; 3 pure, divine, supremely excellent પવિત્ર, દિવ્ય, સર્વોત્તમ, સંપૂર્ણ, સર્વોત્કૃષ્ટ.

HEAVENLY-MINDED *a.* જેને પરલોકનો જ વિચાર છે એવુ, પરમાર્થનિષ્ઠ, ધર્મી

**Heavy** *a.* [*AS. hefig*] Ponderous ભારે; 2 large in quantity (rain &c.) મૂશળધાર, જબરૂ, પુષ્કળ, ખુબ, ભારે: 3 strong and large in size ભારે, જબરૂ, ધિંગડ, લઠ્ઠ, અડાબીડ; as, a h log જબરૂ લાકડુ, 4 hard to bear (a) (taxes &c.) ભારે, ખમાય-ઉઠાવાય નહી એવું; (b) (misfortune &c) ભારે, સખત, દુસહ; 5 hard to accomplish ભારે, કઠણ, દુર્ઘટ, નિવ્વેડાય નહિ એવું, 6 not easily digested પચવામા નઠારૂ-અઘરૂ, દુર્જર, ભારે, ગરિષ્ઠ, 7 clayey (a road) કાદવકીચડવાળુ, 8 bowed down with grief or care ઉદાસ. દિલગીર, નાઉમેદ; 9 dull ભારવાળું, ભારે, સુસ્ત, બઠર, જડ, જડસા જેવું, મંદ, as, h. eyes ભારવાળી આંખ; 10 wearisome (author, his work) કંટાળો ઉપજાવે એવું, દમ-જીવ-રસ વિનાનું, મુડદાલ, નિર્માલ, 11 dark with clouds (sky) ઘેઘટ, ઘનઘોર; 12 acting with violence જબરદસ્ત, તોફાની, as, a h. sea તોફાની દરીઓ; 13 not raised as bread ચિકણી, ભારે; 14 (as wines) જોરદાર, 15 pregnant ગર્ભવાળુ, સગર્ભા, ગર્ભવતી, ભારેવાળું.

HEAVILY *ad.* ભારે, ઘણુંજ, પુષ્કળ, 2 દુખે, દુખથી, ઉદાસીથી, કષ્ટે કરીને; 3 ધીમે ધીમે, મહા મેહેનતે.

**Hebdomadal** *a.* [*Gr. hebdomas* seven days from *hepta* seven] Weekly સાત સાત દહાડાનું, સાત સાત દહાડે થતુ-બનતુ, દર હફતાનું, હફતે હફતે થનાર, સાપ્તાહિક.

**Hebrew** *s.* [*Gr. hebrew, Heb. Eber* a descendant of Shem or a region beyond the Euphrates] A Jew યહુદી; 2 the language of the Jews હેબરી*f*, યહુદી લોકની ભાષા*f* *a* યહુદી, યહુદી લોકનું.

**Hecatomb** *s.* [*Gr. hecaton* a hundred and *bous* an ox] A sacrifice of a hundred beasts શતપશુયાગ*m*, Hecatombs of slain મરેલા માણસના ઢુંગર.

**Hectic** *s.* [*Gr. hexis* habit of body] A habitual fever ક્ષયના ઘરનો ક્ષયજ્વર*m*, જીર્ણજ્વર*m*, ...

*a* (pers.) જેને ... આવે છે એવું; 2 (... ધરના તાવનુ-ને લીધે ...

**Hector** *s.* [from *hector* ... brated Trojan hero] ... મ્હોટા મ્હોટા બરાડા પાડી બીજાને ડકી-દમ દેવાની ટેવવાળું માણસ, પતીઉ-લડાક માણસ*m*; 2 one annoys ચીડવનાર, ઝાંઝ ચડે એવુ ...નાર, સતાવનાર, જીવ ખાનાર, પજવ... *vt.* દબડાવવું, સપડાવવું, દમ ... 2 ચીડવવું, ઝાંઝ ચઢાવવી, જીવ ખા... સતાવવું. *vi.* ધુરપતે ક., દબડકી દેવા... વાત ક, દબડાવવુ, દમ દેવો.

**Hedge** *s* [*AS hege*] A fence, consisting of thorns, bushes &c વાડ*f*, બાગના સેઢા ઉપરની જીવતી વાડ. *vt.* વાડ ક.,-ના સેઢા ઉપર છોડ વાવવા-જીવતી વાડ ક, 2 to obstruct (a way) રોકવું, બંદ ક., ખાળવું, અટકાવવું; 3 to surround so as to prevent escape ઘેરી-આતરી લેવું; 4 to protect-નું રક્ષણ-બચાવ ક.,-ની પાછળ રક્ષણ વાસ્તે આતરો-કિલ્લો ક. *vi.* ભરાઇ-સંતાઇ-દબાઇ રહેવું.

HEDGE-HOG *s.* A small prickly quadruped એક જાતનુ ચોપગુ જનાવર (એને દીલે માહે માહે કાંટા હોય છે અને એ વાડ અને ઝાડીમાં હોય છે), એક જાતની શાહુડી,

HEDGE-ROW *s.* વાડને ઠેકાણે અથવા બે ખેતરની વચ્ચે વાવેલા છોડ, સેઢાની વાડ.

**Heed** *vt.* & *vi.* [*AS. hedan*] લેખવવું, ગણકારવું, ગાંઠવુ, ધ્યાનમાં લેવું-રાખવું,-વિષે-ઉપર વિચાર રાખવો,-નું ભાન રાખવું *s.* Care, attention ભાન *n*, નજર*f*, હોશીયારી*f*, સાવચેતી*f*, સંભાળ*f*, ફિકર*f*, કાળજી*f*; To take h. ચેતવું, ચેતીને ચાલવું, હોશીઆરી રાખવી; 2 attention ધ્યાન*n*, લક્ષ*n*; as, they gave no heed to my prayers તેઓએ મારી વિનંતિ ઉપર કંઈ લક્ષ આપ્યું નહિ

HEEDFUL ... વચેત, ...

HEED... કાર, ... લેખવવુ ...

**Heel** *s.* ... of the ... for the ...

એડી/, 2 the latter or remaining part પાછો-બાકી રહેલો-છેલો ભાગ as at the h of the session પા છળમે કે સરવાના વખતના પાછના ભાગમા 3 (પગથી ઘોગાને મારેલી) એડી To be at the heels of વગમગ હોવુ ચડ તી પક ડીલેવાની તૈયારીમા હાયરે હેતમા હોવુ To take to the heels નાહાસવુ પલાયન કરી જવું ભાગી જવુ vt To add a h to (a shoe &c) એડી ક-નાવની કહાડવી

**Heel** vi [AS hyldan] To incline નમવુ વાકુ થવુ વળવું

**Hegemony** s [Gr hegemon to guide] આગેવાનપણુ સામ્રાજ્યn

**Hegira** s [Ar hijra] The flight of Mahomed મ મદ પેગબરનુ મ ક્કાથી નાહાસી જવુ (તા ૧૬ જુલાઇ સને ૬૨૨) કે જે ઉપરથી હીજરી સાલ ચાલે છે

**Heifer** s [AS heafore heahfre] A yong cow વાછરડી/, કલો રી/ વાછડી/

**Height** s [AS heah high] Altitude ઉંચાઇ/ ઉંચાણn ઉચ્ચતા/ 2 an eminence ઉંચી જગા ઉંચાણનુ ટેકરો m, ડુંગર 3 utmost degree in extent or violence ભર પૂર જેસ ભ રપૂરપણું-વધારાપણુ અત્યંત પરાકાષ્ઠા H of ભર, ભરપૂર ઘાડુ ઘણામા ઘણું as the h of a tempest ભરતોફાન 4 degree grade દર જ્જાm પંક્તિ/ as civilization has been carried to greater heights among them than others તેઓમા બીજા કરતા સુધારો ઘણો દરજ્જે થયો છે

HEIGHTEN vt To raise high ઉંચુ ક 2 to increase to intensify વધારવું મા વધારો ક (કસાથી) મા વ ધારો થવો as virtue heightens all the powers of fruition સદ્ગુણમા રહેવાથી ઉપભોગ કરવાની બધી શક્તિમા વધારો થાય છે 3 to make brighter (ચિત્રમા કોઇ ભાગના) રંગની ભભક વધારી તે આગળ પડતો આ વતું દેખાય એમ ક

**Heinous** a [Fr haineux from haïr L odi I hate] Enormous ઘોર મહા મહા ભારત પાતકી દારૂણ

**Heir** s [Norm heir L heres] One who inherits from ancestor વારસ દાયાદm H apparent જેનો વારસો તેના મરણ સિવાય કોઈ કારણથી ડુબનાનો નથી તે અપ્રતિબંધ દાયાદ H apparent to a throne પાટવી કુવર પુત્રm ટિલાટm યુવરાજm H presumptive તે કોઈ વધારે પાસેના સગાનો જન્મ થાય તો જેના વારસનો હક ડૂબે તે સપ્રતિબંધ દાયાદ

HEIRESS s વારસ/ વારસણ/

HEIRLESS a (property) નિવારસી (pers) વારસ વગરનુ

HEIR LOOM s વારસામા વંશપરંપરાથી મળેલી રંગમ મિલ્કત રાચરચીલું

**Heliography** s [Gr helios the sun graphoto write] સૂરજના કિરણવડે છબી પાડવાની કળા ફોટોગ્રાફ પાડવાની કળા 2 તડકામા સૂરજના કિરણના પ્રતિબિંબવડે છેટેથી ખબર આપવી તે તેમ આપવાની કળા

**Hell** s [AS] The place of souls after death યમપુર પિતૃ લોકm Descent into h અધોગતિ/ 2 the place or state of punishment after death નરકn જહાનમn દોઝખ River of h વૈતરણી/ 3 a gambling house જુગારખાનુ જુ ગાર રમવાનુ ઠેકાણુ-અખાડો

HELLISH a Pertaining to hell નરકનુ સંબંધી નારકીય 2 wicked નરકના જેવુ નારકી મહાદુષ્ટ

**Helm** s [AS helma] The instrument by which a ship is steered સુકાનn 2 the place of direction ચલાવનાર જોપનાર નિયંતાની જગા પદવી/ as to be at the h of affairs in a state રાજ્ય કારભારમા નિયંતાની પદવી ઉપર હોવું

HELMSMAN s સુકાનીm

**Helmet** s [AS helm from helan to hide] A defence for the head in war ટોપn શિરસ્ત્રાણn ઉલી શિરસ્ત્રાણની ટોપી જરછરી ટોપી

**Help** vt [AS helpan] To aid મદદ-સહાય કુમક ક-આપવી 2 to prevent ખાળવુ-થી ખળાવું અટકાવવુ રોકવુ હાથ હવા as the evil approaches and who can h it તે આફત આવે છે અને તે આવતી ગાનાથી ખળાવાની છે 3 to remedy નો ઉપાય ઈલાજ ક-થવો હોવો ચાલવો આ રામ કર પાડવો as do not lament for what you cannot h જેનો ઉપાય નહી તેને માટે દિલ ગીરી ન ધરવી 4 to forbear (ક ઈ ક સાભોવ્યા-વચ્યા) વગર ચાલવુ રહેવુ, as I cannot h adding that &c એ ઉપરાંત મારે કહ્યા વગર ચાલતુ નથી કે ઈ To h to આપવુ પૂરૂં પાડવુ To h over કહાડી હાથી દૂર કરી આપવુ To h up ઉ ઠવામા હાથ આપવો ઉઠાડવુ To h out કહાડવુ બહાર કહાડવુ s મદદ s મદદ/ સહાય/ કુમક/ ભીડ/ 2 ઉપાયm ઇલાજm 3 a helper મદદગાર મદદ સહાય કરનાર હારે આવનાર

HELPFUL a ઉપયોગી કામનુ જેથી મદદ-ગુણ ટકાવો થાય એવુ મદદગાર ગુણકારી સહાયકારી

HELPLESS a Destitute of strength પરવશ પરાધીન અશક્ત પરતંત્ર as as h as a child બાળક બચ્ચાના જેવુ અશક્ત 2 needing help લાચાર અબળ નિબળ દુબળ નાઈલાજ અશરણ અનાથ ક

HELP-MATE } s A companion
HELP MEET } who helps મદદ કરનાર સાથીm-સોબતીm મદદગારm બેલી/ બા ઇ/ સહાયભૂત

**Helter-skelter** ad [Dut holder de bolder topsy turvey] In confusion હાફલાઇ હાફલાઇથી મા, હો હુલ્લડ ધૂમ કરીને મા હાસતા ભાગતા હા સભાગ કરીને રઘવાયા રઘવાયા

**Hem** s [AS] ઓટેલી કોર ઓટણn 2 border edge કોર/ કિનારી/ સ નળ/ છેડો પ્રાંતભાગ કિનારીm vt ઓટવુ 2 to border કોર કિનારી છે ! સ ળબ બનાવવામા મૂકવા as the skirt was hemmed with golden fringe ઘાઘરાના ઘેરને સુનેરી ઝાલરની કોર મૂકી હતી 3 (about in) to environ ઘેરવુ ઘેરી લેવુ

**Hem** s int [Formed from the sound] A sort of half cough to call attention ખખારો vi ખખારવુ To hem and haw ખખારા ક રીને-આચકો ખાઇ ખાઇને બોલવુ

**Hemisphere** s [Gr hemi half & sphere] અર્ધો ગોળો અર્ધગોળm ગોલાર્ધn

HEMISPHERICAL a અર્ધગોળાકાર અર્ધગોળ અર્ધગોળા સરિખું

**Hemistich** s [Gr hemi & stichos a row or line] Half a poetic line or verse કવિતાની અડધી લીટી/, અર્ધચરણn પાદm ચરણાર્ધm પા દાર્ધm અડધી ટુંક 2a verse not com

**Immense** *a.* [*L. in* and *metior* I measure] Unlimited અપાર,બેહદ, પારજ નહિ આવે એવું, બેસુતમ, અતિશય, અત્યંત,(depth)અગાધ,2 very great ઘણું મ્હોટું-ઘણું વિશાળ,પુષ્કળ, અત્યંત.

IMMENSITY *s.*બેહદ વિસ્તાર*m*, બેહદ-અતિઘણાપણું; an *i.* of anxiety બેહદ ફિકર*f*.

**Immerse,** } *vt.* [*L. in* into and
**Immerge** } *mergo* I plunge] To put under water પાણીમા બોળવું-ઝબોળવું-ડબોવવું, To be immersed in (a wood) ભર(વન)માં પડેલું હોવું; in (affairs, business &c.) ગરકનિમગ્ન-લીનથવું.

IMMERSION *s* બોળવું-ઝબોળવું-ડબોવવું તે, 2 નિમગ્નતા*f*, લીનતા*f*, *I* of a celestial body (છાયામા પેસીનેસૂર્યના પ્રકાશને લીધે) લોપ-અલોપ-અસ્ત થવું તે.

**Immigrate** *vt* [*L. in* & *migro* I remove] નવુ વસવા સારૂ પરદેશમા આવી રહેવું, આવી વસવુ.

IMMIGRANT *s.* નવુ વસવા સારૂ બીજા મુલકમા આવી રહેલુ માણસ.

IMMIGRATION *s.* પરદેશથી આવી વસવું તે.

**Imminent** *a.* [*L. in* & *mineo* I project] Hanging over (evils) માથે પડતુ,પડુ પડુ કરી રહેલુ,હમણાજ આવી પડે એવુ, છેક પાસે આવેલુ ,ગ્રીજ વારમાં થાય એવું

**Immoderate** *a.* Excessive (desires, demands &c ) અતિશય, બેહદ, અપરિમિત, ઘણુંજ, બેસુમાર.

**Immodest** *a* Wanting in decent reserve (pers ,acts)લાજ-શરમ વગરનું, લજ્જાહીન, નિર્લજ, અમર્યાદ, બેહયા, બેઅદબ, 2 unchaste (acts ) મનમા કામ ઉત્પન્ન થાય એવુ, બીભત્સ, કામવ્યભિચાર વિષેનું-ને લગતુ, વ્યભિચારી,વ્યભિચાર-ઈદ્રીને લગતી વાત બોલનાર-ચાળા ચસકા કરનાર.

IMMODESTY *s.* નિર્લજ્જપણું*n*, બેઅદબી*f*, અવિનય*m*.

**Immolate** *vt* [*L.immolo in* upon and *mola* meal] To sacrifice,to kill as a victim હોમવું, મારી નાખવું, નાશ ક., બળીદાન-ભોગ આપવો.

**Immoral** *a.* Wicked (per ) અનીતિવાન, દુરાચરણી, અન્યાયી, કુકર્મી, પાપી, ( unchaste ) વ્યભિચારી; 2 (acts) અનીતિનુ, દુરાચરણનું, પાપી, (in comp.) દુ, કુ, we, *I* conduct દુરાચરણ, કુચાલ, He leads an *i.* life તે વ્યભિચારમાં મચી રહેલો છે.

IMMORALITY *s* અનીતિ*f*,દુરાચાર*m*, દુષ્ટતા*f*,દુષ્કર્મ,કુકર્મ*n*,અધર્મ*m*, (lewdness) વ્યભિચાર*m*.

**Immortal** *a.* Exempt from death મરે નહી એવુ, અમર, ચિરંજીવી, 2 never to cease અક્ષય, અવિનાશી, સનાતન, શાશ્વત.

IMMORTALITY *s.* અમર હોવું તે, અમરપણું*n*, સનાતન રહેવું તે, સનાતનપણુ

IMMORTALISE *vt.* મરે નહી એવું ક , નામ અમર ક ,હંમેશ રહેએવુ-શાશ્વત ક

**Immovable** *a.* That cannot be moved from its place અચળ,નિશ્ચળ, સ્થિર, સ્થાયી, બદલાય-ફરે નહી એવુ;2 steadfast દૃઢ, દૃઢ નિશ્ચયનું,અડગ,અચળ, 3 unfeeling નિર્દય, કઠણ હૈયાનુ; I. estate સ્થાવર-મિલકત*f.s.* (*pl.*)સ્થાવર-અચળ વસ્તુ *f.*

IMMOBILITY *s* અચળતા*f*, સ્થિરતા*f*

**Immune** *a* [ *L in* not & *munus* duty] (રોગથી) મુક્ત-મોકળું, છુટું,માફી ભોગવતું.

IMMUNITY *s.* Freedom from obligation મુક્તપણુ, માફી*f*, છુટ*f*, 2 particular privilege of exemption છુટ-માફીનો હક્ક, 3 freedom છુટા-રહિત હોવુ તે,મુક્તતા*f*,he claims *i.* from error તે કહે છે કે હું ભૂલ કરવાથી છુટો છુ or હુ ભૂલ કરતો નથી, he enjoys *i.* from suffering તે દુ ખરહિત છે.

**Immure** *vt.* [*L in* and *murus* a wall] To shut up ગોંધી-પૂરી મૂકવું, કેદ ક , ગોંધવું.

**Immutable** *a* Unchangeable જેમા ફેરફાર થતો નથી એવુ, અચળ, અવિકારી, નિર્વિકારી.

IMMUTABILITY *s* નિર્વિકારી-અવિકારી -અચળપણું*n*.

**Imp** *s* [*AS impan, Dan. ympe, Ger impfen*] A puny devil ન્હાનો શેતાન, (fig.)લુચ્ચુ છોકરૂં. *vt* ઉપર કલમ ક , 2 to extend or mend વધારવું, લંબાવવું, દુરસ્ત ક

**Impact** *s.* (See Impinge) અથડાવું તે, જોરથી લાગવુ તે, ધક્કો*m*, આઘાત *m. vt.* સજ્જડ બેસાડવું.

**Impair** *vt.* [*Fr empires-en* to make & *pire, L. pejor* worse] To diminish in value, quantity or excellence ઘટાડવુ,કમી-ઓછુ ક., ખરાબ ક., બગાડવુ,-થી ઓછુ-કમી થવું -થઇ પડવુ; as, imprudence impairs a man's usefulness કઈ બેવકુફાઇનુ કામ કરવાથી માણસથી થતો ઉપયોગ ઓછો થઇ પડે છે; 2 to enfeeble નબળુ-કમજોર ક.-થી થવું, બગાડવું, ખરાબ ક.; the climate had impaired his health તે હવામા રહેવાથી તેની તબિયત બગડી ગઈ હતી.

**Impale** *vt.* (See Empale).

**Impalpable** *a.* Not perceivable by the touch સ્પર્શથી માલમ પડે નહી એવું, અસ્પર્શ્ય, અવ્યક્ત, અગ્રાહ્ય, પરખાય-સમજાય નહી તેવુ.

**Impannel, Impanel** *vt.* [*L. in* & pannel] To enter the names of a jury in a list પંચના-જુરીનાં માણસોના નામો યાદી-ટીપમા લખવા- ,-ની યાદી-ટીપ તૈયાર કરવી.

**Impart** *vt.* (to) [*L.in* and *partio* I share] To give a portion of, to grant ભાગ આપવો, આપવુ, બખશીશ ક , 2 to confer on આપવું, આપી દેવું, 3 to communicate the knowledge of જણાવવું, કહેવું, as, to *i.* a secret છાની વાત કહેવી.

IMPARTIBLE *a.* અવિભાજ્ય, જેના ભાગ નહી થાય તેવું, જેની વહેચણ ન કરાય તેવું,

**Impartial** *a.* નિષ્પક્ષપાતી, સમદર્શી, અદલ, બિનતરફદાર, અપક્ષપાતી.

IMPARTIALITY *s.* અપક્ષપાત*m*, સમદૃષ્ટિ*f*, બિનતરફદારી*f*, અદલપણું*n*.

**Impassable** *a.* That cannot be passed જે ઉપર-મા થઇને જવાય-અવાય નહી એવું, અગમ્ય, દુર્ગમ, ગહન, અલઘનીય, વિકટ, દુસ્તર.

**Impassible,** } *a* [*L.in* & *patior*
**Impassive** } I suffer]That cannot be affected with pain or passion સુખ દુ.ખ લાગે નહી એવું, અચેતન, જડ.

IMPASSIONED *a* Strongly affected જોસ્સામા આવેલુ, આવેશી, (as a lover) અનુરંગી, as, an *i.* orator જોસ્સામા આવેલો વકતા; 2 (a harangue, style) જોસ્સા ભરેલું.

**Impatient** *a* (of for *at*) અધીરૂ ધૈર્યહીન અ મ સાખી ન શકે સાખ વાને રાજી નહીં એવુ as young men are i ot restraint જુવાન પુરૂષ અંકુશ સાખવાને રાજી હોતા નથી 2 ઉતાવળુ અધીરૂ વઢોપાતીઉ To be i આકળાવુ ઉંચુ નીચુ થવુ વઢોપાત

IMPATIENCE *s* અધીરતા અધીરાઈ*f* ઉતાવળ*f* આકળાપણુ*n* વઢોપાત*m*

**Impeach** *vt* [*L* impedico I fetter from *in* and *pes pedis* the foot] To accuse to charge a public officer with a crime સરકારી કામદારપર તોહોમત દોષ આરોપ મુકવો 2 to call in que tion (motives &c) વાસ્તવી-સાર નહીં હોય એમ ટેવુ એવી તકરાર વાધો ઉઠવો આરોપ નુ કવો as I i his motives તેની મ તલબ સારી નથી એમ કહેવુ

IMPEACHMENT *s* સરકારી કામદારપર મુકેલુ તોહોમત તોહોમત*m* દોષારોપ*m* 2 વાસ્તવી સાર ન T હોય એમ કહેવુ એવી તકરાર લેવી તે

**Impeccable** *a* [*L* in and *pecco* I sin] Not liable to sin જેનાથી પાપ થાય નહીં એવુ પાપ કરે નહીં એવુ

**Impede** *vt* [*L in* & *pes pedis* a foot] To hinder અટકાવવુ ન રુ અડચણ હરકત ડખલ કરવી વિઘ્ન આડે આવવુ

IMPEDIMENT *s* અટકાયત અડચણ*f* હરકત*f* વિઘ્ન ડખલ*m* નડતર અંતરાય*m*

**Impel** *vt* [*L in* on and *pello* I drive] To urge forward જેરથી આગળ ચલાવવુ-ગમન કરાવવુ ધકેલવુ પ્રેરવુ થી જરૂર પડવી ફરજ પાડવી a man is impelled by hunger to labour for his support માણસને પેટ ભરવા સારુ ભુખથી મહેનત કરવાની જરૂર પડે છે

**Impend** *vi* [*L in* on & *pendeo* I hang] To hang over માથા પર આવી પડવુ ઝુમી રહેવુ પ પાસી તયારીમાં હોવુ પાસે આવી પહોંચવુ

IMPENDING *a* આવી પડેલુ માથાપર આવતું પડતુ-ઝઝુમતુ બનવાની તે યારીમાં

**Impenetrable** *a* That cannot be penetrated જેમાં પ્રવેશ થઈ શકે નહીં કાંઈ પેસી શકાય નહીં એવુ અભેદ્ય અપ્રવેશ્ય 2 unimpressible અસર નહીં થાય એવુ કઠણ વજ્ર

જેવુ 3 સમજી શકાય નહીં એવુ ગ હન I darkness કાંઈ પણ દેખાય નહીં એવો ઘોર અંધકાર

IMPENETRABILITY *s* અભેદ્યતા અ પ્રવેશ્યતા*f*

**Impenitent** *a* Not contrite પસ્તાવો નહીં કરતું ન પસ્તાતું પશ્ચાત્તાપ શૂન્ય હીન પથ્થર કઠણ હૈયાનુ

IMPENITENCE *s* અપશ્ચાત્તાપ*m* પસ્તાવા હીનતા*f* કઠિનતા*f*

**Imperative** *a* [*L* impero I command] (pers) આજ્ઞા-હુકમ કરનાર અધિકારના રોફવાળુ (order obligation &c) જરૂરનુ ટાળવાનુ અધિકાર થી કરેલુ I mood આજ્ઞાર્થ આજ્ઞાવાચક

**Imperceptible** *a* Not to be perceived કોઈપણ ઈન્દ્રિયથી માલમ પડે નહીં એવુ બેમાલુમ અગોચર અદૃશ્ય અલક્ષ્ય 2 very small ઘણુ ન્હાનુ સૂક્ષ્મ બારીક બેમાલુમ

**Imperfect** *a* Not complete in all its parts પૂરૂં નહીં અધુરૂં અધુરુ 2 defective in quality or quantity ખોડ ખાંપણ ખામીવાળુ કાચુ ઓછુ કમી ન્યૂન ઊણુ 3 morally defective સદોષ દોષિત (gram) I tense વર્તમાન ભૂત કાળ

IMPERFECTION *s* અધુરાપણુ*n* અપૂર્ણતા*f* કસર*f* કચાશ*f* ખોડ*f* દોષ*m* ઊણાપણુ*n* ન્યૂનતા

**Imperial** *a* (See Empire) Pertaining to an empire or emperor બાદશાહ-બાદશાહતનુ સંબંધી બાદશાહી શેહેનશાહી રાજકીય સામ્રાજ્યનુ

IMPERIALIST *a.* બાદશાહની રૈયતનો સિપાઈ 2 સામ્રાજ્ય સ્થાપનાના મતનો પુરૂષ 3 બીજા રાજ્યો ઉપર હકુમત મેળવવાના મત પ નીતિ કે યુદ્ધ સામ્રાજ્યવાદી

IMPERIOUS *a* આજ્ઞાપક મનસ્વી મગરૂર મીજાજી સત્તા-અધિકાર બતાવી હુકમ કરતુ તોરી

**Imperil** *vt* જોખમ સંકટમાં નાખવુ જોખમાવ તેમ ક

**Imperishable** *a* Not subject to decay નાશ પામે નહીં એવુ, અમર અવિનાશી

**Impermeable** *a.* પાણી પણ પેસી ન શકે એવુ નિર્ભેદ અપ્રવેશ્ય.

**Impersonal** *a* (Gram.) અકર્તૃક કર્તા વિનાનુ 2 વ્યક્ત દેહ-અસ્તિત્વ વગરનુ 3 કોઈને ઉદ્દેશીને ન કરેલુ-એકેક

IMPERSONATION *s* ... ખને વ તન્ય આપવુ તે 2 અવતાર*n* 3 કોઈ પણ રૂપ વેશ ધરવો તે

**Impertinent** *a* [*L* in & *pertineo* per thoroughly and *teneo* I hold] Not pertaining to the matter in hand વિષય પ્રસંગને લગતુ નહીં એવુ અપ્રસ્તુત અપ્રાસંગિક આડુ 2 rude ઉદ્ધત અસભ્ય જેમ ત્રમ 

IMPERTINENCE *s* અપ્રસંગતા અપ્રસ્તુતતા*f* આડી-અપ્રસંગ વાત 2 બેઅદબી*f* ઉદ્ધતાઈ*f* અસભ્યતા*f*

**Imperturbable** *a* [*L in* not & *perturbo* I disturb] That cannot be disturbed અકળાય-ગભરાય નહીં એવુ

**Impervious** *a* [*L in* not *per* through and *via* a way] Impenetrable જેમાં પ્રવેશ થાય નહીં એવુ નિછિદ્ર અપ્રવેશ્ય

**Impetuous** *a* [*L in* and *peto* I fall upon] Forcible જેર જેસવાળુ જેરથી ધસી આવતુ ત્રાકે 2 passionate આકળુ ઉતાવળુ અતી ઉગ્ર

IMPETUOSITY *s* પ્રચંડતા જેરા જેરસોર*m* આકળાપણ*f* ઉતાવળ*f*

IMPETUS *s* ગતિ આપનાર જેર જેરના વેગ*m* ધક્કો

**Impious** *s* [*L in* not & *pious*] Irreligious ધર્મભક્તિહીન અધર્મી દેવનિંદક પાપી

IMPIETY } *s* અધર્મ*m* દેવનિંદા*f* અભક્તિ*f* પાપ*m* 
IMPIOUSNESS } 
ધર્મનિંદા*f* 2 any act of wickedness દુષ્ટ કર્મ 3 want of filial piety માબાપ પ્રત્યે અભક્તિ-અવજ્ઞા*f*

**Impinge** *vt* [*L in* against and *pango* I strike] To fall against અથડાવુ અફળાવુ જેરથી લાગવુ

**Implacable** *a* [*L in* no and *placo* I appease] Not to be appeased કદી શાંત થાય નહીં એવુ દુ શમ્ય અશામ્ય કટ્ટર (વેરી) દીર્ઘદ્વેષી

IMPLACABILITY } *s* અશામ્યતા*f* 
IMPLACABLENESS } દુરારાધ્યતા*f*

**Implant** *vt* To set, to plant રોપવુ રોપવુ દ્રઢ બેસાડવુ ઠસાવવુ

IMPLANTATION *s* રોપવુ તે રોપાણ*f*

**Implead** *vt* કોરટમાં ફરિયાદ કરવી કામ ચલાવવુ

**Implement** *s* [*L in* and *pleo* I fill] હથિયાર ઓજાર સાધન ...

ત્યm,સામગ્રીf,સાધનn. *vt.* To carry out, to fulfil અમલમાં લાવવું-આણવું, બજાવવું, he ought to i the orders of the assembly તેણે સભાના હુકમ અમલમાં લાવવા જોઈએ.

**Implicate** *vt.* [*L. in* into and *plico* I fold] To involve, to entangle ગુંચવવું, ગુંથવું, ગુંચવણમાં નાખવું; 2 to show or prove to be connected or concerned સામેલ-સરીગ છે એવું સિદ્ધ ક-બતાવવું; To be implicated સામેલ-સરીગ હોવું.

IMPLICATION *s.* ગુંચવણf, 2 inference અનુમાનn, અટકળf, ધ્વનિતાર્થ, ઉપલક્ષણf, ગર્ભિતાર્થm, ફલિતાર્થm

IMPLICIT *a.* Implied અનુમાન ઉપરથી જણાએલું-માલમ પડેલું, ગર્ભિત, અનુમાન સિદ્ધ, 2 trusting fully the word or authority of another પૂરું, પૂર્ણ, નિઃસંશય, નિ શંક.

IMPLY *vt* અનુમાનથી દેખાડવું-જણાવવું,-માથી અર્થ નીકળવો, ગર્ભિતાર્થ નિકળવો, To be implied-થી-ઉપરથી જણાવું-દેખાવું,-સિદ્ધ થવું,-નીકળવું,as, where a malicious act is proved, a malicious intention is implied દ્વેષ ભરેલા કામ ઉપરથી દ્વેષી ઇરાદો સિદ્ધ થાય છે

IMPLIED *a* & *pp.* ગર્ભિત, ગોપ્ય.

**Implore** *vt* [*L in* and *ploro* I cry] To beseech કાલાવાલા કરવા, કરગરીને માગવું, વિનતિ ક, આજીજી કરી-પગે લાગી-હાથ જોડી-ખોળો પાથરી માગવું.

**Impolite** *a.* અસભ્ય,અવિવેકી,તોછડું, અવિનયી

**Impolitic** *a.*(pers ) Not wise ડાહ્યું-શહાણું નહી એવું, નીતિ વિરુદ્ધ, અવિચારી, સારી રાજનીતિ વિનાનું, અવિવેકી, as, he is an i ruler તે ડાહ્યો રાજા નથી, 2 (acts, measures) ડાહાપણહીનતું,અવિચારતું,વિવેક વિનાનું

IMPOLICY *s* ડાહાપણહીનતાf, અવિચારm, અવિવેકm, દુર્નીતિf.

**Imponderable** } **Imponderous** } *a.*[*L. in* not & *pondus* weight] Not having sensible weight જોખાય નહી એવું, હલકું, ગુરુત્વહીન, વજન-ભાર વગરનું.

**Import** *vt* [*L. in* into & *porto* I carry]To bring from a foreign country દેશાવર-બાહારથી આણવો (માલ), 2 to signify અર્થ દેખાડવો-દર્શાવવો,-નો અર્થ હોવો; 3 to be of weight to-ના કામનું-અગત્યનું હોવું. *s.* દેશાવરથી આવેલો માલ, આમદાની-આયાત માલm; 2અર્થm,અભિપ્રાયm, ભાવાર્થm,મતલબf;3 વજનn, મહત્વn, અગત્યf, ગૌરવn

IMPORTANCE *s.* અગત્યf, જરૂરીઆત f, ઉપયોગm, 2 મહત્વn, વજનn,ગૌરવn, ભારેપણm.

IMPORTANT *a.* (things) અગત્યનું, જરૂરનું, ભારે, (pers.) ભારેખમવાળું, વજનદાર, ઉપયોગી, ભારે.

IMPORTATION *s.* બાહાર દેશથી લાવવું તે, આમદાનીf, આયાતf; 2 પરદેશથી આણેલો માલ, આયાત માલm.

**Importune** *vt.* [*Fr importuner, L. in* and *porto* I bear] To request with urgency વારેઘડીએ કાલાવાલા ક.,કાલાવાલા-આજીજી કર્યા ક, આગ્રહ ક., ગળે પડવું, ચામડીની પેઠે વળગવું.

IMPORTUNATE *a.* અતિ આગ્રહથી માગણી-અરજ કરનાર, આજીજી-કાલાવાલા ભરેલું-વાળું-નું.

IMPORTUNITY *s* અત્યાગ્રહm, કાલાવાલાm, આજીજીf,

**Impose** *vt.* [*L. in* in and *pono* I put] To lay on (a burden, a tax) મૂકવું, બેસાડવું, નાખવું, ઘાલવું; 2 (a command) (આજ્ઞાf-હુકમm) ક., 3 (hands in the act of ordination) મૂકવું; To i. on ઠગવું, છેતરવું, ધૂતવું

IMPOSING *a* ડોળદાર, ભભકાદાર, અસરકારક.

IMPOSITION *s.* મૂકવું-બેસાડવું-નાખવું તે,2કરm,વેરોm,જકાતf,3 ઠગાઇf,દગોm,પાખંડn, છળn, 4 an extra exercise enjoined on a student as a punishmentવિદ્યાર્થીને સજા દાખલ કંઇ લખી લાવવાનો અથવા મ્હોડે તૈયાર કરવા આપેલો પાઠ.

IMPOST *s* જકાતf,દાણn,કરm,લાગોm

IMPOSTOR *s* ઠગm, ધુતારો, ઠગારો, ઢોંગી-પાખંડી માણસ

IMPOSTURE *s.* ઠગાઇf,દગલબાજીf,ઢોંગm, પાખંડn

**Impossible** *a.* That cannot be બને નહી એવું, અશક્ય, અસંભવિત, અસંભાવ્ય; 2 impracticable કરી શકાય નહી એવું, અસાધ્ય.

IMPOSSIBILITY *s.* અશક્યતાf, અસંભવm, અસાધ્યતાf, 2 જે બની નહીં શકે તે.

**Impotent** *a.* Feeble નબળું,કમજોર, નિર્બળ, દુર્બળ, અશક્ત; 2 wanting the power of propagation, as males નપુંસક,નામર્દ,બાયલું,3 wanting the power of restraint અજીતેંદ્રિય, પોતાનો જીવ વશ ન રાખે તેવો.

IMPOTENCE-CY *s.* નબળાઇf,કમજોરીf. નિર્બળતાf, અશક્તિf, 2 નામર્દાઇf, નપુંસકતા, ક્લૈબ્યn.

**Impound** *vt.* [*L in* in & *pound* an enclosure] વાડામાં રાખવું, ડબામાં ઘાલવું (ઢગાયા જનાવરને)

**Impoverish** *a.* [*Fr. appauvrir, L. in* in & *pauper* poor] To make poor દરિદ્રી-ભિખારી-ગરીબ-નિર્ધન ક ,2 to make sterile(land) સત્વ-કસ કાઢી લેવો, નિઃસત્વ ક.

**Impracticable** *a.* (act, proposal &c ) નહી બને એવું, અસાધ્ય, 2 intractable (pers ) સમજે નહીં એવું, હાથ નહી રહે એવું, હઠીલું, અનિવાર, 3 incapable of being passed ઉપર થઇને જવાય નહી એવું, અગમ્ય, ગહન, as, the roads were i. રસ્તા અગમ્ય હતા.

IMPRACTICABILITY *s* (See adj ) અશક્યતાf, અસાધ્યતાf, દુર્ગમ્યતા.

**Imprecate** *vt.* (on) [*L in* upon and *precor* I pray]-ને શ્રાપ દેવો,-નું અનિષ્ટ-અકલ્યાણ-ભુંડું ઇચ્છવું, બદદુવા દેવી.

IMPRECATION *s.* શ્રાપm, બદદુવાf, અકલ્યાણ ઈચ્છવું તે.

**Impregnable** *a* [*L. in* not and *prehendo* I take]Not to be taken by assault (a fort &c.) હુમલાથી લેવાય-લઈ શકાય નહી એવું,વિકટ,2 not to be moved or shaken, invincible-ની સામા (કોઇનું)ચાલે નહી એવું, હળે નહી-ઉપરથી ખસેડી ન શકાય એવું, as, in law his position is i કાયદા મુજબ તેની તકરાર એવી મજબુત છે કે તેની સામા કોઇનું ચાલે નહીં.

**Impregnate** *vt* [*L. in prae* forth &*gigno* I beget]To cause to conceive (a woman) સગર્ભા-ગર્ભવંતી દાહાડા-મહિના વાળી ક.,હમેલ રાખવો, ( lower animal) ગાભણી ક ; 2 to fecundate by pollen(plants) ફળ

કપકોm, કહેવતf,2-નુ છે એમ માનવું-ઠરાવવું તે, નામે માડવું તે.

**In** *prep* [*L., AS., Ger. in, Gr. en, Goth. inn*]-મા,માહે,અંદર,મધ્યે; most frequently rendered by the locative case; as, in the night રાતે, in that day તે દિવસે, In the name of-ને નામે,-ના નામથી, -ને લીધે; In his name તેને નામે, તેના નામથી, In that કેમકે,કારણ કે; In as much એ માટે, એમ છે તેથી; Come in અંદર-વરમા આવ,A ship has come in વહાણ બંદરમાં આવ્યું છે; To go in and out આવજા ક., To keep in with પાસે નજીક રાખવું, બનાવ રાખવો, બનવું; To bring in a bill કાયદાના ખરડાની દરખાસ્ત ક., In the first place પ્રથમ, પહેલાં; In one place એકત્ર; In every place સર્વત્ર, In every way સર્વથા; In another way અન્યથા;In many ways બહુધા; In like manner એમજ, એજ પ્રમાણે, In vain વ્યર્થ, નિષ્ફળ, ફોગટ, In fact ખરેખર જોતા, It matters little who are in હોદ્દા પર કોણ છે તેની કઇ ફિકર નથી, All the ins and outs of it તેની બધી હકીકત,બધી અંદરની વાત-હકીકત; In as much as જે કારણથી-તે કારણથી.

INNER *a.* અંદરનું-ની બાજુનું, માહેલું, ભીતરનું.

INMOST, } *a* સહુથી અંદરનું-ના
INNERMOST } ભાગનું.

**Inability** *s* અશક્તિ*f*, અસામર્થ્ય*n*, ન શકવું-ન આવડવું તે; as, on account of his i to read and write તેને વાચતાં લખતા આવડતું નથી તેથી.

**Inaccessible** *a.* (to) જવાય-અવાય-પોહોંચાય નહિ એવું, દુર્ગમ, અગમ્ય, ગહન; 2 not to be obtained મળે નહિ એવું, દુર્લભ, અલભ્ય, દુર્ઘટ.

**Inaccurate** *a.* બરોબર-ચોકસ નહીં એવું, ભૂલ-ચૂકવાળું, અશુદ્ધ, ખોટું.

INACCURACY *s.* ભૂલ*f*, ચૂક*f*, ખોડ*f*, અશુદ્ધતા*f*, દોષ

**Inaction** *s.* અનુદ્યોગ*m*, અવ્યાપાર, અકર્મ*n*,નિરુદ્યોગ*m*, આળસ*n*, સુસ્તી*f*.

INACTIVE *a* જડ; 2 નિરુદ્યોગી, નવરુ, આળસુ,અવ્યાપારી, સુસ્ત,બંધ; as,the volcano is at present i. જ્વાળામુખીપર્વત હાલ ફાટતો બંધ પડયો છે.

**Inadequate** *a.* બરોબર-પુરતુ નહી એવું, જોઇએ તે કરતાં ઓછુ-તેટલુ નહી, અધુરુ, અપૂર્ણ, અયોગ્ય, અપુરતુ, his abilities were utterly i. to the mighty undertaking તે મહાભારત કામ પાર પાડવા જેટલી શક્તિ તેનામા ન હતી.

INADEQUACY, } *s.* અપૂર્ણતા*f*,
INADEQUATENESS } અધુરા-ઓછાપણું*n*, અયોગ્યતા*f*, અપુરતાપણું*n*.

**Inadmissible** *a.* કબુલ કરવા-મનમાં લેવાજોગ નહી એવું, અગ્રાહ્ય, અમાન્ય, અસ્વીકાર્ય.

**Inadvertent** *a.* ધ્યાન ન રાખતુ, અસાવધ, ગાફેલ, બેફામ, બેસુરત.

INADVERTENCE *s* ગફલત*f*, ચૂક*f*, અલક્ષ*n*, દુર્લક્ષ*n*.

**Inalienable** *a.* [*L. in* not and alienable] બીજાને અપાય નહી એવું, વંશનાજ ભોગવટામાં રહે એવું, વંશોપભોગ્ય, વતની.

**Inamorata** *s* [*It.*] પ્રિયા*f*, કાંતા*f*, લલના*f* પ્યારી બૈરી.

INAMORATO *s.* પ્રિય*m*,કાંત*m*,પતિ*m*, રમણ*m*, વલ્લભ*m*.

**Inane** *a.* [*L. inanis*] Empty ઠાલું, ખાલી, પોકળ, શૂન્ય, નિઃસાર

INANITION *s.* ખાલીપણું*n*, શૂન્યતા*f*, 2 લાંઘણ*f*, લાંઘણથી ઉત્પન્ન થએલી દુર્બળતા

INANITY *s* ઠાલાપણું*n*, ખાલીપણું*n*, શૂન્યતા.

**Inanimate** *a.* [*L. in* not and animate] Destitute of animal life નિર્જીવ, જડ, અચેતન.

**Inapplicable** *a.* લાગુ પડે નહી એવું, અનનુસરતુ, અનુચિત, અજુગતુ.

**Inappropriate** *a.* લાગુ પડે નહી એવુ, બેસતુ નહી આવે એવું, અયોગ્ય, અઘટિત, અનુચિત, અજુગતુ.

**Inarticulate** *a.* (sound)સાફ-સ્પષ્ટ ચોખ્ખુ નહી એવું, અસ્પષ્ટ, અસ્ફૂટ, અવ્યક્ત, સમન્વય નહી એવું; 2 સાંધા વગરનું.

**Inattention** *s.* અલક્ષ*n*,અનવધાન*n*, અસાવધપણું*n*, દુર્લક્ષ*n*,ગફલત*f*, 2 અનાદર*m*, બેદરકાર*f*.

INATTENTIVE *a.* ધ્યાન,ચિત્ત ન લગાડતું, ગાફેલ, બેચિત.

**Inaudible** *a* સંભળાય નહીં એવું,અશ્રાવ્ય, શ્રવણાશક્ય.

**Inaugurate** *vt.* [*L. inauguro*, See Augur] To invest with office in a formal manner ક્રિયા-સંસ્કાર-વિધિપૂર્વક અધિકાર આપવો-ઊપર સ્થાપવું,અભિષેક ક.,2 to begin (a new home) આરંભવું,-નો પ્રારંભ ક., શરૂ ક., ચાલુ ક.,-નુ મંડાણ ક.

INAUGURATION *s.* ક્રિયા-વિધિપૂર્વક કરેલી સ્થાપના*f*-પ્રતિષ્ઠા-અભિષેક, પ્રારંભ*m*, મંડાણ*n*, પગરણ*n*.

INAUGURAL *a.* સ્થાપના-અભિષેકનું-સંબંધી, અભિષેકની વખતે કરેલું, પ્રારંભનું.

**Inauspicious** *a.* અશુભ, અમંગળ, અપશુકનીયુ, અભદ્ર, અકલ્યાણકારક, અનિષ્ટ

**Inborn,** } *a.* [*L. in* in & born,
**Inbred** } bred] અંતર્ગત જન્મનું, સ્વાભાવિક, સહજ, કુદરતી

**Incalculable** *a* ગણાય નહી એવું, અગણિત, અસંખ્યાત, અનંત, અગણ્ય

**Incandescence** *s.* [*L in* and *candeo* I glow] અતિગરમી*f*, અત્યુષ્ણતા*f*.

**Incantation** *s.* (See Enchantment).

**Incapable** *a.* (of) Wanting sufficient capacity જેમાં માય-રહે નહી એવું, સમાવી-મવાડી ન શકે એવું; It is i. of (containing) ten maunds દશ મણ માય તેવું એ નથી, 2 mentally or physically insufficient-ને આવડે નહી-થી ન થાય-સમજ ન શકાય એવું, અસમર્થ, નાલાયક; 3 not admitting of-નુ ન થાય એવુ, he is so sunk in vice as to be i of virtuous impressions તે દુરાચરણમા એવો લીન થએલો છે કે તેના પર ધર્મની કઇ અસર થાય નહી; I of holding an office હોદ્દો ભોગવવાને નાલાયક; I. of telling a lie જેનાથી જૂઠું બોલાયજ નહી એવું.

INCAPACITATE *vt.* અશક્ત-અસમર્થ-અયોગ્ય-નાલાયક ક.,-થી અશક્ત-અયોગ્ય-ના લાયક હોવું.

INCAPACITY *s.* અશક્તિ*f*, અસામર્થ્ય*n*, અયોગ્યતા*f*, નાલાયકી*f*, Mental i. જડબુદ્ધિ*f*, બુદ્ધિહીનતા*f*.

**Incarcerate** *vt.* [*L in & carcer* a prison] To imprison કેદ ક.,બંધીખાને નાખવું-પુરવું-ગોંધવું.

INCARCERATION *s.* કેદખાને નાખવુ તે, કેદ*f*.

our means are i. to our wants અમારી આવક અમારા ખરચ જેટલી નથી; 2 સામાન્ય માન વગરનુ.

**Incommode** *vt.* [L. *in* and *commodo* I make fit]-ને અડચણ પાડવી,-ને અગવડમાં નાખવું,-ને ઈજા-તસદી દેવી-આપવી, To be incommoded-ને અગવડ-અડચણ પડવી

INCOMMODIOUS *a* અડચણ-અગવડવાળુ, સોઈ-સગવડ વગરનુ, સ કડાસવાળુ, ગેરસોઇનુ.

**Incommunicable** *a* બીજાને કહેવાય નહિ એવું, અનિવેદ્ય, 2 that cannot be given to another બીજાને અપાય નહિ એવુ.

**Incomparable** *a* જેના સરખુ બીજુ કોઇ નથી તેવુ,અનુપમ, અતુલ્ય,અતુલ, અપ્રતિમ, સર્વોત્કૃષ્ટ, સર્વોત્તમ

**Incompatible** *a* વિરુદ્ધ, વિપરીત, અસ ગત, અયુક્ત, એક બીજાને અનુકૂળ પડે નહિ એવું

INCOMPATIBILITY *s* વિરોધ*m*,અયુક્તતા*f*, અસ ગતતા*f*

**Incompetent** *a.* Wanting faculties or qualifications કાચુ, અસમર્થ, અશક્ત, અયોગ્ય, 2 wanting legal qualifications કાયદા પ્રમાણે અયોગ્ય-નાલાયક,3 inadequate અધુરૂ, અપૂર્ણ, as, i testimony અપૂર્ણ સાક્ષી; 4 improper ગેરવ્યાજબી, અયોગ્ય,અનુચિત, it is i. for the defendant to make this defence પ્રતિવાદીએ આવી તકરાર લેવી અનુચિત છે.

INCOMPETENCE-CY *s* અશક્તિ*f*,અસામર્થ્ય*n*, અયોગ્યતા*f*, નાલાયકી*f*,અપૂર્ણતા*f*.

**Incomplete** *a* અપૂર્ણ,અસ પૂર્ણ, અધુરૂ,અસમાપ્ત; 2 defective ખોટ-એબ-કસર-ન્યૂન-મણાવાળુ

**Incomprehensible** *a* સમજાય નહિ એવુ, ગૂઢ, ગહન, દુર્બોધ, અગમ્ય

INCOMPREHENSIBILITY, INCOMPREHENSIBLENESS } *s* અચિંત્યતા*f*, ગૂઢતા*f*, અકળપણુ*n*, અગમ્યતા*f*

**Incompressible** *a* દબાય નહિ એવુ.

**Inconceivable** *a* કલ્પાય નહિ એવું, અતર્ક્ય, અચિ ત્ય, ગૂઢ, ગહન, અકળ.

**Inconclusive** *a.*-થી છેડો ન આવે એવું,-થી નિર્ણય ન નીકળે એવું, અનિશ્ચાયક, અપ્રામાણ્ય, અપ્રમાપક.

**Incongruous** *a.* અયોગ્ય, વિરુદ્ધ, અયુક્ત, અસગત, અસ બદ્ધ ન જુલતુ.

INCONGRUITY *s.*અયોગ્યતા*f*,વિરુદ્ધતા *f*, અયુક્તિ*f*, અસ ગતિ*f*, અસ બ ધ*m*.

**Inconsequent** *a.* પ્રતિજ્ઞા-આપેલા પ્રમાણુમાથી ન નિકળતુ, અનન્વિત

**Inconsiderable** *a* ધ્યાનમા ન લેવા જોગ, વર્ણુંજ ન્હાનુ, ઘણુ થોડુ, હલકુ, નજીવુ, લેખામા ન લેવાય એવુ

INCONSIDERATE *a* (pers ) અવિચારી, અવિવેકી, (act-) વિચાર-વિવેક રાખ્યા વગર કીધેલુ, અવિચારનુ, અણુવિચાર્યુ, બીજાનુ મન ન જુએ તેવુ.

**Inconsistent** *a.* Incompatible એકબીજાથી ઉલટુ, પરસ્પર વિરુદ્ધ, વિપરીત, અયુક્ત, અસગત, 2 fickle ચ-ચળ-અસ્થિર મનનુ, સ કલ્પ વિકલ્પ કરનાર.

INCONSISTENCE-CY *s.* પરસ્પર વિરોધ*m*, વિરુદ્ધતા*f*, અસ બ ધ*m*, વિપરીતતા*f*, અસ ગતતા*f*.

**Inconsolable** *a* શાત થાય નહી એવું, અસ તોષણીય,શોકમા નિમગ્ન,શોકાકુળ

**Inconstant** *a.* બદલાઇ જાય એવું,અસ્થિર, અસ્થાઇ, ચ ચળ, ચળિત, ઠેકાણા વગરનુ

INCONSTANCY *s* અસ્થિરતા*f*,ચપળતા *f*, ચ ચળપણુ*n*

**Incontestable** *a* જે વિષે વાદ થાય નહી એવુ, નિર્વિવાદ, અવિવાદ્ય, અખ ડનીય.

**Incontinent** *a* ઇંદ્રિયવશ, ઇંદ્રિયાધીન, અજીતેંદ્રિય, વ્યભિચારી, લ પટ, જારકર્મી, છિનાળવો (પુરૂષ)

INCONTINENCE-CY *s* ઇંદ્રિયાધીનતા *f*, વ્યભિચાર*m*, લ પટતા*f*, છિનાળુ*n*

INCONTINENTLY *adv* (See adj.); 2 તરતજ, લાગલુજ, એકદમ

**Incontrovertible** *a.* તકરાર વગરનુ, નિર્વિવાદ, અવિવાદ્ય.

**Inconvenient** *a.* અગવડ-અડચણનુ -વાળુ, અનુગમ, અસુતર,અયોગ્ય, અનુકૂળ ન પડતુ,વગ-સોઇ વિનાનુ,કસુતર

INCONVENIENCE-CY *s* અડચણ*f*, અગવડ*f*, ગેરસોઇ*f*, વગ ન હોવો તે, નડ*f*. *vt.* અડચણ-અગવડમાં નાખવુ.

**Inconvertible** *a* ફેરવાય-બદલાય-વટાવાય નહી એવું,-નાં (નાણુ) ન મળે એવુ; Bank notes are sometimes i into specie કોઇ વેળા નોટોના નાણા મળતા નથી.

**Incorporate** *vt.* (with, into) [L. *in* into & *corporo* I furnish with a body] (phram) To unite, to mix ભેળી-મેળવી દેવું, એક સરખુ-એકાકાર ક., 2 to embody શરીરમા મૂકવુ, સાકાર ક.,the worshippers of images suppose some spirit to be incorporated in them મૂર્તિપૂજકો એમ ધારે છે કે મૂર્તિમા કોઇ આત્મા સાકાર થએલો છે, 3 to form into a legal body સનદી મ ડળી ક., સ સ્થાપિત ક., 4 to amalgamate, associate (provinces in a kingdom) (રાજ્યમા) મેળવવુ, જોડી દેવુ, સ યુક્ત ક *vi.* જોડાવુ,જોડાઇ-ભળી જવુ

INCORPORATION *s.* ભેળી-જોડી-મેળવી દેવું તે, સનદી મ ડળી કરવી તે, સ યોગ *m*, મેળાપ*m*

INCORPOREAL *a* શરીર-દેહ વિનાનુ, વિદેહ, અદૈહિક, નિરાકાર, અન ગ,

**Incorrect** *a* ચૂકવાળુ, અશુદ્ધ, ગલત, નાદુરસ્ત, સદોષ, 2 not in accordance with truth ખોટુ,અસત્ય,જૂઠુ, 3 not in accordance with morality અનીતિનું, ગેરવાજબી

**Incorrigible** *a.* [L *in* not and *corrigo* I correct] સુધરે નહી એવુ, જેને વિષે સુધરવાની આશા નહી હોય એવું, વ ઠી-હાથથી ગએલુ,વ ઠેલ, નઠોર

**Incorruptible** *a.* અક્ષય, અવિનાશી, અવિકારી,2 બગડે નહી-લાચ ન લે એવુ.

INCORRUPTIBILITY *s.* અક્ષયતા, અવિકારીપણુ*n*, રૂશવત વગેરેથી બગડે-ચળે નહી એવો ગુણ.

INCORRUPTION *s* અવિકાર*m*, અવિનાશીપણુ*n*, અવિકૃતિ*f*, અનાશ*m*.

**Increase** *vi.* [L *in* and *cresco* I grow] વધવુ,-ની વૃદ્ધિ થવી, ચઢવુ, 2 to multiply-ની વસ્તી વધવી *vt* વધારવુ,-મા વૃદ્ધિ ક ,ચઢાવવું, 2 lengthen લાબુ ક , 3 to spread ફેલાવવું, પસારવુ; 4 to aggravate ભારે-મ્હોટુ ક *s.* વધારો*m*, વૃદ્ધિ*f*, 2 profit નફો *m*, વૃદ્ધિ*f*, ફાયદો*m*, વ્યાજ*n*; 3 progeny સ તતિ*f*, સ તાન*n*, છોકરા-છેયા*n*, વસ્તાર*m*.

INCREMENT *s.* વધારો*m*, ઉમેરો*m*, વૃદ્ધિ *f*, ઉપજ*f*.

**Incredible** *a* માનવાજોગ નહી એવું, અવિશ્વાસ્ય, જેના પર ભરોસો રખાય નહી એવું.

INCREDIBILITY *s.* અવિશ્વાસ્યતા*f*, અણુપતીજ*f*.

INCREDULOUS *a.* મુશ્કેલીથી કોઇ વાતને ખરી માને એવું, તરત ન માને એવું.

INDENTURE s. The act (See the verb), 2 કારારનામુંn, હુતરશી લખતn, કબાલોm. vt. કરારથી બાધી લેવું, દિખાઉ રાખવો.

**Independent** a Not under the control of others સ્વતંત્ર,સ્વાધીન, આપવશ, આપઅખ્તિયાર; 2 affording the means of independence સુખથી દાહા કાટે એટલી ગુંજાસવાળુ; 3 not subject to bias or influence વગ ન માને એવું, દબાય નહી એવુ, શરમ-ભયમા ન જાય તેવું; 4 not connected with ઇલાહીદુ, સબંધ રહિત-વગરનુ, The soul may exist i. of the body આત્મા શરીર સાથે સબંધ વગર રહી શકે છે, 5 free છુટુ, નિરાળુ, જુદુ, મોકળુ

INDEPENDENCE-CY s સ્વતંત્રતા/, સ્વાધીનતા/, આપઅખ્તિયારી/, 2 વરતુ સુખીપણુંn, પોતાનો ખરચ ચલાવવાની શક્તિ/, સપન્નતા/, 3 સ્વેચ્છાધીનતા/, અપક્ષપાતીપણુંn, ભિનતરફદારી/

**Indescribable** a. વર્ણન કરાય નહી એવું, અવર્ણનીય

**Indestructible** a. નાશ થાય નહીં એવું, અવિનાશી, અક્ષય.

**Indeterminable** a. જેનો નિશ્ચય થાય નહી એવું, અનિશ્ચિત, નિર્ધાર-નક્કી થઈ શકે નહી એવું; 2છેડો-અંત ન લાવી શકાય તેવુ.

INDETERMINATE a. અનિશ્ચિત, મોઘમ, નિર્ધાર-નક્કી-ચોકસ ન થએલુ.

INDETERMINATION s. અનિશ્ચયm, આનાકાની/

**Index** s. [L. in and dico I say] That which points out દેખાડનાર, દર્શક, સૂચક, જ્ઞાપક., 2 the form of a hand pointing to any thing હાથm, હાથોm; 3 the hand of a watch કાંટોm; 4 a table of references in a book અનુક્રમણિકા/, સાંકળિયુ,સૂચિપત્રn, 5(in arith and alg) ઘાતચિન્હn; I. finger તર્જની f. vt -નુ સાંકળીઉં ક.,-ની અનુક્રમણિકા ક.

**Indiaman** s. હિંદુસ્તાન જોડે વેપાર ચલાવવાનુ મોટુ વહાણ.

**Indian** a. [from the river Indus] હિંદુસ્થાનનું. s. અમેરિકાખંડનો અસલ રહેવાસી; 2 હીદી, હીદવાન

INDIAN-CORN s. મકાઇ

INDIAN-FIGTREE s વડનુ ઝાડ,વડm.

INDIAN-RUBBER s રબરn.

**Indicate** vt [L. in and dico I proclaim] To show દેખાડવું,દર્શાવવું, બતલાવવું, સૂચવવું,-થી દેખાવું-દર્શાવુ, 2 (med.) લક્ષણથી (ઓસડ) જણાવું,as,the symptoms i. calomel લક્ષણોથી પારો(આપનો)જરૂર જણાય છે.

INDICATION s. દેખાડવું તે, ચિન્હn, નિશાની/, નિશાનn,લક્ષણn,ઈશારોm

INDICATIVE a.દેખાડનાર,દર્શક,સૂચક, બોધક, ઘોતક; (gram) I. mood નિશ્ચયાર્થ રૂપn.

INDICATOR બતાવનાર, દેખાડનાર, બતાવનાર હાથો-કાંટો-યંત્રn

**Indict** vt [See Indicate](in law) To charge with a crime, in writing, by a grand jury under oath વડી જુરીના ઠરાવ ઉપરથી દોષારોપ-તોહોમત મૂકવું.

INDICTABLE a. વડી જુરીના ઠરાવ ઉપરથી દોષારોપ-તોહોમત મૂકવા જોગ; an i offence વડી જુરીના ઠરાવ ઉપરથી મૂકવા લાયક અપરાધ

INDICTMENT s વડી જુરીએ લખેલો દોષારોપ પત્ર, તોહોમતનામુંn.

**Indifferent** a. Making no difference સમાન, સમબુદ્ધિવાળુ, નિષ્પક્ષપાત,સરખુ,તફાવત વગરનું;2 feeling no interest or care about બેફીકર, બેદરકાર, બેગરજ, બેપરવા, બેતમા, નિસ્પૃહી, 3 neither good nor very bad મધ્યમ, સાધારણ, કામચલાઉ, ઠીક, 4 of no account તફાવત-ફેર વગરનું, બરાબર, બે રીતે ઠીક; 5 neutral as to good or evil ધર્મનુ એ નહિ ને અધર્મનુ નહિ એવુ.

INDIFFERENCE s સરખી નજર, અનાસ્થા/, બેપરવાઇ/, બેતમા/, બેફિકર, સમાન-સરખા પણુંn, સમાન બુદ્ધિ/; 3 સાધારણપણું.

**Indigenous** a. [L. in and gigno I beget] Native, born or produced in a country ગામઠી,દેશીય, દેશી, તળપદુ, દેશોત્પન્ન, cotton is i. in India રૂ ભરતખંડનુ દેશી છે.

**Indigent** a [L. indigens from in & egeo I need] Poor ગરીબ,કંગાલ, દરિદ્રી, મુફલેસ.

INDIGENCE s ગરીબાઇ/,કંગાલિયત/, દરિદ્રતા/, દલદરn, મુફલેસી

**Indigestible** a. ન પચે એવું, હજમ ન થાય તેવું, જલદી પચી જાય નહિ એવું, જડ, ભારે, અજીર્ણકારક; 2 not to be borne patiently સાખી ન શકાય-નસેહેવાય એવું

INDIGESTED a. નહીં પચેલું, અંડ; 2 not arranged બરાબર નહીં ગોઠવેલુ, અવ્યવસ્થિત.

INDIGESTION s. અજીરણn,અપચોm, બદહજમી/.

**Indignant** a (at)[L. in & dignus worthy]ગુસ્સે થએલુ, ક્રોધાયમાન.

INDIGNATION s ધિક્કારયુક્ત ક્રોધ-કોપm-ગુસ્સોm-રોષm-રીસ/.

INDIGNITY s અયોગ્ય અનાદરm-અપમાનn-તિરસ્કારm, અવજ્ઞા/.

**Indigo** s [Fr., It indaco, L indicum from indicus Indian] ગળી/

**Indirect** a. Not straight, circuitous ફેરાવાળુ,ફેરાવો પડે એવું,આડકતરૂ, 2 not straightforward, round about વાંકુ, આડુ,આડકતરૂ, ખુલ્લુ નહી, પરોક્ષ; An i. tax માલ પર લેવાતો-પરોક્ષ કરજકાત/- દાણn An i demonstration અન્યદ્વારક સિદ્ધાંતm.

**Indiscernible** a. દેખાય નહી એવું, અદૃશ્ય, અતિસૂક્ષ્મ, અગોચર

**Indiscreet** a. Inconsiderate અવિચારી, વિચાર શૂન્ય, અવિવેકી.

INDISCRETION s. અવિચારm, અવિવેકm, ઉછાછલાપણુંn.

**Indiscriminate** a. ભેદ સમજ્યા વગર કરેલુ, સારાસારનો વિચાર કર્યા વગર કરેલુ, અવિચારી, અવિવેકી, ભેદભેદ રાખ્યા વગરનું

**Indispensable** a. (to) Not to be dispensed with જે વગર ચાલે નહી એવું, અગત્યનુ, ઘણું જરૂરનુ, આવશ્યક.

**Indispose** vt (to) To disincline મન ફેરવવુ, ઉપરથી મન ઉઠી જવું, 2 to make somewhat ill કસરાવવું, તબીયત બગાડવી,-ને બેકરાર હોવો

INDISPOSED a. નારાજી, નાખુશી, 2 કસરાએલું,સહજ આનતરી,બેકરારવાળુ.

INDISPOSITION s.અપ્રીતિ/, અનિચ્છા f,અરૂચી/,નાખુશી/,કંટાળોm,2 વિકારm,સહજ માંદગી/, બેકરારm,કસર/ 3 want of affinity અસંગીપણુંn

**Indisputable** a. તકરાર-વાધા વગરનુ, નિર્વિવાદ, જેના સામી તકરાર લેવાય નહી એવું.

**Indissoluble** a. Not capable of being melted or dissolved પિગળે -ઓગળે નહીં એવું, અદ્રાવ્ય, અગળ; 2

that cannot be broken or rightfully violated જ તાય તે ય નહીં એવુ અભંગ

**Indistinct** *a* Not distinguishable અભિન્ન અવ્યક્ત 2 obscure અસ્પષ્ટ, બરાબર સમજાય નહીં એવુ અવ્યક્ત 3 faint ઝાંખુ બરાબર દેખાય નહીં એવુ *as an* i view ઝાંખો દેખાવ ઝાંખી

INDISTINGUISHABLE *a* અભિન્ન ઓળખાય-ઓળખાય નહીં એવુ એકબીજામા ફેર જણાય નહીં એવા ફરક વગરનુ

**Indite** *vt* [See Indicate] To compose to write બનાવવુ લેખ રચવુ કરવુ 2 to dictate what is to be uttered or written જે કહેવાનુ હોય તે લખાવવુ બોલીને લખાવવુ

**Individual** *a* [*L* in and *divido* I divide] One એક, અમુક 2 pertaining to one એકએકનુ વ્યક્તિગત એકનુ એકલાનુ by his i labours તેના એકલાની મહેનતથી *s* જુદુ આદમી વ્યક્તિ/ માણસ આસામી શખ્સ

INDIVIDUALITY *s* એકત્વ પૃથક્ત્વ *n*, 2 વ્યક્ત પુરૂષના વિશેષ લક્ષણ *n* વ્યક્તપુરૂષ 3 ચોક્કસ લક્ષણવાળા પુરૂષ

INDIVIDUALLY *ad* એક એક આસામી વાર

**Indivisible** *a* જેના ભાગ થાય નહીં એવું અવિભાજ્ય

INDIVISIBILITY *s* અવિભાજ્યતા/

**Indocile** *a* શિખેલુ નહીં એવુ અશિક્ષ્ય અગ્રાહ્ય

**Indoctrinate** *vt* [*L* in into & *doctrina* doctrine q v ] To teach જ્ઞાનના મુળતત્વ જણાવવા શિખવવા ઉપદેશ કે

**Indolent** *a* [*L* in and *doleo* I feel pain] આળસુ,સુસ્ત મંદબુદ્ધિ, એદી.

INDOLENCE *s* આળસ*m*, સુસ્તી/

**Indomitable** *a* [*L* in not and *domo* I tame] દબાય વશ થાય નહીં એવુ અજેય

**Indoor** *a* ઘરની અંદરનુ 2 ઘરમા રહી રમવાનુ કરવાનુ i relief ગરીબોને ઘરમા રાખી દુખ નિવારણ કરવું તે

**Indorse** *vt* [low *L* indorso *I* in on and *dorsum* the back] હુંડી વગેરેની પાછળ સહી કરવી સહી કરીને સ્વીકારવુ સ્વીકારવુ 2 (to) સ્વીકારીને (કોઈને) આપવુ 3 to give sanction or currency to (a statement or opinion) સહી-શેરો કે કબૂલ કે માન્ય કે સ્વીકારવુ

INDORSEE *s* જેના નામ ઉપર કે જેના તેમ શેરો કરી હુંડી કરી આપી હોય તે શખસ

INDORSEMENT *s* The act (See the verb 1 & 2) 2 (હુંડી વગેરે)ની પાછળ જે લખાએલુ હોય તે શેરો*m* સહી 3 સ્વીકાર*m* કબુલાત/

**Indraught** *s* અન્તપ્રવાહ સુકાતા પાણીને લીધે બહારથી સમુદ્રપાણીનો પ્રવાહ અંદર આવે તે

**Indubitable** *a* [*L* in and *dubito* I doubt q v ] નિશ્ચિત નિશ્ચિત ખચીત નક્કી નિ સંદેહ

**Induce** *vt* [*L* in into & *duco* I lead] To prevail on to incite મન થાય તેવુ કરવુ મન કરાવવુ મન ફેરવવુ લલચાવવુ, સમજાવવુ ઉશ્કેરવુ 2 to produce to cause ઉત્પન્ન કરવું -થી અમલ થવુ

INDUCEMENT *s* લાલચ/ ઉત્તેજન *n*, મતલબ/ પ્રયોજન કારણ*n*

INDUCT *vt* To introduce as to a benefice or office અધિકાર પદવી વૃત્તિ પર બેસાડવુ વિધિપૂર્વક સ્થાપવુ

INDUCTION *s* અધિકાર પદવી પર બેસાડવુ તે અધિકાર પર આવવુ તે વિધિપૂર્વક સ્થાપના/ 2 the bringing forward of particular or individual cases to establish a general conclusion સાધારણ વાતનો નિશ્ચય-અનુમાન કરવા સારૂ વિશેષ વાતનો પ્રથમ વિચાર કરવો તે અનુમાન*n* 3 a kind of argument which infers respecting a whole class what has been ascertained respecting one or more individuals of the class વિશેષ વાત ઉપરથી સાધારણ-સામાન્ય વાત વિશે અનુમાન 4 a conclusion drawn from a process of i અનુમાન*n* સિદ્ધાન્ત*n*

INDUCTIVE *a* અનુમાનિક વિશેષ વાત ઉપરથી સાધારણ-સામાન્ય વાતનુ અનુમાન થાય એવુ તારવી કાઢનારૂ

**Indue** *vt* (with) To invest to endow આપવું દેવુ as the Creator has indued man with intelligence કર્તાએ માણસને બુદ્ધિ આપી છે

**Indulge** *vt* (with in) [*L* in & *dulcis* sweet] To permit to be or continue not to restrain (મનમા) રાખવુ અટકાવવુ નહીં ચાલવા દેવુ પૂરૂ પાડવુ તૃપ્ત કરવુ to i one s appetites પોતાની ઇચ્છા પૂરી પાડવી 2 to gratify not to check કરવા દેવુ રજા છૂટ આપવી મના ન કરવી to i children in play છોકરાંને રમવાની રજા આપવી 3 (with) to grant as a favour મહેરબાની દાખલ આપવુ i me with just a little મહેરબાની દાખલ મને જરાક આપો 4 to gratify in general to humour લાડ લડાવવા ખુશ કરવુ અટકાવવુ નહિ ઇચ્છા પ્રમાણે તૃપ્તિ કરવી મનમા આવે એવી રીતે મરજી મુજબ ભોગ કે નિરંકુશ ભોગવવુ

INDULGENCE *s* રાખવુ પૂરૂ પાડવુ તૃપ્ત કરવુ તે અટકાવવુ નહિ તે અસંયમ*m* અનિગ્રહ 2 છૂટ રજા આપવી તે, મના ન કરવી તે લાડ*n* 3 બક્ષીસ/, પ્રસાદ*m* 4 મરજી મુજબ-અટકાવ વગર ભોગ

INDULGENT *a* લાડ લડાવનાર હોંસ પૂરી પાડનાર, છૂટ આપનાર, 2 mild માયાળુ દયાળુ ક્ષમાશીલ

**Indurate** *vt* [*L* in & *duro* I harden *durus* hard] કઠણ થવુ *vt* કઠણ કે 2 to make unfeeling મન કઠણ કઠોર કે નિર્દય કે

INDURATION *s* કઠણ કે થવુ તે 2 છાતીની કઠણ*f* કઠોરતા નિર્દયતા/

**Industry** *s* [*L* *indu* old form of *in* within & *struo* I heap up] Habitual diligence in any employment ઉદ્યોગ*m* મહેનત/ પરિશ્રમ*m* 2 ઉદ્યમ*m* ધંધો

INDUSTRIAL *a* ઔદ્યોગિક હુન્નર ધંધા કારીગરી કળા સંબંધી-નું

INDUSTRIOUS *a* ઉદ્યમી મહેનતુ પરિશ્રમી

INDUSTRIOUSLY *ad* ઘણુ ઉદ્યમથી ઘણી મહેનતથી ખંત લગાડીને દીકર રાખીને પાછળ મંડીને

**Inebriate** *vt* [*L* in & *ebrio* I make drunk] To intoxicate-થી નીશો ચઢવો છાકટુ કેફી કે ઘેનવુ,-to stupefy-થી બેશુદ્ધ બેભાન થવુ *s* છાકટુ દારૂબાજ નશેબી માણસ

INEBRIATION INEBRIETY *s* કેફ*f* અમલ*m* છાકટાપણું*n* નીશો*m* મદ*m*

**Ineffable** *a* [*L* in and *effabilis* from *effor* I speak] Unspeakable કહેવાને ચાલુ ન નહીં એવુ અવર્ણનીય અવાચ્ય

**Ineffective, Ineffectual, Inefficacious, Inefficient** a. વ્યર્થ,નિષ્ફળ,નિરૂપયોગી,ધારેલુ કામ પાર પાડવાને અશક્ત, ગુણકારી નહિ એવુ, નિરર્થક, કામ કરી ન શકે એવુ, અસાધક, અકારજ, અકારક.

INEFFICACY, INEFFICIENCY s. નિષ્ફળતા*f*, નિરૂપયોગ*m*, શક્તિહીનતા*f*, ગુણરહિતપણું*n*, અસાધકપણું*n*.

**Inelegant** a. અસુંદર, અશોભિત, અચારૂ, બેડોળ, બેઢપ, (in speaking or writing) લાવણ્ય વગરનુ

INELEGANCE s અસૌદર્ય*n*, અશોભા *f*, અચારૂતા*f*, (in language) અલાવણ્ય*n*

**Ineligible** a. પસદ પડે નહિ એવું, પસંદ કરવાને અયોગ્ય,અયોગ્ય,નાલાયક.

**Inept** a. [*L. in* not & *aptus* apt] અયોગ્ય, અનુચિત, નાલાયક, બેવકુફ.

**Inequality** s.અસમતા*f*,અસમાનતા*f*, ભેદ*m*, ફેરક*m*, અતર*m*, વિષમતા*f*, 2 ઊચા નીચાપણું, ખરબચડાપણું*n*, 3 want of uniformity ભિન્નતા*f*, ફેર *m*, તફાવત*m*.

**Inequitable** a અન્યાયી, ગેરવાજબી.

**Inertia** s. [*L. in* and *ars, artis* art] That property of matter by which it tends to preserve a state of rest when still and of uniform motion when moving સ્થિર અથવા ગતિવાળી જે દશામા પદાર્થ હોય તેજ દશામા તે જે ગુણથી રહે તે ગુણ*m*, જડત્વ*n*; 2 want of activity અચેતનતા*f*, જડપણું*n*.

INERT a. Having inertia જડ, અચેતન; 2 dull સુસ્ત, જડ, મદબુદ્ધિનુ

**Inestimable** a. ગણાય નહિ એટલુ, જેનો અટસટ્ટો-સુમાર નિકળે નહિ એટલુ, અસખ્ય, બેસુમાર, 2 being above all price જેની કિમ્મત થાય નહી એવું, અમુલ્ય.

**Inevitable** a. [*L. in* not, *e* out of & *vito* I avoid] જેવી બચી ન શકાય એવું, ટળાય-દૂર કરાય નહિ એવું, અનિવાર્ય, અટળ

**Inexact** a. બરાબર નહિ એવું, બીનચોક્સ, ભૂલ ભરેલુ.

**Inexcusable** a. કારણ બતાવ્યાથી માફ થાય નહિ એવુ, માફ કરવાને-થવાને અયોગ્ય, અક્ષમ્ય.

**Inexhaustible** a. [*L. in* not, *ex* out and *haurio* I draw] ઘટે-ખૂટે નહી એવુ, અખૂટ, અપાર, અથાગ.

**Inexorable** a [*L.in* not & *exoro* I entreat-*os-oris* the mouth] કાલાવાલાથી જેના પર અસર ન થાય એવું, કઠણ-વજ્ર હૈયાનુ, નિર્દય, હઠે-ડગે નહી એવું.

**Inexpedient** a. દેશ-કાળ-અવસ્થાનો વિચાર કરતા અનુપયોગી,અયોગ્ય, અનુચિત, બેમુનાસબ.

INEXPEDIENCE-CY s.અયોગ્યતા*f*,અનુચિતતા*f*,અકાળતા*f*,બેમુનાસબપણું*n*.

**Inexperience** s. અનનુભવ*m*, ગેરમાહિતી*f*, બિનવાકફગારી, અજાણપણું *n*, કચ્ચાઇ*f*

INEXPERIENCED a. અનુભવ વગરનું, ગેરમાહિતગાર, બિનવાકફ, અજાણ્યુ, અજાણ, કાચુ.

**Inexpert** a. અકુશળ, અચતુર, અણકસબી, અનાડી, કૌશલ્યહીન, અડાણી

**Inexpiable** a.જેનુ પ્રાયશ્ચિત્ત નથી એવું, પ્રાયશ્ચિત્ત કરવા લાયક નહી એવું, પ્રાયશ્ચિત્તથી વોવાય-ટળે-વારણ થઇ શકે નહી એવું.

**Inexplicable** a સમજાવાય-સમજાય નહી એવુ,જેની સમજુતી-ખુલાસો ન અપાય એવુ, ગૂઢ, ગહન, અવ્યાખ્યેય

**Inexpressible** a કહેવાય-વર્ણવાય નહી એવુ, અનિર્વાચ્ય, અકથનીય.

INEXPRESSIVE a અદર્શક, અસૂચક.

**Inextinguishable** a. હોલવાય નહી એવું, સમી-મટી ન જાય એવું, અશામ્ય, as, i ardour સમી ન જાય એવી હોશ*f*.

**Inextricable** a એની ગુચવણ નીકળે નહિ એવું, ઉકેલાય નહી-મટે નહી એવું, ઉકેલ વગરનુ; I confusion જે ગુચવણનો ઉકેલ નિકળે નહી તે.

**Infallible** a. ભૂલ-ચૂક કરી ન શકે એવુ, અચૂક, નિર્ભ્રાન્ત, 2 certain નિશ્ચિત, ખચીત, નક્કી.

INFALLIBILITY s.ભૂલ થઇ ન શકવી તે, અચૂકપણું*n*, નિર્ભ્રાન્તપણું*n*.

INFALLIBLY ad. નક્કી, અચૂક, વગર ભૂલ્યે,ખચીત, I certain ખચીતજ.

**Infamy** s. [*L. in* & *fama* fame] અપકીર્તિ*f*, અપજશ*m*, બદનકરી*f*, બદનામી*f*,બેઆબરૂ*f*,નામોશી*f*,બેઈજ્જત*f*.

INFAMOUS a (pers) અપકીર્તિવાન, બદનામીવાળુ,ફજેત થએલુ,2(things) બેઆબરૂનુ, અપમાન ભરેલું, ફજેતી થાય એવું, લાજવા જેવું, લજ્જાકારક, 3 branded with infamy by conviction of a crime સરકારમાં ગુન્હેગાર ઠર્યાથી ફજેત થએલુ.

**Infant** s [*L. in* not and *fari* to speak] A child in the first period of life, beginning at his birth બાળક, બાળ, બચ્ચુ,ધાવણુ નાનુ છોકરૂ, 2 (in law) (in England) a person under the age of 21 years, (in India) under 16 (ઈંગ્લાન્ડમા) ૨૧ વર્ષની અદરનુ માણસ, સગીર*m*, કાચી વયનું માણસ. a. બાળપણ-બચપણ-ન્હાનપણનુ, ન્હાનું, 2 tender કોમળ, કાચુ, બાળ.

INFANCY s. બાલ્યાવસ્થા*f*,બાળપણ, બાળદશા*f*, બચપણ*n*,ન્હાનપણ,ન્હાની વય, સગીરપણું; 2 the first age of any thing આરભ*m*, શરૂઆત*f*, પૂર્વાવસ્થા*f*, as, in the i. of science વિદ્યાના આરભમા.

INFANTILE a બાળપણનું, બાળદશાનુ, બચપણનું.

INFANTINE a.બાળકનું,બાળકસરખુ.

INFANTICIDE s [-*cædo* I kill] બાળહત્યા*f*, બાળકહત્યા*f*, બાળહત્યા કરનાર

**Infantry** s. [*Fr. infanterie, Sp. It. infanteria-infante, fante,* a child, a foot-soldier] પગે ચાલનાર લશ્કર, પાયદળ*n*, શીબ ધી*f*.

**Infatuate** vt. [*L. in* and *fatuus* foolish] To make foolish ગાંડુંઘેલું-મસ્ત-ઉન્મત્ત ક, બુદ્ધિહીન ક, a, the man is infatuated તે માણસ બુદ્ધિહીન થયુ છે; To be or become infatuated (with) મોહિત થવું, મોહ પામવુ.

INFATUATION s. ઘેલા-ગાંડાપણું*n*, મૂર્ખાઇ*f*, મોહ*m*, બુદ્ધિહીનતા*f*, ઉન્મત્તપણું*n*.

**Infect** vt. [*L. in* & *facio* I make] To taint with disease ચેપ લગાડવો-ચઢાવવો, રોગી ક., ચેપયુક્ત ક., 2 to corrupt બગાડવુ, ખરાબ ક., પોતાનો દુર્ગુણ બીજાને લગાડવો-ચઢાવવો; To be infected with error ભૂલથી બગડી જવું, He infected me by his bad example તેણે નઠારો ચેહેલ કાઢીને મને બગાડયો.

INFECTION s ઉડતો રોગ, ચેપ*m*. ચેપ લાગવો તે; 3 that which corrupts by communication from one to another સોબતની ખોટી અસર, સગતિ-સસર્ગદોષ*m*.

INFECTIOUS a. ઉડતુ, ચેપી; 2 નેહેલાઇથી બીજાને લાગે-ચઢે એવું, દેખાદેખીથી જલદી થાય એવું.

**Infer** *vt* [*L in* into and *fero* I bring] To deduce to draw or derive as a consequence અનુમાન કરવું અટકળ બાંધવી સિદ્ધ કરવું

INFERABLY *a* અનુમાન-તર્ક કરવા લાયક અનુમેય તર્કસાધ્ય

INFERENCE *s* અનુમાન તર્ક

INFERENTIAL *a* અનુમાન સિદ્ધ આનુમાનિક તર્કસિદ્ધ

**Inferior** *s* [*L* comp of *inferus* low from *infra* beneath] Lower in place નીચેનું ઉતરતું 2 lower in station or rank ઉતરતી પદવીનું ઉતરતા દરજ્જાનું હાથ નીચેનું 3 lower in excellence or value હલકું નીચું હીન 4 less important અપ્રધાન અમુખ્ય ઉતરતું *s* ઉતરતી પદવીનું હાથ નીચેનું માણસ

INFERIORITY *s* ઉતરતાપણું, ઉતરતી પદવી ઉતરતો દરજ્જો 2 ગૌણતા અપ્રાધાન્ય 3 નીચપણું હલકાપણું

INFERNAL *a* Pertaining to the lower regions પાતાળ-અધોલોક સંબંધીનું 2 pertaining to inhabiting hell નરક સંબંધીનું નારકી નરકવાસી 3 hellish અતિદુષ્ટ અઘોર પાતકી નિર્દય *s* નરકવાસી જનમ

**Infest** *vt* [*L in* into and *fero* I bear] To trouble to harass in large numbers ઘણા થઈને હેરાન કરવું, ઉપદ્રવ કરવું દુઃખ દેવું નો ઉપદ્રવ હોવો as the house was infested with rats એ ઘરમાં ઉંદરનો ઘણો ઉપદ્રવ હતો multitudes of bats i the place ના ઘણા ... તે ઠેકાણે ભરપૂર છે

**Infidel** *a* [*L in* not and *fidelis* faithful *fid* s faith] Disbelieving the inspiration of the Christian Scriptures rejecting revealed religion ખ્રિસ્તીશાસ્ત્ર ઈશ્વરપ્રેરિત નથી-ખ્રિસ્તીધર્મ ઈશ્વરદત્ત નથી એવું માનનાર ખ્રિસ્તીધર્મનો અવિશ્વાસી ખ્રિસ્તિશાસ્ત્રપર વિશ્વાસ રાખે નહીં એવું *s* અવિશ્વાસી માણસ ખ્રિસ્તી શાસ્ત્ર ઈશ્વરોક્ત નથી એવું જે માને છે તે

INFIDELITY *s* અવિશ્વાસ ઈશ્વરમાંની *f* નાસ્તિકપણું 2 a violation of the marriage covenant by adultery અપવિત્રતા વ્યભિચાર વ્યભિચાર કરવો ...

**Infiltration** *s* [*in* and L *filtrate*] પદાર્થના છિદ્રમાં થઈને પેસવું-ઝરવું ઝમવું તે 2 તેમ કરી પેઠેલો પદાર્થ ઝરણ

**Infinite** *a* Without limits અપાર અનંત બેહદ બેસુમાર અસંખ્ય

INFINITESIMAL *a* ઘણું જ ઝીણું અતિસૂક્ષ્મ

INFINITIVE *a* (in gram) I mood સામાન્ય રૂપ

INFINITUDE } *s* અનંતતા અપારતા
INFINITY } બેહદપણું અપારપણું

An i of trouble અપાર શ્રમ

**Infirm** *a* Weak અશક્ત નાતવાન દુબળું કમજોર 2 weak of mind irresolute મનનું કાચું-અદૃઢ-અસ્થિર-ચંચળ 3 not solid or stable અમજબૂત ઢીલી નબળું અ...

INFIRMARY *s* A hospital or a place where the infirm or sick are lodged and nursed રોગી દરદીને રાખવાની જગા વૈદ્યશાળા બિમારખાનું દવાખાનું

INFIRMITY *s* અશક્તિ, દુબળતા નબળાઈ બળ-શક્તિહીનતા 2 a disease દરદ રોગ દુઃખ 3 failing fault ખામી ખોડ દોષ ...

**Infix** *vt* To fix by piercing ખોસવું ઘાલવું 2 to set in ... બેસાડવું 3 to implant or fix રોપવું મનમાં ઠસાવવું-ઉતારવું

**Inflame** *vt* [*L in* & *flamma* flame] To set on fire સળગાવવું બાળવું સળગાવવું 2 to excite or increase (as ion &c) વધારવું ઉશ્કેરવું ભડકાવવું ઉત્તેજિત કરવું વધારવું 3 to heat (the blood body) તપાવવું ગરમ કરવું ... the hand is greatly inflamed હાથમાં ઘણી ગરમી આવી છે

INFLAMMABLE *a* સળગે એવું જ્વાલાગ્રાહી

INFLAMMATION *s* The act (see the verb) 2 heat of a part of the body ગરમી તે ... પડવું તે ... ગરમી ચઢવી તે ... વેદના ... આવવાનું ...

INFLAMMATORY *a* ... એવું 2 (disease) ... ઉપજાવે એવું ...

**Inflate** *vt* [*L in* into & *flo* I blow] To swell by injecting air પવનથી ફુંકીને ફુલાવવું 2 to elate ... ફુલાવવું ...

INFLATED *a* ફુલેલું, ચઢેલું (style) ખાલી શબ્દ આડંબરવાળું

INFLATION *s* The act or state see the verb ફુલાવવું તે, ફુલાવું પવનથી ફૂલવું 3 અતિશય વધારો ...

**Inflect** *vt* [*L in* in & *flecto* I bend] To bend વાળવું નમાવવું વાંકું કરવું 2 (in gram) to i a noun વિભક્તિ લગાડવી (નામ ...) રૂપાખ્યાન કરવાં to i a verb રૂપ કરવાં-ચલાવવાં 3 to modulate as the voice સ્વર ઉંચો નીચો કરવો, સ્વર બદલાવવા ...

INFLECTION *s* વાંકું વાળવું તે 2 રૂપ ... રૂપ ચલાવવાં ... વિભક્તિ 3 સ્વર ઉંચો નીચો કરવો તે સ્વરભેદ

**Inflexible** *a* નરમ ન પડે-નમે નહીં એવું 2 firm in purpose ... નિશ્ચયી ... નહિ એવું દૃઢ

INFLEXIBILITY *s* નરમ ન પડે નહીં એવા ગુણ કઠણપણું 2 દૃઢ સંકલ્પ ...

**Inflict** *vt* [*L in* against and *fligo* I strike] To lay on (દુઃખ વગેરે) દેવું કરવું નાખવું નાખવું To i a speech on an audience સભાને ભાષણ કરીને દુઃખ દેવું

INFLICTION *s* દેવું-નાખવું તે બેસાડવું તે કરવું તે 2 punishment દુઃખ શિક્ષા નસીબ

**Influence** *s* (over on with) (*L in* and *fluo* I flow) પ્રભાવ અસર તાબો ... of the planets ગ્રહ ... power or authority arising from character station wealth and the like વગ ... વશ ... to exert one's i with ... To have i on અસર કરવી ... To have i with ને (કેની સાથે) ... He has great i with the Mamlatdar તેને મામલતદારની સાથે ... *vt* To affect (physically) અસર કરવી ... the experiments are not influenced by the weight of the atmosphere ...

અસર થતી નથી; 2 to move by moral force મન વાળવું,-થી મન થવું, ઉશ્કેરવું, અસર ક.,-થી અસર થવી, men are sometimes influenced by mere curiosity to undertake long journeys માણસને કોઈ વખતે માત્ર ઉત્કંઠાથી લાંબી મુસાફરી કરવાનું મન થાય છે

INFLUENTIAL *a.* વજનદાર,ભારબોજ-વાળુ, મરતબાવાળુ, વકરવાળુ.

**Influenza** *s* સલેખમ*m*, રસપૂર્ણી*f*, રસમ*m*

INFLUX *s* અંદર વહેવું તે,અંત પ્રવાહ; 2 a coming in abundance પુષ્કળ આવવુ તે,ભરતી*f*,as, an i of strangers પરદેશીઓની ભરતી

**Infold** *vt* વિંટાળવું, લપેટવું, 2 to embrace ભેટવુ, આલિંગન ક, કોટી ક, બાથમાં લેવું.

**Inform** *vt* [*L in* and *forma* shape] (poet.) To animate સજીવન-સચેતન ક, 2 to make known ખબર આપવી-કરવી, જણાવવું, માહિત ક, સૂચવવુ, કહેવું, To i. against અપરાધની ખબર ક.-આપવી

INFORMANT *s.* ખબર આપનાર-કરનાર, જણાવનાર, તહોમત મૂકનાર.

INFORMATION *s.* ખબર*f*, વર્તમાન*n*, બાતમી*f*, સૂચના*f*, સમાચાર*m*, 2 (વાંચન અથવા બોધથી) પ્રાપ્ત થએલું જ્ઞાન, માહિતિ; 3 અપરાધની ખબર,બાતમી*f*. દોષારોપ*m*

INFORMER *s* અપરાધની ખબર આપનાર, ચાડિયો*m*, બાતમીદાર*m*

**Informal** *a.* વિધિ-નિયમ-રીતિ વિરૂદ્ધ, અવ્યવસ્થિત, ગેરશીસ્ત, સહજવં, વિધિપૂર્વક-સર ન હોય તેવુ

INFORMALITY *s* અવિધિ*f*, સિરસ્તા મુજબ ન હોવું તે, ગેરશીસ્તપણું.

**Infraction** *s.* [*L. in* & *frango* I break] ભાંગવું તે, ભંગ*m*, ખંડન*n*, ઉલ્લંઘન*n*,તોડવું તે; as, i. of a treaty કોલ કરારનો ભંગ.

**Infrangible** *a.* [See Infraction] ભંગાય નહીં એવું, અભંગ, અભાજ્ય, તોડાય નહીં એવુ

INFRINGE *vt.* ભાગવુ, તોડવું,-નું ઉલ્લંઘન ક. *vi.* (upon) દબાવવું,-માં પગપેસારો ક, તોડવું.

INFRINGEMENT *s.* ભંગ*m*,ઉલ્લંઘન

**Infuriate** *a* [*L in* and *furio* I madden-*furo* I rave] Enraged, mad ગુસ્સાથી ગાંડું થએલું, માતેલું, મસ્ત, કોપાયમાન, ક્રોધાંધ, ગુસ્સે થએલું. *vt.* ગાંડુ-ઘેલું-ગુસ્સે ક., કોપાયમાન ક.,ક્રોધ ચઢાવવો,ચઢવીને મસ્ત ક.

**Infuse** *vt* [*L. in* into & *fundo* I pour] To pour in રેડવુ, ઓતવું; 2 to instil, as principles or qualities મનમાં ઉતારવુ-ઠસાવવું; 3 to steep in water for the purpose of extracting medicinal or other qualities પલાળવુ, ભિંજવવું, બોળી મૂકવું

INFUSION *s.* રેડવું તે, મનમાં ઉતારવું-ઠસાવવું તે;2કાવો*m*,ક્વાથ*m*,ઉકાળો*m*, કાઢો*m*, પલાળીને કાઢેલો કસ.

INFUSORIA *s.* પાણીમા રહેનારા અતિસૂક્ષ્મ જીવ*m*.

**Ingathering** *s.* કાપણીની મોસમ*f*, કાપણી*f*.

**Ingenious** *a.* [*L. in* & *gigno* I beget] Possessed of the faculty of invention શોધક બુદ્ધિનુ, કલ્પક, યોજક, યુક્તિમાન, ચતુર, કસબી, કરામતવાળુ, વિચક્ષણ, અક્કલમંદ, 2 of curious design, structure or mechanism કરામત-યુક્તિથી કરેલુ, કરામત-યુક્તિનુ; 3 witty ચતુરાઇનુ, હોશીઆરી ભરેલું.

INGENUITY *s.* શોધક બુદ્ધિ*f*, કલ્પના શક્તિ*f*, યુક્તિ*f*, ચતુરાઈ*f*, કરામત*f*.

INGENUOUS *a.* Of honorable extraction કુલીન, ખાનદાન, સજાત, જાતવાન, ઉંચાકુળનુ;2 noble ઉદાર,મ્હોટા મનનુ,3frank નિષ્કપટ,ખુલ્લામનનુ, નિખાલસ, ભોળુ.

**Inglorious** *a.* અપકીર્તિનુ-વાન, અપજસનુ, અયશસ્વી; 2 shameful શરમભરેલુ, નામોસી ભરેલુ, લાજવા જેવુ, લજવે એવું.

**Ingot** *s.* [*Ger. eingus* a pouring in, *Dut. in-gieten* to pour in] સોનું, રૂપુ ઇત્યાદિ ધાતુની લગડી*f*-ઈંટ*f*-ગઠ્ઠો*m*-પાટલો*m*.

**Ingraft** *vt* ઝાડની ડાળી કાપી મેળવી દેવી, કલમ ક; 2 to fix deep દૃઢ ક.-બેસાડવું, ઉંડું જડી બેસાડવું.

**Ingrain** *vt.* (See Engrain).

**Ingrate** *a.* કૃતઘ્ન, નિમકહરામ,નગુણુ,ગુણચોર. *s* કૃતઘ્ન માણસ.

INGRATITUDE *s* કૃતઘ્નતા*f*, નિમકહરામી*f*, ગુણચોરપણુ*n*.

**Ingratiate** *vt.* (with) [*L. in* into and *gratia* favour] (one self) કૃપા-મેહેરબાની સંપાદન ક.,વહાલું થવું

**Ingredient** *s.* [*L. in* into and *gradior* I enter] That which enters into a compound અંશ*m*, ભાગ*m*, અંગ, અવયવભૂત વસ્તુ*f*.

**Ingress** *s* [See Ingredient] Entrance અંદર જવું તે,પ્રવેશ*m*,પેસારો*m*,અંદર જવાની છૂટ, I. of the sun into a sign સંક્રાન્તિ, I. of the shadow during an eclipse વેધ*m*

**Inguinal** *a.*[*Languen* the groin] જાંગના સાંધા નું-સંબંધી.

**Ingulf** *vt.* -માં ગરક ક, બુડાડી દેવુ.

**Inhabit** *vt* [*L. in* in & *habeo* I have]-માં રહેવું-વસવું-વાસ ક *vi.*રહેવુ, વસવું

INHABITABLE *a.* રહેવા-વસવા જોગ, -મા રહેવાય એવું, વાસ્તવ્ય.

INHABITANT *s.* રહેનાર, રહેવાસી (in comp.) વાસી, ચર; an i. water જળચર.

**Inhale** *vt.* [*L. in* in and *halo* breathe]To draw into the lung શ્વાસ-દમ લેવો; શ્વાસ-દમ જોડે લેવુ.

**Inharmonious** *a.* બેસૂર, બેતાલ, અપસ્વર; 2 મિલાપ-મેળ-એકરાગ વગરનુ, મિલાપ નહી હોય એવું, an i. meeting રાગ વગરની સભા*f*.

**Inhere** *vi.* [*L. in* and *haereo* I stick] To exist or be fixed in something else વળગી-ચોટી રહેવુ.

INHERENT *a* ચોટી-વળગી રહે એવુ,2 innate મૂળનુ, સ્વાભાવિક

**Inherit** *vt.* [*L. haeres* an heir]To receive by descent from an ancestor વારસ થવું,વારસો પામવો-મળવો, -ને વારસામાં મળવું, વારસાનો ઉપભોગ ક ;2 to receive by nature from a progenitor -માં જન્મથી આવવુ,-ને મળવુ, ઘરડા વરડાથી પ્રાપ્ત થવું-મળવું,ઓવે ઉતરવું,પેઢી ઉતાર ચાલતુ આવવું,he inherits his father's virtues તેનામાં તેના બાપના સદ્ગુણ જન્મથી આવ્યા છે, children often i. the infirmities of their parents ઘણી વાર માબાપની ખોડ છોકરાંમા જન્મથી આવે છે, he inherited a glorious name તેને ઘરડા વરડાથી મ્હોટું નામ મળ્યું હતુ

INHERITABLE *a.* વારસામાં મળે એવું, વારસાના કાયદાથી મળે એવું; 2 માબાપથી-ઘરડા વરડાથી ઉતરે-આવી શકે એવું; 3 વારસ થવા જોગ; i. to the crown ગાદીનો વારસ થવા જોગ.

કરે નહી એવું,નિરપકારી,2 free from guilt નિરપરાધી, નિર્દોષ, નિષ્પાપ, 3 lawful પાપ વગર કરી શકાય એવુ,કાયદાસર; 4 not contraband (લઢાઇ વખત) બ ધી વગરનુ s નિરપરાધી (માણસ),2 બેવકુફ-દિવાનુ-બિચારૂ માણસ.

INNOCENCE-CY s નિરપરાધીપણું*n*, નિષ્પાપીપણું*n*, દોષ-અપરાધ હીનતા*f*, નિષ્કપટ.

INNOCUOUS *a*.જેથી દુ ખ ન થાય એવું, નિરપકારી.

**Innovate** *vt* [*L in & novo* I make new]નવી રીત-ચાલ દાખલ કરીને ફેરવી નાખવું, નવી રીત ચાલુ ક *vi*. (on) ધારાથી ઉલટુ ક ઈ નવું દાખલ ક , રૂઢિમા ફેરફાર ક

INNOVATION *s*. નવી રીત-ચાલ*f*, ધારામા કીધેલો ફેરફાર

INNOVATOR *s*. નવી રીત-ચાલ ચાલુ કરનાર.

**Innuendo** *s* [*L. in* and *nuo* I nod] An oblique hint આડી વાત કરીને કરેલી ઇસારત*f*, વક્રોક્તિ*f*.

**Innumerable** *a*.અગણિત, અસ ખ્યાત, બેસુમાર, અન ત, બેહદ

**Innutritious** *a*.પુષ્ટિ આપે નહી એવું, અપોષક

INNUTRITION *s* અપોષણ*n*, અપુષ્ટિ*f*

**Inoculate** *vt* [*L.in* into & *oculus* an eye] To insert the bud of a tree or plant in another tree or plant for the purpose of growth on the new stock એક ઝાડની કળી બીજા ઝાડ ઉપર ઉગાડવી,કલમ ક , 2 to communicate a disease by inserting infectious matter શરીરમા ચેપ ઘાલીને રોગી ક ,3 ચેપ ચઢાવવો, રશી મૂકવી,(with the matter of small pox) સીતળા-સૈયદ-બળિયા કાઢવા

INOCULATION *s* એક ઝાડની કળી બીજાપર ઉગાડવી તે,ચેપ ચઢાવવો તે, રશી મૂકવી તે; 2 સીતળા કાઢવા તે

INOCULATOR *s*. સીતળા કાઢનાર,ચેપરશી મૂકનાર

**Inodorous** *a* વાસ-ગ ધ રહિત-વિનાનુ, નિર્ગંધ

**Inoffensive** *a*. ગરીબ, રાંક, નિરૂપદ્રવી, નિરપકારી

**Inoperative** *a*. જેવી કાર્ય થાય-કરાય નહી એવું, અસર-અમલ-ગુણ કરે નહી એવુ,નિરૂપયોગી,નિષ્ફળ,લાગુ પડે નહિ એવું, અસાધક,વ્યર્થ, વગર અમલનુ

**Inopportune** *a*. અકાલિક, કવેળા-કમોસમનુ, અપ્રાસ ગિક

**Inordinate** *a*. અપરિમિત, બેસુમાર, બેહદ

**Inorganic** *a* જડ, નિર્જીવ, નિરવયવ, ચૈતન્ય રહિત, જડ પદાર્થનુ,જડ પદાર્થવિષયક

**Inquietude** *s* Disturbed state અશાન્તિ*f*,અસમાધાન*n*, બેચેની*f*, બેઆરામી*f*

**Inquire** *vi*. [*L. in* and *quaero* I seek] To seek for information by asking questionsપૂછવું,પ્રશ્ન ક , To i. intoતપાસ-શોધ-તજવીજ ક ,To i. about,after, for ખબર અ તર પૂછવી, સમાચાર પૂછવા, તપાસ-તજવીજ ક.

INQUEST *s* Judicial inquiry સરકારના માણસથી થએલી તપાસ-ચોકશી-તલાસ-શોધ-તજવીજ*f*,સરકારી ચોકસી*f*-પ ચાત*f*, 2 a jury એકાએક મરણ થયુ હોય તેનુ કારણ શોધી કાઢવા જે પ ચ બેસે છે તે, જુરી*f*, પ ચાતનામુ*n*.

INQUIRER *s* પૂછનાર, તપાસ-શોધ કરનાર, શોધક, ખબર કાઢનાર

INQUIRY *s* પ્રશ્ન પૂછવો તે, સવાલ*m*, તજવીજ*f*, પૂછપરછ*f*, શોધ*f*, તપાસ*f*, તલાસ*f*,ચોકશી*f*,સત્યનો શોધ, સમીક્ષા*f*;Friendly i respecting health ખબર અ તર પૂછવી તે, Spirit of i. જ્ઞાનેચ્છા*f*

INQUISITION *s* તપાસ*f*, ચોકસી*f*, સરકારી શોધ; 2 રોમન કાથોલિક ધર્મ માનનારા કેટલાક દેશોમા તે ધર્મથી ઉલટુ મત રાખનારા માણસોની તપાસ કરી શિક્ષા કેનારી સભા અથવા કોર્ટ

INQUISITIVE *a*. શોધક, ચોકસી કરે એવુ, જિજ્ઞાસુ, નવું જાણવા ઇચ્છનાર

INQUISITOR *s* સરકારી શોધ-તપાસ કરનાર; 2 રોમન કાથોલિક ધર્મથી વિરૂદ્ધ મત વિષે તપાસ કરનારી સભાનો એક સભાસદ

INQUISITORIAL *a* ચોકસી-શોધ-તપાસનું-સ બ ધી, " ઈનૂક્વિઝિશન " ની જુલમી રીતભાત પ્રમાણે કરેલું, જુલમી

**Inroad** *s* The entrance of an enemy into a country with purposes of hostility કોઇ દેશપર શત્રુની ચઢાઇ*f*- સ્વારી*f*-હુમલો*m*, 2 હદ છોડીને પારકી મિલ્કત પર જવું તે

**Insalubrious** *a*. તનદુરસ્તી-આરોગ્ય રાખે નહિ એવુ, રોગકારક, રોગઉત્પન્ન કરે એવું, વ્યાધિકર, અવગુણકારક.

INSALUBRITY *s*. આરોગ્યતામા નુકસાન કરે એવો ગુણ, રોગજનકતા*n*.

**Insane** *a* Mad ગાડુ, ઘેલુ, દિવાનુ, ભ્રમિષ્ટ, ચળેલુ, મન ઠેકાણે નહિ હોય એવું; 2 ગાડા લોકોને સારૂ કરેલુ (હસ્પિતાલ વગેરે)

INSANITY *s*. ઘેલછા*f*,ગાડાપણ*n*,ગાડાઘેલા-દિવાનાપણું*n*, ચિત્ત ઠેકાણે ન હોય એવી સ્થિતિ, ચિત્તભ્રમ*m*

**Insatiable** *a*. Not to be satisfied સ તોષ પામે નહિ એવું, અસ તોષી, ધરાય નહિ એવુ, અતિલોભી

**Inscribe** *vt* [*L. in* upon and *scribo* I write] To write on-ઉપર લખવું, 2 to engrave on કોતરવું, ખોદવુ, 3 to impress on ઠસાવવુ, ઉતારવુ; 4 to mark with letters or words વર્ણાંકિત-શબ્દાંકિત ક ,5 to address to અર્પણ-નજર ક., 6 (Geom ) અ દર કાઢવું

INSCRIPTION *s* કોતરેલો લેખ, I on stone શિલાલેખ; 2 નજર કરવાનુ વાક્ય,અર્પણ લેખ*m*,3 a title ખિતાબ*m*

**Inscrutable** *a*. [*L. in* not and *scrutor* I search into] Unsearchable શોધાય નહી એવું, સમજી શકાય નહી એવું, ગૂઢ, ગહન, અતર્ક્ય, અકળ, અગમ.

**Insect** *s* [*L. in* and *seco* I cut] જીવડુ *n*, જીવજ તુ, કીડો*m*, જીવાત*f*.

INSECTIVORA *s* કીડાખાનારપ્રાણી*n*, કીટભક્ષક.

INSECTIVOROUS *a* કીડાખાનાર, કીટભક્ષક

**Insecure** *a* Not confident of safety સલામત નહી હોય એવો ભય રાખનાર, સ શય યુક્ત, સભય, 2 unsafe સલામત નહી એવું, ધોકો લાગે એવું, જોખમ ભરેલુ, બેસલામત

INSECURITY *s* સલામતી બાબત શક*m*-ધાસ્તી*f*-બીહીક, સભયતા*f*, ભીમ*m*, 2 જોખમ*m*, ધોકો*m*, બેસલામતી*f*.

**Insensate** *a*. [*L in* not & *sensus* sense]બેવકુફ, મૂર્ખ,બેવકુફી-મૂર્ખાઇનુ.

**Insensible** *a* Imperceptible ઇંદ્રિયથી જણાય નહિ એવુ, અદૃશ્ય, બેમાલુમ અગોચર, the motion of the earth is i. to the eye પૃથ્વીની ગતિ આંખથી જણાતી નથી; 2 destitute of the power of feeling બેભાન, બેશુદ્ધ, અચેતન; 3 બીજાનુ દુ.ખ જોઇને જેને દયા આવે નહી એવું, નિર્દય, દયાહીન કઠણ હૈયાનુ કઠોર.

**Instable** *a* ( See Unstable ).
INSTABILITY *s* અસ્થિરતા*f*, ચલિતપણું*n*, અદૃઢતા, ડગડગતાપણું*n*.

**Install** *vt* To set or instate in an office, rank or order સ્થાપવું, પદવી-હોદ્દાપર સ્થાપવું-બેસાડવું, ક્રિયાસંસ્કાર પૂર્વક સ્થાપવું-બેસાડવું.
INSTALLATION *s* સ્થાપના*f*, પ્રતિષ્ઠા *f*, પદ સ્થાપના*f*, પદાભિષેક*m*
INSTALMENT *s*. વિધિ-સંસ્કાર પૂર્વક સ્થાપના*f*, 2 a part of a sum of money paid or to be paid at a particular period હફ્તો*m*, ખાધુ *n*, કિસ્ત*f*; I. of a payment to Govt. કિસ્ત*f*, Agreement to pay by instalments હફ્તા-ખાધાબંધી*f*

**Instant** *a*. [*L. in* upon & *sto* I stand] Earnest, urgent આગ્રહી, તત્પર; 2 immediate તરતજ-લાગલું થનારૂં, તાત્કાળિક, 3 quick ઉતાવળું, જલદીનું, તાકીદનું, 4 current ચાલતું, વર્તમાન; The 1st. Instant ચાલતા માસની પહેલી તારીખ *s*. A moment ક્ષણ*f*, પળ*f*, પલક*f*, પળકારો*m*, 2 a particular time કાળ*m*, વખત*m*, Every i. ક્ષણે ક્ષણે, પળે પળે, At that i. તેજ વેળા, તત્કાળ; Go this i. અત્તર ઘડી જા, In an i. પળવારમાં.
INSTANCE *s* Importunity, solicitation કાલાવાલા*m*, આગ્રહ*m*, as, at the i. of the defendant's advocate પ્રતિવાદીના વકીલના આગ્રહથી, 2 example દાખલો*m*, ઉદાહરણ*n*, 3 occasion, time પ્રસંગ*m*, સમય*m*, કાળ*m*, વેળા*f*; In the first i પ્રથમ, પહેલા, પહેલું તો; Court of first i મૂળદાવો સાંભળનાર અદાલત. *vt* -નું ઉદાહરણ આપવું.
INSTANTANEOUS *a*. કંઈપણ વાર લાગ્યા વગરનું, લાગલુંજ થાય એવું, તાત્કાળિક.
INSTANTANEOUSLY *ad*. એક ક્ષણ-પળમાં, જોતા જોતામાં, પળકારામાં.
INSTANTLY *ad*. લાગલુંજ, તરતજ, પળવારમાં, તેજ ઘડીએ, જોત જોતામાં, 2 આગ્રહથી, તત્પર રહીને.
INSTANTER *ad*. (law) તરતજ, તેજ ઘડીએ.

**Instead** *ad*. In the place of બદલે, વતી, જગાએ, ઠેકાણે,-ની બરોબર.

**Instep** *s*. The projection on the upper side of the human foot near its junction with the leg પગની પાટલીનો ઉંચો ભાગ.

**Instigate** *vt* [*L. in* & *stigo* I incite] To incite, to urge (mostly to evil) (અકસર નઠારા કામમાં) ઉશ્કેરણી-શિખવણી આપવી, ઉશ્કેરવું, શળી-આગળી ક, ચઢાવવું.
INSTIGATION *s* ઉશ્કેરણી*f*, શિખવણી*f*, શળી*f*
INSTIGATOR *s* ઉશ્કેરણી આપનાર, શળી કરનાર

**Instil** *vt*. [*L. in* & *stillo* I drop] To infuse by drops ટીપું ટીપું કરીને-ટપકાવીને રેડવું-ઘાલવું, 2 to infuse slowly ધીરે ધીરે મનમાં ઘાલવું-ભરવું-ઉતારવું

**Instinct** *s* [*L instinctus* inwardly moved] Natural knowledge of directing power અગજ્ઞાન*n*, સ્વભાવિક બુદ્ધિ*f*, પ્રેરણા બુદ્ધિ*f*, પશુ બુદ્ધિ*f*, અંતર્પ્રેરણા*f*
INSTINCTIVE *s*. પ્રેરણા બુદ્ધિનું, સહજ, સ્વભાવિક.

**Institute** *vt* [*L in* & *statuo* I set] To establish, to enact સ્થાપવું, બાંધવું, ઠરાવવું, નિમવું, ઊભું ક, 2 તત્વ-મૂળતત્વ શિખવવાં-થી વાકેફ ક, 3 to begin આરંભવું, માંડવું, શરૂ ક., ચાલુ ક *s*. નિયમ*m*, ધારો*m*, કાયદો*m*, વિધિ*m*, 2 a literary and philosophical society વિદ્યા-જ્ઞાન વર્ધક-શોધક મંડળી, સંસ્થા*f*. Institutes of religion ધર્મ તત્વનું પુસ્તક, Institutes of law કાયદા સંગ્રહ પુસ્તક
INSTITUTION *s* સ્થાપવું તે, સ્થાપના*f*, ધર્મપ્રતિષ્ઠા*f*, 2 a permanent form of law કાયદો*m*, ધારો*m*, રૂઢિ*f*, રસમ*f*, વ્યવસ્થા*f*, નિયમ*m*; 3 an organised society મંડળી*f*, સંસ્થા*f*, સંસ્થાપિત મંડળી*f*, ખાતું*n*, કારખાનું*n*, as, a literary i વિદ્યોત્તેજક મંડળી*f*; a charitable i ધર્મદાન કરવા વિષે ઉભી થએલી મંડળી.

**Instruct** *vt* [*L in* & *struo* I build] To teach શિખવવું, ભણાવવું, કેળવણી, આપવી, ઉપદેશ-બોધ ક.; 2 to command આજ્ઞા ક, હુકમ આપવો; 3 to inform ખબર ક., કહેવું, માહિત ક.
INSTRUCTION *s* શિખવવું તે, કેળવણી આપવી તે, 2 શિક્ષા*f*, શિક્ષણ*n*, ભણતર*n*, કેળવણી*f*, બોધ*m*, ઉપદેશ*m*; 3 આજ્ઞા*f*, હુકમ*m*, આદેશ, શાસન, આપેલી માહિતિ.
INSTRUCTIVE *a* જ્ઞાન-શિક્ષા-બોધ આપે એવું, બોધનું, બોધકારક, શિખામણનું.
INSTRUCTOR *s* શિખવનાર, ભણાવનાર, શિક્ષક, Religious i ગુરૂ*m*, આચાર્ય *m*, ઉપદેશક

**Instrument** *s* [See Instruct] That by which work is performed or anything is effected સાધન*n*, ઉપકરણ*n*, 2 implement હથિયાર*n*, ઓજાર*n*, શસ્ત્ર*n*, શસ્ત્ર*n*, A musical i. વાજીંત્ર*n*, વાદ્ય*n*, વાજું*n*, A wind i. વાંસળી*f*, પાવો*m* વગેરે; 3 (law) a deed, contract or writing લેખ*m*, લખત*n*, ખત*n*, દસ્તાવેજ*m*
INSTRUMENTAL *a*. કાર્યસાધક, કારણભૂત, 2 વાજીંત્રથી કીધેલું, વાદ્યસિદ્ધ; I. case તૃતીયા, ત્રીજી વિભક્તિ*f*.
INSTRUMENTALITY *s*. સાધકપણું*n*, Through the i. of મારફત, હસ્તક, વડે, થી

**Insubordinate** *a*. ઉપરીને તાબે રહે નહી એવું, બેહુકમ, સીરજોર, બેકાયદા, અવશ, માથાનું ફરેલ, બેલગામ.
INSUBORDINATION *s* સીરજોરી*f*, બેહુકમપણું, બેકાયદેપણું*n*.

**Insufferable** *a*. સહન થાય નહી-ખમાય નહી-સાંખી શકાય નહી એવું, દુ.સહ, અસહ્ય, 2 detestable તુચ્છ, ધિક્કારવા જોગ

**Insufficient** *a*. જોઇએ તેટલું નહીં, અપુરતું, ખુટતું હોય એવું, ઓછું, 2 unfit અયોગ્ય, નાલાયક

**Insular** *a* [*L insula* an island] દ્વીપ-બેટનું-સંબંધી, પાણીથી વિંટલાએલું-ઘેરાએલું.
INSULATE *vt*. To place in a detached situation અળગું-વેગળું મૂકવું, કોઇ સાથે સંબંધ રહે નહી એવી રીતે મૂકવું
INSULATED *a*. અળગું, વેગળું, નોખું.
INSULATION *s*. અળગું મૂકવું-હોવું તે.

**Insult** *vt* [*L in* & *salio* I leap] To treat with abuse or insolence by words or actions -નું અપમાન ક, -ની ગેરઆબરૂ-માનભંગ ક, -ની બેઅદબી ક. *s*. અપમાન*n*, અનાદર*m*, બેઅદબી*f*, માનભંગ*m*, ગેરઆબરૂ*f*.
INSULTING *a* અપમાન ભરેલું, અપમાનકારક, ગેરઆબરૂ થાય એવું

**Insuperable** *a*. [*L. in* & *supero* I pass over] (barrier) ઓળંગાય નહી એવું, દુસ્તર, અલંઘનીય; 2 (objection, difficulty) જેને લીધે (કોઇ વાત) નો નિકાલ ન થાય એવું, જેને લીધે કોઈ કામ ન બને એવું, દુર કરાય નહીં

એવુ દુસ્તર અનિવાર્ય અશક્ય I see no objection to such a settlement તે રીતનો નિકાલ નહીં થાય એવો કોઇ વાધો અને માલુમ પડતો નથી All but i-થીશકુંજ દુસ્તર થાય એવુ as the difficulties in the way of success are all but in tar એવી છે કે તેથી કામ ઘણુંજ દુસ્તર થવાનું છે

**Insupportable** *a* ઉપાડાય નહીં એવુ 2 (See Insufferable)

**Insure** *vt* To make sure ખચીત નક્કી કરવુ 2 to secure against possible loss (to engage to secure) વીમો ઉતારવો *s* (to obtain security) વીમો ઉતરાવવો કરાવવો I have insured my life for £ 1000 રૂ ૧૫ ૦૦ નો મે મારી જીંદગીનો વીમો ઉતરાવ્યો છે The company insures goods at 3 percent *s* પની માલનો વીમો ત્રણ ટકે ઉતારે છે

INSURANCE *s* વીમો*m*

INSURER *s* વીમો ઉતારનાર વીમા વાળો

**Insurgent** *a* [ *L in* & *surgo* I rise] Rising in opposition to civil or political authority બંડ ઉઠાવનાર બળવાખોર દંગાખોર *s* બળવાખોર બંડખોર રીતુરી માણસ

INSURRECTION *s* બંડ, બળવો*m* દંગો*m* રીતુરી ફુટ*n*

INSURRECTIONARY *a* બંડ બળવા સંબંધી

**Insurmountable** *a* ( See Insuperable)

**Insusceptible** *a* અસર થાય નહીં એવુ ને થાય લાગે નહીં એવુ અગ્રાહ્ય

**Intact** *a* અક્ષત અખિલ્ન અડકયા વગરનુ જેમનુ તેમ અનામત

**Intangible** *a*. [*L in* not & *tango* I touch] જેનો સ્પર્શ થાય નહીં કાંને નહીં એવુ અસ્પર્શ્ય અસ્પર્શનીય

**Integer** *s* [*L* See Entire] પૂર્ણ આખી સંખ્યા*f* પૂર્ણાંક*m*

INTEGRAL *a* આખુ અખંડ પૂર્ણ પૂર્ણાંકક

INTEGRITY *s* અખંડતા 2 Moral soundness honesty પ્રમાણિકપણું *n* સાવચતા*f* નેકી*f* દાનત ચોખ્ખાપણુ પ્રમાણદારી*f*

**Integument** *s* [*L in* & *tego* I cover] ઢાંકણ*n* આવરણ વેષ્ટન*n* કોશ*m* અંગત ન હોતરા *pl* ગલ*f* I of the body ચામડી*f* ખાલ*f*

**Intellect** *s* [*L inter* between and *lego* I choose] The faculty of thinking મનન બુદ્ધિ*f* વિચારશક્તિ*f* જ્ઞાનેંદ્રિય અક્કલ*f*

INTELLECTUAL *a*. Mental બુદ્ધિનુ મનનુ માનસિક 2 ideal perceived by the intellect મનમાં આવેલુ મનોગમ્ય બુદ્ધિથી જણાયેલુ, કાલ્પનિક કરેલુ 3 having the power of understanding બુદ્ધિવાન અક્કલવાન

INTELLIGENCE *s* Understanding skill જ્ઞાન*n* સમજ*f* બુદ્ધિ*f* ચતુરાઇ*f* હોશીઆરી*f*વકુફ 2 notice ખબર*f* સમાચાર*m* વર્તમાન*n* બાતમી*f* 3 intelligent being જ્ઞાની પ્રાણી*n*

INTELLIGENT *a* સજ્ઞાન સમજવાળુ બુદ્ધિ સંપન્ન 2 બુદ્ધિવાન ચતુર સમજુ હોશીઆર અક્કલમંદ ખબરદાર

INTELLIGIBLE *a* સમજ થાય એવુ, સુગમ બુદ્ધિગમ્ય

**Intemperance** *s* (*L in* not & temperance) Want of moderation excess in indulgence અવિરામપણું બેહુમારપણુ અમર્યાદા*f* અતિરેક*m* અપરિમિત સેવન*m* I in eating બહુ ખાવુ તે અમિત સેવન*n* અમિતાહાર*m* અમર્યાદાહાર*m* અકરાતિયાપણુ*n* I in drugs or drink ણ બહુ કેફ કરવો તે અતિશય દારૂ પીવાનુ વ્યસન*n* અતિપાન*n* અતિમદ્યપાન*n*

INTEMPERATE *a*. (pers) અતિશય કરનાર અનિગ્રહી I in eating બહુ ખાનાર અત્યાહારી અમિતાહારી I in drinking ઘણો દારૂ પીનાર દારૂડો કેફી 2 (things) અપરિમિત બેહદ અમર્યાદ નીતિ બહાર ભરેલુ

**Intend** *vt* {*L in* towards & *tendo* I stretch] To design to purpose ધારવુ ઇરાદો મનસુબો ગેત રાખવો હેતુ રાખવો *s* ધારણા *s*

INTENSE *a* ઘણું અતિશય ભારે *a* ખર પ્રબળ *a.* 1 application ધ્યાન 1 heat ઘણી ગરમી, 1 suffering ભારે દુ ખ

INTENSITY *s* તીવ્રપણુ*n* તીવ્રતા*f* ઘણાપણુ*n* 2 અતિશયતા*f* ભારેપણું સખ્તાઈ *f* જબર ઝપટ પ્રબળતા*f* પ્રચંડતા*f*

INTENSIFY *vt* વધારે *s*, વધારવુ ઘણું વધારવુ *s* વિરુદ્ધ *s*

INTENT *a* (on) એ મચિત એક ચિત [illegible] લીન મગ્ન મન નો

રાંકેતુ *s* અભિપ્રાય*m* મતલબ*m* હેતુ *m* મનસુબો*m* To all intents and purposes બધી રીતે સર્વથા એક બિલકુલ

INTENTLY *adv* એકચિત્તે ધ્યાન લાઇને

INTENTION *s* Fixedness of attention એકાગ્રતા*f* વિચાર 2 મનસુબો*m* ઇરાદો*m* અભિપ્રાય *s* aim હેતુ*m* ઉદ્દેશ*m* અર્થ*m* મતલબ*m*

INTENTIONAL *a* જાણી જોઇને જાણીજોઈને કરેલુ બુદ્ધિપૂર્વક કરેલુ

INTENTIONALLY *adv* જાણી જોઇને જાણીને સમજીને બુદ્ધિપૂર્વક

**Inter** *vt* [*L in* & *terra* the earth] To bury દાટવુ ગાડવુ ભૂમિસંસ્કાર *s*

INTERMENT *s* દાટવુ તે ભૂમિસંસ્કાર*m* દફન *n*

**Intercalary** *a* [*L inter* & *calo* I call] Inserted in the midst of others મધ્યે વચમાં વાલેલુ, વધારાનુ (month day) અધિક The month પુરુષોત્તમ માસ અધિક માસ મળમાસ

INTERCALATE *vt* વચમાં ઘાલવુ અધિક માસ-દિવસ લેવો ઘાલવો

**Intercede** *vi* [*L inter* and *cedo* I go] To interpose to mediate વચ્ચે પડવુ વચ્ચે પડી સમાધાન કરવુ મધ્યસ્થ થવુ 2 to plead in favour of one બીજાને સારૂ મારી નાખવાની પ્રાર્થના *s* બીજાને સારૂ કે વાત કહેવી

INTERCESSION *s* વચ્ચે પડવુ તે મધ્યસ્થપણુ*n* પરાય પ્રાર્થન *f*

INTERCESSOR વચ્ચે પડનાર મધ્યસ્થ*m* પરાય પ્રાર્થના કરનાર

INTERCESSORY *a.* મધ્યસ્થપણાનુ મધ્યે કરેલુ

**Intercept** *vt* [*L inter* & *capio* I take] To stop on its passage to seize on by the way રસ્તામાં વાટમાં અટકાવી લેવુ અટકાવવુ પકડવુ 2 to obstruct the progress of રસ્તામાં ખલેલ અટકાવવુ 3 to interrupt communication with જવા-આવવા વગેરેનો સંબંધ-વ્યવહાર બંધ કરવો-તોડવો.

**Interchange** *vt* To exchange અદલ બદલ કરવુ પરસ્પર લેવુ-દેવુ 2 to succeed alternately એક પછી એક આવવુ-જવુ *s* અદલાબદલી*f* અદલો*m* વિનિમય *s* અદલબદલ કરવાનો વહેવાર 2 એક એક આવવુ તે

INTERCHANGEABLE *a.* અદલબદલ કરાય એવું; 2 એક પછી એક આવતુ.

**Inter-communication** *s.* અરસ પરસનો વેહેવાર, સ વ્યવહાર*m*, અ ત-ર્વ્યવહાર*m*.

**Inter-costal** *a.* [*L. inter & costa* a rib] પાસળી વચ્ચેનું

**Intercourse** *s.*[*L inter & curro* I run]આવવા જવા વગેરેનો વેહેવાર,આ-વજા*f*,વેહેવાર*m*,વહિવટ*m*,સ સર્ગ*m*,I with the world સ સાર વેહેવાર,Social i. મિલાવડો*m*,બેસવા ઉઠવા ખાવા પીવા વગેરેનો વેહેવાર, Familiar i. ઘરવટ*f*,ઘરોબો*m*,પરિચય*m*. I. of the sexes સ્ત્રીપુરૂષ સ ભોગ*m*.

**Interdict** *vt.* [*L. inter* and *dico* I say] To forbid, to prohibit મના ક , નિષેધ ક.; 2 to cut off from communion with a church ખ્રિસ્તી મ ડળીના સ સર્ગની મના ક *s* મના*f*,નિષેધ*m*, નિષેધનો ઠરાવ, 2 રોમન કાથોલિક મ ડળીમા પાદરીઓને ધર્મક્રિયા કરવાની પોપ તરફથી મના-નિષેધ*m*.

INTERDICTION *s* મના-નિષેધ ક તે; 2 મનાઈ*f*, નિષેધ*m*, શ્રાપ*m*.

**Interest** *s* [*L inter & esse* to be] Advantage, good હિત*n*, અર્થ*m*, ગુણ*m*, લાભ*m*, ફાયદો*m*, he is so engrossed in looking after the public i that he neglects his own લોકનુ હિત કરવામા તે એવો લીન થયો છે કે પોતાનુ હિત વિસરી જાય છે; 2 concern, lively feeling about, pleasant or painful આસ્થા*f*,કાળજી*f*, ભાવ*m*, તમા*f*, સ બ ધ*m*, લાગતુ વળગતુ*n*, દરકાર*f*; I take a great i. in that boy તે છોકરાપર મારી ઘણી આસ્થા છે-હુ ઘણો ભાવ રાખુ છુ, I feel a painful i. in his case એના વિષે મને ઘણી કાળજી છે-દુ ખ લાગે છે; 3 power to excite feeling રસ*m*, (pleasant) મનોર જન શક્તિ*f*, મનોર જન ગુણ*m*, (painful)શોકાતુર કરવાની-કરૂણા ઉપજાવવાની શક્તિ, કરૂણા રસ*m*; The story is full of i. એ વાર્તા મનોર જન શક્તિથી ભરપૂર છે, 4 influence over others વગ*m*, વસીલો*m*; 5 share, portion હિસ્સો*m*,ભાગ*m*,પાતી*f*, 6 વ્યાજ*n*, Simple i સાદું-સુદ વ્યાજ,Compound i. ચક્રવૃદ્ધિ-ખાચાનું વ્યાજ, 7 regard to private profit સ્વાર્થ*m*, પોતીકી મતલબ*f*, i. prevailed over honour સ્વાર્થ આગળ ટેકનું ચાલ્યુ નહિ, You shall have your wish with i તમને તમારૂ માગ્યુ વ્યાજ સુદ્ધા મળશે; the disrespect he showed to me I paid him back with i. તેણે મારૂ અપમાન કીધુ તે વ્યાજ સુદ્ધાં મેં પાછુ વાળ્યુ, 8 persons interested in a particular business &c. એક ધ ધા વગેરેમા ગુ થાએલું મ ડળ*m*, મહાજન*n*. *vt.* To affect કાળજી-આસ્થા-રસ ઉત્પન્ન ક , કરૂણારસ ઉત્પન્ન ક , અસર ક ; 2 to engage in one's favour પક્ષમા આણવુ; To i one's self સામેલ થવું,મન-હાથ ઘાલવો,લક્ષ-ચિત્ત ખેચવું, To be interested in (*a*) ભાગીદાર હોવું, સામેલ હોવુ,-નો હિત-સ્વાર્થ હોવો; (*b*) મન ર જન થવુ, દુ ખકારક અસર થવી, રસ પડવો; (*c*) ધ્યાન-મન લગાડવુ.

INTERESTED *a.* લાભ-નુકસાનમા ભાગીદાર, સ બ ધ ધરાવનાર, લાગતુવળગતુ, સ્વાર્થી, મતલબીઉ .

INTERESTING *a.* મનોર જક, રસિક, રસમય, ખુશકારક, દિલપસ દ.

**Interfere** *vt* [*L. inter* and *ferio* I strike]To interpose, to intermeddle વચ્ચે પડવું,હાથ ઘાલવો;2 to come in collision એક બીજાને આડે આવવુ-નડવું, સામ સામા આવી જવું, ને ડખલ ક ,3(a horse or bullock) નેવર વાગવી

INTERFERENCE *s* વચ્ચે પડવું તે, હાથ ઘાલવો તે, ડખલ*n*, મધ્યસ્થપણુ*n*,2 a clashing એક બીજાને નડવું તે, ડખલ*n*

**Interim** *s.*[*L inter* between]The mean time વચગાળો*m*, વચમાનો કાળ-અરસો*m*, In the i. એટલામા,એ અરસામાં, એ દરમિયાન, વચગાળામા.

**Interior** *a* [*L.* comp. of *interus* inward] Internal અંદરનું, માહેનું, અન્તર્વર્તિ *s.* અ દરની બાજુ*f* નો-ભાગ, મધ્યદેશ*m*, અ તર્ભાગ*m*

**Interjacent** *a* [*L. inter & jacio* I lie] વચ્ચે આવેલુ.

**Interject** *vt* [ *L. inter & jacto* freq. of *jacio* I throw ] વચ્ચે નાખવું-મૂકવું

INTERJECTION *s* વચ્ચે નાખવું-મૂકવું તે, ( in gram ) કેવળપ્રયોગી અવ્યય*m*, ઉદ્ગાર*m*.

**Interlace** *vt.* To intermix ભેળવુ, ભેળીદેવું, સેળભેળ ક., ગૂ થવુ ગુ થણીક ક.

**Interlard** *vt.*-માં-મધ્યે-વચ્ચે મૂકવું; 2-માં વચ્ચે મૂકીને વિચિત્ર ક ; To be interlarded with-માં વચ્ચે આવવું.

**Interleave** *vt.* ચોપડીમાં બબે પાનાની વચ્ચે એકેક કોરૂ પાનું ઘાલવું.

**Interline** *vt.* To write in alternate lines એક લીટીએ એક વાત અને બીજીએ બીજી એમ વારા ફરતી લખવી; 2 to write between lines બે લીટીઓની વચ્ચે લખવું.

INTERLINEAR *a* એક લીટીએ એક વાત અને બીજી લીટીએ બીજી એમ એક ગાંતરો મૂકી-વારા ફરતી લખેલું; 2 બે લીટીઓની વચ્ચે મૂકેલું-લખેલું; an i. translation, Sanscrit and Gujarati એક લીટીએ સંસ્કૃત અને બીજી લીટીએ ગુજરાતી એમ લખેલુ ભાષાતર

INTERLINEATION *s* બે લીટીની વચ્ચે લખેલો શબ્દ-વાક્ય, 2 બે લીટીની વચ્ચે લખવું તે.

**Interlocution** *s.* [*L. inter* and *loquor* I speak] Dialogue સ વાદ*m*,સ ભાષણ*n*,2(in law) an intermediate decree before final decision છેલ્લા નિકાલ-ચુકાદાની અગાઉનો હુકમ, દરમિયાન હુકમ.

INTERLOCUTOR *s* સ વાદ કરનાર, સવાદી.

INTERLOCUTORY *a.*સ વાદરૂપ; 2 દરમીયાનનો (see *s.* 2)

**Interloper** *s.* [ *L. inter & Dut loopen* to run ] વગર હકે બીજાના કામમા માથુ મારનાર-ઘુસનાર, દરમીયાનનો ઘુસણીઓ; 2 પરવાનગી વગર વેપાર કરનાર

**Interlude** *s.* [ *L. inter & ludus* play] નાટકની વચ્ચે તમાસગીરોને ખુશ કરવાને કરેલો તમાશો-ખેલ-જનતરમુઝ, વિષ્કંભક*m*.

**Interlunar-y** *a* [*L inter & luna* the moon] અમાવાસ્યા-અમાસનુ-સ બધી.

**Intermarriage** *s.* (લગ્નનું) સાટુ*n*,2 માહો માહે-અ દર અ દર લગ્ન*n*.

INTERMARRY *vi.*(લગ્નનુ) સાટુ ક.;2 માહો માહે લગ્ન ક , Brahmans and Kshatrias do not i બ્રાહ્મણ અને ક્ષત્રી માહો માંહે લગ્ન કરતા નથી.

**Intermeddle** *vi.*બીજાના કામમાં માથુ મારવું-ઘુસવું,વગર સબાએ વચ્ચે પડવું, ઘુસવું

**Intervene** *vi.* (between) [*L. inter* & *venio* I come] To come or be between in space or time ની વચ્ચે આવવું; The Atlantic intervenes between Europe and America યુરોપ અને અમેરિકાની વચ્ચે આટલાન્ટિક મહાસાગર આવેલો છે, the period which intervened between the Restoration and the accession of William and Mary બીજા ચાર્લ્સ રાજાને પાછો બોલાવ્યો અને વિલ્યમ તથા મેરી ગાદીપર બેઠા એ બે બિનાની વચ્ચેનો વખત, 2 to take place, to happen બનવું, બની આવવું, events may i. to frustrate our expectations કદાપી એવા બનાવ બની આવે કે જેથી આપણી આશા ભાગી પડે, 3 વચ્ચે પડવું.

INTERVENTION *s.* વચ્ચે આવવું-હોવું -પડવું તે, 2 મધ્યસ્થપણું*n*, માધ્યસ્થ્ય*n*.

**Interview** *s.* A formal meeting મુલાકાત*f*, ભેટ*f*, મેળાપ*f,m*, વાતચિત*f* વાત ચિત વાસ્તે મુલાકાત.

**Inter-weave** *vt.* [*L. inter* together and weave] To weave together એકઠું વણવું, 2 to intermix ભેળી દેવું, સેળભેળ ક.

**Intestate** *a.* [*L. in* not and *testo* I make a will] વારસનામું-મૃત્યુ પત્રક કર્યા શિવાય મરનાર-મરનારનું, વારસનામાથી જેની નહી વ્યવસ્થા થઇ હોય તેનું, બેવરીઅત. *s.* વારસનામું કર્યા શિવાય મરનાર માણસ.

**Intestine** *a.* [*L. intus within*] (applied to evils) Internal અંદરનું, માહેનું, શરીર માહેલું, દેશ-સ્વદેશનું-માનું -માહેનું, માહો માહેનું, as, i. wars દેશની માહેમાંહેની-અંદર અંદરની લડાઇ, I discord દેશ માંહેલો કુસંપ. *s.* (*pl.*) આતરડાં*n*

INTESTINAL આતરડાંનું-સંબંધી.

**Inthral** *vt.* To enslave દાસ-ગુલામ ક, ગોલામીમાં રાખવું

**Inthrone** *vt.* (See Enthrone).

**Intimate** *a.* [*L. intimus* the inmost] Inward અંદરનું, અંતરનું, માંહેનું; 2 near પાસે-નજીકનું, ઘાડું; 3 familiar જીવનજાન, દીલોજાન, પ્રાણપ્રિય, જીગરજાન, પરિચિત, અંતરનું *s.* પ્રાણપ્રિય-જીવનજાન મિત્ર*m*. *vt.* To give a slight notice of ખબર-ઈશારો-સૂચના આપવી, જણાવવું; as, to i. in writing લખીને જણાવવું.

INTIMACY *s.* જીવનજાન-દીલોજાન દોસ્તી -મિત્રાઇ*f*, ઘરોબો*m*-ઘરવટ*f*, અતિશય મિત્રાચારી*f*

INTIMATION *s.* ખબર*f*, સૂચના*f*, બાતમી*f*; 2 ચેતવણી*f*.

**Intimidate** *vt.* [*L. in* & *timidus* fearful] To make fearful ધમકીથી બિહીવડાવવું, દેહેશત લગાડવી, ડરાવવું

INTIMIDATION *s.* બિહીવડાવવું તે, ધમકી*f*, ડરામણી*f*.

**Into** *prep.* અંદર,-માં, માહે.

**Intolerable** *a.* Not to be borne સહન થાય નહી એવું, સાખી-ખમી ન શકાય એવું, દુસ્સહ, અસહ્ય; 2 not to be allowed ખામોશથી ન જોવાય-ખમી ન શકાય એવું

INTOLERANCE *s.* સહન ન ક. તે; 2 બીજા માણસોને તેઓના મત ધરાવવા કે ધર્મ પાળવા દેવાને ગેરમરજી*f*-અપ્રસન્નતા*f*, અક્ષમા*f*.

INTOLERANT *a.* સહન કરે નહીં એવું, સહન કરવાને અશક્ત; 2 unwilling to tolerate others in the holding of their opinions or the practice of their worship બીજા માણસોને તેઓના મત ધરાવવા અથવા ધર્મ પાળવા દેવાને નારાજી, અક્ષમ.

**Intomb** *vt.* (See Entomb).

**Intone** *vi.* To utter a deep protracted sound તાણીને-ગંભીર-લાંબા સ્વરે બોલવું, ગંભીર સ્વર કાઢવો.

INTONATION *s.* સ્વરભેદ*m*, ગંભીર સ્વર*m*, કંઠવડે સૂર જાળવી ગાવું તે; સૂર જાળવી ગાવાની રીત, ગાવું તે.

**Intoxicate** *vt.* [*L. in* and *toxicum Gr. toxikon* poison] To inebriate છાકટું-પીધેલ ક., કેફ ચઢાવવી; 2 to excite the spirits to a kind of delirium મસ્ત-ઉન્મત-ગાંડું -છકેલ ક, છકાવવું.

INTOXICATION *s.* કેફ*f*, અમલ*m*, નિરો*m*, છાકટાપણું*n*, પીધેલપણું*n*, 2 મસ્તી*f*, ઉન્માદ*m*.

INTOXICATING *a.* કેફી, નિશાદાર, નિશો ચઢાવે-છાકટું કરે એવું, માદક

**Intractable** *a.* Obstinate હઠીલું, જીદ્દી, અડીએલ, સમજે નહી એવું, હાથ નહી રહે એવું, બેલગામ, અનિવાર; 2 indocile શિખે-ઢબેનહી એવું, અશિક્ષ્ય.

INTRACTIBILITY *s.* હઠ*f*, જીદ*f*, અડીએલપણું*n*, ઢબે નહી એવો ગુણ.

**Intransitive** *a.* (in gram.) અકર્મ.

**Intransmutable** *a.* જેનું રૂપાંતર થાય નહી એવું.

**Intrench** *vt.* To dig a trench about, to fortify with a trench and parapet-ની આસપાસ ખાઇ ખોદવી-ખાઇ ખોદી મોરચો બાંધવો; 2 to furrow ચાસવું, કરચલી પાડવી; To i. on બીજાના હકમાં પગ પેસારો ક., પારકા હકમાથી ધીમે ધીમે લઇ લેવું-દબાવવું-બથાવવું, An intrenched camp ખાઇ અને મોરચાવાળી છાવણી.

INTRENCHMENT *s.* The act (See the verb), 2 ખાઇ અને મોરચો*m*, Within their i. તેમની મોરચાવાળી છાવણીમા, 3 બચાવ*m*; 4 બીજાના હક ઉપર ઘસારો*m*, દબાણ*m*.

**Intrepid** *a.* [*L. in* & *trepidus* trembling] Brave, undaunted નિર્ભય, બેધડક, બીહે-ડરે નહી એવું, હિમ્મતવાન, છાતીનું આગ્રહ, બહાદુર, નિર્ધાસ્ત, નિડર.

INTREPIDITY *s.* બેધડકપણું, છાતી*f*, હિમ્મત*f*, હામ*f*.

**Intricate** *a.* [*L. intricor* I make difficulties] Entangled, perplexed ગુંચવણવાળું-ભરેલું, અસરળ.

INTRICACY *s.* ગુંચવણ*f*, ગુંચ*f*, ગલીકુંચી*f*, અસરળતા *f*.

**Intrigue** *s.* [See Intricate] A complicated plot કારસ્તાન*n*, કતરાણ*f*, ખટપટ*f*, તરકટ*n*, ફંદ*m*, જાપતરૂ*n*, કાવા દાવા*mpl*; 2 a secret understanding or commerce of forbidden love between two persons of different sexes કામ ચરિત્ર*n*. *vi.* કારસ્તાન-ખટપટ-કાવત્રું રચવું-ક., 2 કામ ચરિત્ર ક.

INTRIGUER *s.* કારસ્તાન કરનાર, કારસ્તાની-ખટપટીઓ માણસ.

**Intrinsic-al** *a.* [*L. intra* within & *secus* side] Genuine, real માંહેનું, અંતઃસ્થ, અંતર્ગત, સ્વાભાવિક, તત્વસિદ્ધ, ખરેખર, મૂળનું; The i. value of a hundred rupee note is that of a piece of paper સો રૂપીઆની નોટની ખરેખરી કિંમત કાગળના કકડાના જેટલી છે, silver possesses i. value રૂપામાં ખરેખરો માલ છે.

**Introduce** *vt.* (to, into) [*L. intro* within & *duco* I lead] To

shell or husk મગજ્ઞ માંગોm મીંજ/ નરમ તત્વm સારm, the k. of a cocoanut ટોપરૂn ખોપરૂn 3 the seed of a pulpy fruit બીજn ઠળીઓ m ઠળીઓm (of a mango) ગોટલો m 4 the central part of any thing કોઈ વસ્તુનો અંદરનો ગભm (fig.) મર્મm હાર્દn 5 A hard concretion in the flesh માંસમાં ગાંઠ/ રસો/

**Kerosene** *s* [*Gr keros* wax] ઘાસતેલn કેરોસીન તેલn

**Kettle** *s* [*AS cetel*] નાળચાવાળી દેગડી કિટલી/

KETTLE DRUM *s* [kettle and drum] નગારૂn ડંકોm મોટી ટમક/ નોબત/ A k. drum with a flat bottom તાસુn

**Key** *s* [old *E keye AS caeg*] (for a lock) કુંચી/ કિલ્લી/ ચાવી/ (for winding a watch or clock) કુંચી/ 2 a solution ખુલાસોm (fig.) કુંચી/ કળ/ a k. to mathematical problems ગણિતના પ્રશ્નોનો ખુલાસો 3 (music) (a) સુરનું ધરn, (b) કળ/ k. of a country —a position કોઈ દેશમાં-જગ્યામાં ખરા દાવનું સ્થળ (જે હાથ આવેથી બધો દેશ-જગા હાથ આવે તેવું) The power of the keys ધર્માચાર્યને ન્યાય કરવાનો અધિકાર *vt* સજ્જ કરવું

KEY HOLE *s* કુંચી ઘાલવાનું બાકું

KEY NOTE *s* (ગાયનું) ધરn

KEY STONE *s* કમાનમાંના વચલો પથ્થર

**Kick** *vt* & *vi* [*W ciciaw* to hit with the foot from *cic* foot] લાત મારવી પાટુ મારવી as the horse kicked the servant તે ઘોડે તે ચાકરને લાત મારી 2 પગ ઉછાળવા 3 to recoil as a musket—નો પાછો ધકકો-આંચકો આવવો લાગવો To k. the beam વજનમાં કમી-ઓછું નીકળવું *s* લાત/ પાટુ/ પગ ઉછાળવો તે ધક્કોm

**Kick shaw** *s* [corr from *Fr quelque chose*] કોઈ વિચિત્ર-તરેહવાર-વિલક્ષણ વસ્તુ જેનું કાંઈ નામ ન હોય એવી તરેહવાર વસ્તુ 2 a fantastical dish વિચિત્ર ભોજનn વ્યંજનn

**Kid** *s* [*Icel Kidh*] A young goat બોકડુંn બકરીnn બકરીનું બચ્ચું 2 બકરીઆનું ચામડું 3 (*pl*) તેવા ચામડાનાં હાથનાં મોજાંn *vt* & *vi* (બકરીએ) બચ્ચું વિઆવું

**Kidnap** *vt* [*Ger kind* prov *E kid* a child and nap to seize] (મનુષ્ય) હરણ કરવું (માણસને) પકડી જવું પકડી લઈ જવું

KIDNAPPER *s* મનુષ્યહરણ કરનાર પકડી જનાર

KIDNAPPING *s* મનુષ્યહરણn

**Kidney** *s* [prob from *AS cwidh*] મૂત્રપિંડm મૂત્રાશયn ગુદા/ 2 habit સ્વભાવm પ્રકૃતિ/ 3 પ્રકારm જાત/ તરાહ/

KIDNEY BEAN *s* અડદm *pl* અડદની શીંગ

**Kill** *vt* [old *E quellen AS cwellan*] To deprive of life જીવ લેવો જીવથી મારી નાખવું મારી નાખવું મારવું 2 to deaden quell કાબૂમાં આણવું સમાવવું બંધ પાડવું To kill time કંઈ નકામું કામ કાઢી વખત ગાળવો માખો મારવી

KILLING *a* Fascinating મનોહર મોહક મન હરી લે તેવું 2 repelling મોહ ઉડાવી દે તેવું 3 dangerous ભયંકર અતિશય ઉતાવળું થાકી નાખે તેવું

**Kiln** *s* [*AS cyln*] ભઠ્ઠી/ (of a potter નિંભાડોm નિભાડn

KILN DRY *vt* ભઠ્ઠીમાં સૂકવવું કોરૂં કરવું

**Kilogramme** *s* [*Fr*] આશરે પાકા શેર જેટલું માપ-તોલm

**Kilt** *s* [old *Gael* & *Ir cealt*] પેટથી ઢીંચણ સુધી પહોંચે એવો ઘાઘરો (સ્કાટલાંડ દેશમાં ડુંગરી મુલકના લોક પહેરે છે)

**Kimbo** *a* [*Celt cam* crooked and *E bow* to bend] વાંકું વળેલું, To set the arms a k. કેડે હાથ મૂકવા

**Kin** *s.* [*AS cyn*] Relationship સગાઈ/ સગપણn, લોહીની સગાઈ/ પાસેની સગાઈ/ 2 relatives સગાંn *pl* સગાંવહાલાંn *pl* સપિંડ n *pl*, as one touch of nature makes the whole world kin પ્રકૃતિરૂપ એક ગાંઠથી બધી દુનિયાનાં લોક સગાં થયાં છે Of k. (a) તેજ સંબંધી એક જાતનું-લોહીનું, (b) similar મળતું સરખું

KINDRED *s* [*cynden* a state તથા *ryn*, સગાંવહાલાંn *pl* સંબંધી જાત/ *a.* સરખું એક જાતનું

KINSMAN *s* સગોm

KINSFOLK *s* સગાંવહાલાંn *pl*, સગાંn *pl*

**Kind** *s.* [*AS cynd*] Race genus વંશm જાતિ/ 2 sort જાત/ પ્રકારm તરાહ/ ભાત/ as there are several kind of Government રાજ્યના કેટલાક પ્રકાર છે there are various kind of soil વિવિધ પ્રકારની જમીન હોય છે In kind જાતે જાતનું Payment of a tax in kind જે જાતનો માલ હોય પેદા થાય તે જાતનો વેરો ભરી આપવો

**Kind** *a* [See kin and kind] (pers) માયાળુ દયાળુ કૃપાળુ ભલું, દયાળ પ્રેમાળ રહેમીઅતવાળું 2 કૃપા દયા માયા બતાવનારું ભલું.

KINDLY *a* Disposed to do good પરોપકારી દયાળુ કૃપાળુ માયાળુ 2 favourable માફકસર, અનુકૂળ, લાભકારક ધીમું, શાન્ત, as a k. shower માફકસર માવઠું

KINDNESS *s* માયા/ મહેરબાની/ પરોપકાર બુદ્ધિ/ 2 a kind act ઉપકારm ગુણm કૃપા/ મહેરબાની/ કૃપા-મહેરબાનીનું કૃત as I will never forget this k. આ ગુણ હું કદી ભૂલનાર નથી

**Kindergarten** *s* [*lit* children's garden] બાળકોને રમત ગમતમાં કેળવવાની પદ્ધતિ/ બાળોદ્યાન/

**Kindle** *vt* [*Icel* & old *Sw kinda* to kindle, allied to *L candere*] To light સળગાવવું પ્રગટવું, અજવાળવું ચેતવવું as to k. a fire દેવતા સળગાવવો ચેતવવો પાડવો 2 to inflame (a) (pers.) તપાવવું (b) to k. anger ક્રોધ ચઢાવવો, કોપાયમાન કરવું (c) to k. war or strife લડાઈ સળગાવવી-જગાવવી-ચલાવવી ઉઠાવવું ચેતવવું લાવવું, બળવું 2 to begin to be excited (a) (pers.) તપવું ગરમી-ચઢી જવું ખાખાવું તપમાં આવવું (b) (things) પ્રદીપ્ત થવું, સળગવું લાગવું થવું

**Kindred** *s* *a.* (see under kin)

**Kine** *s* (*pl* cow) ગાયો *f pl*

**King** *s* [*AS cyng*] રાજાm નૃપતિm ભૂપm ભૂપતિm મહીપાલm પ્રભુm a card having the picture of king (પત્તાંમાં) રાજાનું પત્તું (chess) શેતરંજમાં રાજા

*m*, King's counsel સરકારી વકીલ; King's English શુદ્ધ અંગ્રેજી ભાષા *f*-વાણી*f*

KING'S-BENCH *s.* (court of) વિલાયતમા કાયદા પ્રમાણે ફેસલા કરનારી સૌથી વડિલ કોરટ.

KING-CRAFT *s.* [King and Craft] રાજ્યનીતિ*f*, રાજ્યચાતુર્ય*n*.

KINGDOM *s.* Sovereign power રાજત્વ*n*, પ્રભુત્વ*n*, નૃપત્વ*n*, રાજ્યસત્તા*f*, રાજ્યપદ*n*, રાજ્યાધિકાર*m*, 2 રાજ્ય*n*, મુલક*m*, 3 an extensive scientific division મહાકોટી*m*, મ્હોટો વર્ગ*m*, મ્હોટો ભાગ*m*, rendered by જાતિ or માત્ર, the animal k. પ્રાણીમાત્ર, પ્રાણિજાતિ, vegetable k. તૃણજાતિ-માત્ર.

KINGFISHER *s.* એક જાતનુ જળગામી પક્ષી.

KINGLY *a.* Directed by a king રાજાનું, રાજસત્તાક, 2 becoming a king અમીરી, દરબારી, પ્રાઢ, as, k. munificence અમીરી સખાવત

KING'S-EVIL (See under Evil)

**Kinsfolk, kinsman** (See under Kin).

**Kirk** *s.* [*AS. circe* See Church] (Scot) દેવળ*n*, પૂજાગૃહ*n*, મંદિર*n*, 2 (Scot) સ્કોટલાંડ દેશમા ચાલતી ખ્રિસ્તી ધર્મસ્થાપના-મત*m*-પંથ*m*.

**Kiss** *vt.* [*AS. cyssan*] બચ્ચી-બુકી લેવી-ચુંબન કરવું, 2 to caress ઉપર લાડ-વહાલ-હેત દેખાડવું, 3 to touch gently હળવે રહીને લાગવું-અડકવું, લાડ-વહાલથી અડકવું, પંપાળવું, as, when the sweet wind did gently k the trees જ્યારે મધુર પવન ઝાડને ધીમે રહીને લાગતો *s.* બચ્ચી*f*, બુકી*f*, ચુમ્મી*f*, ચુંબન*n*, હોઠનો બચકારો, 2 a small piece of confectionery ખાંડનું નાનું રમકડું

**Kit** *s.* [*Dut. kit* a large bottle] A large bottle મોટો શીશો*m*, 2 a vessel of various kinds વાસણ*n*, પેટી*f*, શીશો*m*, કોથળો*m*, બચકો*m*, 3 જાદુગરનો ખોરાક કે રાચ રાખવાની પેટી; 4 a whole outfit બધો ખટલો, સરસામાન*m*, સામાન*m*.

**Kitchen** *s.* [*AS. cycene, L. coquina*] રસોડું*n*, રસોઇખાનું*n*, રાંધણી*f*, રાંધણિઉં*n*.

KITCHEN-GARDEN *s.* ઘરખપના શાક -ભાજીની વાડી-ખેતર*n*.

**Kite** *s.* [*AS cyta*] (the bird) શમળી*f*, સમડી*f*, 2 a paper toy પતંગ*fm*, કનકવો*m*-વી*f*

**Kith** *s* [*AS. cydh*] ઓળખીતું*n*

**Kitten** *s.* [*dimin.* of cat] બલાડીનું બચ્ચું, બલાડીના બચ્ચા. *vi* (બલાડીનું) વિહાવું.

**Klick** *s.* (See Click).

**Knack** *s* [*Ger knacken* to break] A petty contrivance સહેજ જુક્તિવાળું રમકડું, રમકડું*n*, 2 a neat trick જુક્તિ*f*, હિકમત*f*, કળ*f*, કસબ*m*, કસબાઇ*f*, 3 dexterity હથોટી*f*, ચતુરાઈ*f*, કરામત*f*, કસબ*m*; as, he has a kind of k at rhyme પ્રાસ મેળવવામા તેની હથોટી બેસી ગઈ છે.

**Knap-sack** *s* [*Dut. knapzak* from *knappen* to eat] ઝોઇણો*m*, ખડીઓ*m*, ઝોળી*f*, બચકો*m*, 2 મુસાફરીમા ખાવાનું ને લુગડા મૂકવાની કોથળી*f*-બચકી*f*-જોઇણી*f*-ખડીઓ-ઝોળી*f*.

**Knave** *s* [ *AS. cnapa* a boy ] (pers.) ઠગ*m*, ધૂતારો*m*, દોગો*m*, હરામખોર*m*, લુચ્ચો માણસ*m*, 2 (at cards) ગુલામ*m*

KNAVERY *s* ઠગાઈ*f*, ધૂતારાવેડા*mpl.*, હરામખોરી*f*, લુચ્ચાઈ*f*.

KNAVISH *a* (as a person) લુચ્ચો, ઠગ, હરામખોર, (an act or thing) લુચ્ચાઇ-હરામખોરી-ઠગાઇનુ-વાળુ.

**Knead** *vt.* [*AS. cnedan*] ટુંપવું, ગુંદવું; To k. dough કણક ગુંદવી.

**Knee** *s* [*AS. kneo* allied to *L. genu.* & *Sans janu*] ઢીંચણ*n*, ઘુંટણ*n*.

KNEEL *vi* ઘુંટણીએ પડવું.

KNEE-PAN *s.* ઢીંચણની કાચલી.

**Knell** *s.* [*AS cnyll*, from *cnyllan* to sound a bell] મરણ વખતે અથવા શબ લઇ જતી વખતે વગાડેલો ઘંટો, (તેવી વખતનો) ઘંટનાદ.

**Knick-knack** *s* રમકડું*n*, હલકું -તકલેદી રમકડું*n*

**Knife** *s* [*AS. cnif*] છરી*f*, છરો*m*, પાળી*f*, ચાપુ*n*, ચપ્પુ*m*, ચકકુ*n*, ચાકુ*n*, કટાર*f*. War to the knife જીવ સટ્ટાની લડાઇ, દારૂણયુદ્ધ*n*.

**Knight** *s.* [*AS cniht* a boy or attendant] One admitted to knighthood in feudal times 'ફ્યુડલ' પદ્ધતિ પ્રમાણે નાઇટ (સરદાર)ના પદધારી*m*, 2 ફ્યુડલ એટલે પટાવત પદ્ધતિ પ્રમાણે અભિષેક કરીને બનાવેલો સરદાર*m* શૂરવીર*m*, 3 જેને "સર" નો ખિતાબ મળ્યો હોય તે પુરૂષ; 4 (in chess) (શેત્રંજમા) ઘોડો*m*-ડો*m*, ઘોડીઉં*n*, k. of the shire (વિલાયતમા આખા પ્રગણા)ની તરફને રાજસભામાં મોકલેલો પ્રતિનિધિ. *vt.* 'સર' નો ખેતાબ-પદવી આપવી.

KNIGHT-ERRANT *s.* A wandering knight પોતાનું પરાક્રમ તથા શુરાતન દેખાડવાને સંકટ ખોળવાને ભમતો શૂરવીર,

KNIGHT-HOOD *s.* 'નાઇટ' નામના સરદારોની પદવી*f*-હોદ્દો*m*-સ્થિતિ*f*; 2 નાઈટ નામના સરદાર સમસ્ત, નાઈટમંડળ*n*

**Knit** *vt.* [*AS. cnytan*] To tie બાંધવું,-ની ગાંઠ વાળવી-પાટવી-બાંધવી, 2 to join સાંધવું, જોડવું, ગાંઠવું; 3 (as a textile fabric) ગુંથવું, 4 to contract સંકોચવું, ચઢાવવું, as, to k. brows ભમર-ભવાં ચઢાવવાં *vi.* જોડાવું, સંધાવું, સંધાઇ-જોડાઇ-મળી જવું, as, broken bones will k. ભાગેલાં હાડકાં સંધાઈ જશે, 2 ગુંથવું *s.* ગુંથણ*nf*

**Knob** *s.* [*AS coep, Dut. knoppe*] A hard protuberance બહાર પડતી ગાંઠ-ગાંઠો*m*, ગુંડો*m*, મોઘરો*m*.

**Knock** *vi.* [ *AS cnocian* ] To strike with something hard or heavy ઠોકવું, as, to k. at the door બારણું ઠોકવું, 2 to clash અથડાવું, અફળાવું, પછડાવું. To k. up થાકી જવું, નરમ ઘેંશ થઇ જવું, To k. off અટકવું, બંધ પડવું, To k under -ને શરણ થવું,-ને નમવું *vt* પછાડવું, અથડાવવું, ઠોકવું,-નુ અથડાવું, as, he knocked his head against the post તે થાંભલા સામું તેનું માથું અથડાયું, 2 (બારણું) ઠોકવું; To k. down (a) ઠોકી-મારી પાડવું, પાડી નાખવું, ઠું સો-ધક્કો મારી પાડી નાખવું; (b) (at an auction) હરાજીમા છેલ્લી માગણી કરનારને આપવું, To k on the head કાટલું કાઢવું,-નો પાર-અંત આણવો; To k. up (a) ઠોકી ઠોકીને જગાડવું -ઉઠાડવું; (b) થકવીને લોથ કરી નાખવું To k. about રઝળવું, ભમવું, રખડવું. *s.* ભારે વસ્તુનો ઘા, ઠોક*f*, ઠોકવું તે, 2 a rap બારણું ઠોકવું તે.

KNOCKER *s.* બારણું ઠોકવાનું કડું-કડી*f*.

પોરવીને બાંધવું;2 -ને કોર-રીત-કિનારી દેવી;3 to embellish with stripes (clothes) ઊપર સળી-દોરી-તરેહ પાડવી.

**Lacerate** *vt.* [*L lacer* mangled] To tear (lit.) ફાડવું, ચીરવું,ઉખેડવું, ઊઝરડવું,-મા ચિરાડો-ચીરો પાડવો, (કશાથી)-નું-માંથી ગાપચુ -લોંગો નીકળવો, 2 (fig.) ફાડી નાખવું,-થી ફાટી જવું; as, to l. the heart હૃદય ફાડી નાખવું.

LACERATION *s.* The act (See the verb) વિદારણ*n*,2 the breach made by rending ચિરાડો*m*, ચીરો*m*, ગાપચુ*n*.

**Lachrymal** *a.* [*L lachryma* a tear] (a gland) જે ઠેકાણે આંસુ ઉત્પન્ન થાય છે એવુ, અશ્રૂત્પાદક, 2 (a l. duct) અશ્રુવાહીની.

LACHRYMOSE *a.* Shedding tears (pers.) આસુ આણનાર, પાપણે તલાવડીવાળુ, 2 full of tears (eyes) આસુવાળુ-નું-ભરેલું, રડતું, અશ્રુમય; 3 શોક ભરેલું-દર્શક.

**Lack** *vt.* [*Dut. laecke* want] To want-મા-ને-ની પાસે ન હોવું,(કોઇનામા)-ની નાસ્તી-ન્યૂનતા-ખોટ હોવી, વિનાના-રહિત હોવું. *vi.* To be in want દોહેલ અવસ્થામાં-અડચણમાં હોવું, (કશા વિના) તંગી વેઠવી; as, "The young lions do l. and suffer hunger" તે સિંહના બચ્ચાં તંગી વેઠે છે ને ભૂખ્યાં હોય છે, 2 to be wanting ઘટવું,ખૂટવું,ઓછા હોવું,-ની ખોટ-ઘટ હોવી; as, there shall l. five men પાંચ માણસ ઓછાં પડશે. *s.* Want ઘટ*f*, ખુટકો*m*, ખોટ*f*, ઓછ*f*, તંગી*f*,તાણ*f*, ન્યૂનતા*f*,2 destitution દોહેલ અવસ્થા*f*,હેરાનગતી*f*,તંગી*f*.

**Lack-a-day** *int.* [contr. from alack-a-day] (See Alack).

LACKADAISICAL *a.* ચિંતન-ચિંતાતુ ડોળ બતાવનાર.

**Lackey** *s.* [*Sw., Goth. lacka* to run] A footman હાજરબાશી કરનારો ચાકર, હજુરીઓ, સેવક*m*, ખિદમતગાર*m*, ખવાસ*m*, પાર્શ્વાનુચર*m*.

**Laconic, Laconical** *a.* [from Laconia, *Lacones* the Spartans] Brief(pers.) ટુંકાણમા કહી નાખનાર -જવાબ દઇ દેનાર, મિતભાષી, અલ્પાક્ષરભાષી, 2 (speech) ટૂંકાણમાં કહી નાખેલું, તોળ્યુ ગાળ્યું, અલ્પાક્ષર, 3 storn કઠોર, કઠણ, સખ્ત, નિષ્ઠુર.

**Lacquer** *s.* [from *lac*] એક જાતનો રોગાન.

**Lactation** *s.* [*L. lac-lactis* milk] ધવડાવવું તે, સ્તનપાન કરાવવું તે.

LACTEAL *a.* Pertaining to milk દૂધનું, દૂધ-પય સંબંધી, 2 conveying chyle (a vessel) ખાધેલા પદાર્થના ધોળા થઈ ગએલા રસભાગને પેટમાથી છાતીની નળીમાં લઈ જનારી, અન્નરસવાહક. *s.* અન્નરસ જે દ્વારાએ પેટમાથી ઉપર છાતીમાં જાય છે તે રગ-શિરામાંની એક, અન્નરસ વાહિની*f*.

**Lacuna** *s.* [ *L. lacuna* a ditch ] ખાડો*m*, ઝાંખ*f*, ખાલી-નમીઆણુ જગ્યા.

**Lad** *s.* [*AS. leod*] A boy છોકરો,જુવાનિયો*m*.

**Ladder** *s.* [*Dut., AS. hlæder*] નિસરણી*f*, નિસરણી*f*, સીડી*f*.

**Lade** *vt.* [*Dan., AS. hladan*] To load (a camel &c.) લાદવું,-ઉપરમાં ભરવું;2 to lift out with a ladle વાસણ ભરી ભરીને ઠાલવવું,ઉચેલવું *vi.* પાણી લેવું.

LADING *s.*(કસામાં) ભરેલો માલ, ભાર*m*, Bill of l. ભરતીઉ, સતમી*f*.

LADLE *s* ડોઇ*f*, કડછો*m*, પળો*m*,ડાઈઓ*m*, કડછી*f*, પળી*f*. *vt.*ડોઇએ વતી કાઢવું.

**Lady** *s.* [ *AS. hlifian* to raise ] (Correlative to lord) વિલાયતમા જેને "નાઈટ"નો ખિતાબ હોય છે તેની તથા અમીરની ધણીઆણીના નામ સાથે બોલાતો શબ્દ, A Mahomedan l. બીબી*f*; 2 (correl. to gentleman) લાયક-આબરૂદાર બૈરૂ*n*, કુલ-સભ્યસ્ત્રી *f*, સન્નારી*f*; 3 any well-dressed woman સેઠાણી*f*.

LADY-LIKE *a.* કુલસ્ત્રીના જેવું-ને છાજે તેવું.

LADY-LOVE *s.* માશુક*f*, પ્રિયા*f*,પ્રિયતમા*f*, કાન્તા*f*,સન્નારી*f*.

**Lady-bird, Lady-cow** *s.* એક જાતનુ જીવડુ, ઇન્દ્રગોપ*m*.

**Lag** *vi.* [*W llag* weak] To loiter પાછળ રહેવું-પડવું, પાછળ રહી-પડી જવું

LAGGARD *s.* & *a.* પાછળ રહી-પડી જનાર, યાયુ.

**Lagoon** *s.* [*L. lacus* a lake]સમુદ્ર કે નદી જોડે સંધાએલું છાછરૂ તળાવ-ખાડી*f*; 2 પરવાળાના બેટના વચમાંનું તળાવ,

**Laic, Laical, Laity** (See under Lay).

**Lair** *s* [*Ger. lager* from *legen* to lay.] સૂવા બેસવાની-બરાક-પડી રહેવાની જગો (વાઘ વરૂ વિગેરેની), બોડ*f*.

**Laird** *s.* [a form of *lord*](સ્કોટલંડ દેશનો) જમીનદાર*m*, ધરધણી*m*.

**Lake** *s.* [*Fr. lac, L. lacus, Gr. lakkos* a pit] સરોવર*n*, મોટું તળાવ.

**Lamb** *s.* [*AS.*] ઘેટાનું બચ્ચું, ઘેટુ,અલવાન*n*, ઓકડીયુ; 2 a meek & innocent person ગરીબ-રાંકડુ-અસીલ માણસ; The L. of God ઇસુ ખ્રિસ્ત*m*,ઈશ્વરે ઠેરવેલો પાપહારક યજ્ઞ

LAMB-KIN *s.* ન્હાનું ઘેટું-ઓકડીયું.

**Lambent** *a.* [*L. lambo* I lick] Gliding over(a flame &c.)રમતું, આમ તેમ ફરતુ-હાલતું.

**Lame** *a.* [*AS. lam*; *Icel. lami* to break]Crippled (a limb or person) લૂલું, લંગડું; L. in leg ખોડું, લંગડું, પાંગળું, પંગુ; 2 not satisfactory(an excuse, conclusion) લૂલું, લબડતુ, ઢીલું, પોચું, પચપચું, નબળુ; 3 not smooth (numbers in verse)લૂલું, તૂટક, અબદ્ધ, સરળતા વિનાનું. *vt.* લૂલું &c ક.

LAMELY *ad.* લૂલા લૂલાં, લંગડાતાં, ખોડાતાં, To walk l. લંગડાવું,ખોડાવું; 2 & 3 (See Lame *a.* 2 & 3.)

**Lament** *vi.*[*L. lamentum* a wailing]To express sorrow રોવું,દુ:ખ-દિલગીરી-શોક-અફસોસ-વિલાપ ક.,કલ્પાન્ત ક.,2 to feel sorrow દુ:ખ-દિલગીરી-શોચ લાગવો-ધરવો.*vt.*-ને માટે દુ:ખ લાગવું-ધરવું. *s.* (See Lamentation).

LAMENTABLE *a.* દિલગીર થવા જેવું, શોકયોગ્ય,શોચ્ય,શોચનીય;2 expressing sorrow(an outcry &c.) દુ:ખ &c. નું-નું ભરેલું,દિલગીરી જણાઇ આવે એવું.

LAMENTATION *s.*The act(See the verb); રડારડ*f*, કલ્પાન્ત*n*, શોક*m*; Loud l.વિલાપ*m*;Violent l.આક્રંદ*n*.

**Lamina** *s.* [*L.*] A thin scale પડ*n*, બીગડુ*n*, પોપડી*f*, વરખ*m*.

**Lamp** *s.* [*Fr. lampe,* from *Gr. lampo* I shine] A light દીવો*m*, ચરાગ*m*; 2 a vessel for holding light દીવા કરવાનું (કોડીઉ, પિત્તળની દીવી, ફાનસ વગેરે).

LAMP-BLACK *s* કાજળn મેશ*f*

**Lampoon** *s* [*Fr lampon* a drinking song] (કોઇની) નિંદા નાલાશ બદગોઇનું વખાણું (કોઇને વિષે)લખેલી નિંદા નિંદાલેખm *vt* -ની નિંદા લખવી

**Lamprey** *s* [*Fr lamproie* low *L lampetra* from *lambo* I lick & *petra* a stone] એ નામની એક જાતની માછલી

**Lance** *s* [*Fr L lancea*] A spear ભાલોm સાંગm 2 (used as a javelin) બરછી*f* 3 a lancer ભાલાવાળો સીપાઇ Free Lance છુટક પગાર લેઇ બીજા વાસ્તે લડનાર ભાલાવાળો બારગીર *vt* To open with a lancet (a tumor &c)-ઉપર નસ્તર મૂકવું 2 ભાલાની પેઠે ફેંકવું ફેંકી મારવુ 3 ભાલો ઘોચવો ભાલાથી વીંધવું

LANCER *s* ભાલાવાળો સ્વાર

LANCET *s* નસ્તરn

**Lanch** *vt* (See launch *vt* 3)

**Land** *s* [*AS*] (As opposed to water) જમીન*f* ખુશ્કી*f* ધરતી*f* ભોંય*f* સ્થલm, 2 a country દેશm મુલક m 3 estate ભોંય*f* જમીન*f* as his lands have been sold in satisfaction of his debts દેવાને પેટે તેની ભોંય વેચાઇ ગઇ છે 4 soil ધરતી*f* ભોંય*f* જમીન*f* as the l is not ploughable એ ધરતી ખેડાય એવી નથી 5 a nation (દેશના) લોકm પ્રજા*f* *vt* (વહાણ પરથી કિનારે) ઉતારવું મારી પાડવું *vi* (વહાણ પરથી) ઉતરવું

LAND-BREEZE *s* કિનારા તરફથી વાતો પવન

LAND-HOLDER *s* જમીનનો ધણી કબજેદાર જમીનદાર

LANDED *a* Having an estate in land (pers) ભોંય ભાડાવાળુ જમીનદાર ભૂમિ પૃથ્વી ધનવાળુ સંપન્ન 2 consisting in land ભોંય-જમીનનું, સ્થાવર

LANDING LANDING PLACE *s* માલ તથા ઉતારૂઓને વહાણેથી ઉતરવાની જગા બંદરn ઘાટm 2 (of a staircase) રમણું n

LAND LADY *s* જમીન ઘરની માલિક ધણી જમીનદારણ*f* ઘર ધણી, 2 (વિલાયતની રીતના) ઉતારા-વીશીની માલિક ધણી*f*, મુસાફર ખાનાની કદખુદા

LAND-LOCKED *a* જેની બધી બાજુ એ ભોંય છે એવુ ભૂવેષ્ટિત જમીનથી અંતરાયેલું

LAND LORD *s* જમીન ઘરનો માલિક ધણીm જમીનદારm ઘરધણીm 2 (વિલાયતી) ઉતારા-વીશીનો માલિક ધણીm મુસાફરખાનાનો કદખુદા

LAND MARK *s* (જમીન ખેતરની) હદનું નિશાણ નિશાનn હદનિશાનn બાંધુn 2 વહાણના ખલાસીઓને માટે નિશાની દાખલ રાખેલો જમીન ઉપરનો કોઈ ઊંચો પદાર્થ

LANDSMAN *s* જમીન ઉપરનો જમીન ઉપર રહેનારો 2 (Naut) નવો સફરી

**Landlubber** *s* [*-loopen* to run] જમીનનો કીડો (ખલાસીઓ બીજાને મશ્કરી તિરસ્કારમા કહે છે)

**Landscape** *s* [*Sax scyppan* to form or make] A prospect નજરે પડતી જમીન તથા તે ઉપર આવેલા પદાર્થો, દૃષ્ટિપ્રદેશm નજરઆડ*f*; 2 a picture of a landscape દૃષ્ટિપ્રદેશનું ચિત્રn-સ્વરૂપn as to take landscapes દૃષ્ટિપ્રદેશનું ચિત્ર લેવું પાડવું

LANDSLIP *s* પહાડની ભેખડ પડવી ભેખડ ભૂપાતm

**Lane** *s* [*Dut lann*] A narrow passage between two houses ગલી*f* શેરી*f* ખાંચોm 2 (between hedges) નાળ*f* નેળ*f* નળોકડી*f* 3 (between lines of men) સંચરm, માણસની હાર વચ્ચે જવાનો માગ

**Language** *s* [*Fr* from *L lingua* a tongue] Thoughts expressed બોલm વચનn બોલવું as I do not deserve the l used in your note તમે કાગળમા જે બોલ મને કહ્યા છે તે સાંભળવા હુ લાયક નથી 2 (of a people &c) ભાષા*f* બોલી*f* જબાન*f* કલામm નામાnpl as the l of the dumb મુગાની બોલી the l of the eye આંખના ચાળા નેત્ર પ્રવૃત્તી 3 style ઇબારત*f* વાણી*f* as the l of an author કોઈ ગ્રંથકારની ઇબારત 4 expressions appropriate to any branch of knowledge પરિભાષા*f*

**Languish** *vi* [*L langueo* I am faint] To pine (pers) લખડી રે વાઇ જવુ નિસ્તેજ-નરમ-લૂલા-નબળા થઇ જવું, 2 to wither (vegetation) કરમાઈ ચીમડાઇ જવું 3 to grow dull (war commerce &c) નરમ ઢાઢા ઢીલા પડી જવું મંદ પડવું, રગસ રગસ ચાલવું, 4 to look tenderly or softly સ્નેહાર્દ્ર આર્દ્ર દૃષ્ટિએ જોવું

LANGUID *a* Drooping from exhaustion (body limbs) લથ લથ લબડી ગએલું ઢીલુ ઢીલુ મંદ મંદ મંદમંદ શિથિલ 2 tardy (motion effort) ધીમુ મંદ ઢીલુ લબડતું 3 heavy dull (day business the sun &c) સુસ્ત મંદ નરમ ઢાઢું પડી ગએલું ઝાંખું ગ્લાન

LANGUISHMENT *s* See the verb 2 Softness of look &c નરમ-ઢીલું મ્હોંn

LANGUOR *s* ઢીલા લબડતા-લૂલા-નિર્બલપણુંn સુસ્તિ*f* ગ્લાનિ*f* બેહોશપણુંn શિથિલતા*f* 2 dullness of intellect મંદબુદ્ધિ*f*, બુદ્ધિમાંદ્યn, જડપણુંn ગ્લાનિ*f*

**Lank, Lanky** *a* [*AS hlank Dut slank* slender] Not plump લબડી ઝુલી સેવાઇ ગએલું ભરેલું નહિ ખાલી, સુકું, 2 slender પાતળુ, સુકુ, સુકલુ કાંવલું, સરાણ જેવુ

**Lantern** *s* [*Fr lanterne, Gr lampter* from *lampo* I shine] ફાનસn, કંદિલn Dark l ચોર ફાનસn

**Lap** *s* [*AS lappa*] (of a garment) ઘેરm ચાળ દામન*f* ફ્રેલ*f* પદર*f* 2 the part of clothes that lies on the knees when a person sits down બેઠા હોય ને ઢીંચણ ઉપર આવે તે ચાળ ખોળોm ગોદ*f*, ખોળાnpl 3 the knees in that position ખોળોm, ગોદ*f* ઓળંગm ઉત્સંગm *vt* To fold ની ઘડી કરી વાળવી કે, સંકેલવું 2 (lit.) to wrap round વિંટાળવુ લપેટવુ 3 (lit & fig) to infold to involve લપેટી વિંટાળી લેવુ ભેળવુ 4 to lay one thing partly above another એક ઉપર થોડું બીજું રહે એમ મકવું 5 to polish ઘસવુ ઓપવું

LAP-DOG *s* ખોળામા રમાડવા કરવાનો વહાલો લાડકો કૂતરો

LAPFUL *s* ખોળો ભરાય એટલું પૂર ભર

**Lap** *vt* & *vi* [... *lapto Sans* ...] ખાઇ પી જવું

**Lapidary** *s*

cutter & polisher of precious stones હીરાઘસનાર, રત્ન પરિષ્કારm;2 a dealer in precious stones ઝ-વેરીm. a. પથરનું-સંબંધી; 2 ઝવાહીર ઘસવા-ખોદવા-ઓપવાનું.

**Lapse** s. [*L. lapsus, Sans. lamhb* to slide down] A gradual falling પડતા જવું તે, ધીમે ધીમે લપસવું તે, સ્ખલનn, સરણn; as, a l into indolence આળસમા પડતા જવું; 2 unobserved progress (of time a stream &c.) વ્હેવું, જવું, ગતિf, વહનn; 3 a slip દોષm, ચૂકf. vi પડતા-જતા-આવતાં જવું,2 દોષમા પ-ડવું,ચૂકવું,દોષ ક.; 3 to fall or pass from one proprietor to another (હરકોઇ બીજા)-નુ થવું-ની માલકી વળ-ગવી,ડબી જવું,ડૂલ થવું,as,the money will l.to Govt નાણા સરકારમા ડૂલ થશે.

**Lap-wing** s. [*AS lepewinc*]ટીટો-ડું n-ડીf, ટિટ્ટિભm.

**Larboard** s [*Dut. laager* lower and *bord* side] The left-hand side of a ship ડાબુ બુડદુ-બોરદુ.

**Larceny** s [*Fr. larcin*, from *L. latro* a robber]Theft ચોરીf,સ્તેયn

**Lard** s. [*Fr.,L. lardum*] ડુક્કરની ચરબી.vt.ઉપર ડુક્કરની ચરબી ચોપડવી-લગાવવી.

Larder s. માંસ વિગેરે રસોઈનો સા-માન રાખવાની ઓરડી,સાતરાની ઓરડી.

**Large** a. [*Fr., L largus*]Extensive મ્હોટું,વિશાળ,બહોળું,વિસ્તીર્ણ, 2 abundant (a)(quantity)ઘણું,બહુ, બ્હોળુ,પુષ્કળ, (b)(number) મ્હોટું; 3 huge (a) (animals)મ્હોટું, લાંબુ પ્હોળુ, અડાબીડ, કદાવર, પઢીઅલ, (b) (things) અજગરાળ, અડાબીડ, 4 comprehensive (mind) બ્હોળુ, વિશાળ,વ્યાપક,બહુલ;5noble(heart) મ્હોટું, ઉદાર, At l. (a) છૂટાં, મોક-ળા, મોકળે, (b) વિસ્તારથી, સવિસ્તર, વિસ્તારીને.

Large-hearted a. મ્હોટા મન-આ-ત્માનુ, ઉદાર, મહાત્મા, મહાશય.

**Largess** s. [*Fr largesse*, from *L. largior* I give bountifully] બ-ક્ષીસf, ઇનામm,ભેટf,દાનn.

**Lark** s. [*AS. laferc*] એક ઊંચું ઉડ-નારું સુકંઠ પક્ષી

**Larva** s. [*L.* from *lar* a tutelary deity]A grub કામળીઓm,કામળી-આની જાતનો કીડો, ચેળf.

**Larynx** s. [*Gr.*] નરડીf, ઘાંટીf, કંઠે-ન્દ્રિયf, કંઠસ્થાનn.

**Lascivious** a [*L. lascivus* from *Sans. las* to play amorously] Lewd (pers.) કામી,કામાતુર,લંપટ, શીલપટ, (things) કામાતુર, વિષય-કામ બુદ્ધિનું, (in comp.) કામ.

**Lash** s [*Ger. lasche* a bit of leather]The thong of a whip (ચાબ-ખની) સાટf,દોરીf, તાતf,2 a stroke with a whip ફટકોm, સપાટોm, સાટકોm, ડોરડોm, ચાબખf, સોટીf, 3 a stroke of satire ટચકોm, તાણોm, ચરકોm, ડોકm, ચાબખોm, સપાટોm, as, it was a l. at his vanity એ તેની પતરાજી ઉપર ચટકો માર્યો. vt.(ચાબખ-સોટીએ વતી)મારવું, ઝપેટવુ, ફટકા મારવા, 2-ઉપર ટચકા-ડોક મારવા, ચાબખો લગાવવો-સપાટો ક., 3 to fasten with a rope દોરડે બાધવું, કસીને બાધવું, સીકડવું,જકડવું. vi. at-ને ચાબખ લગાવવી, સોટી ચમ-કાવવી, 2 (out) to kick out લાત ઝાડવી; 3(out)to become unruly બિફરવું, મર્યાદા મૂકવી, ફાટવું.

**Lass** s [from *laddes* the old fem. of *lad*] A girl પોરીf, છોકરીf.

**Lassitude** s. [See Languish] શ-રીર લૂલું-ઢગલો-ગાસડી થઇ જવું તે,લૂલા-નિર્ગતપણુંn, સુસ્તીf, મંદપણુંn, શિથિ-લતાf, ગ્લાનિf.

**Lasso** s [*Fr. laisse*] (ઘોડા વિગેરેને પકડવાનો) ફાંદોm, ફાંદાનુ દોરડુ

**Last** a. [contr. from latest, *AS. latemost*] Coming after all the others in a series છેલ્લું, છેવટનુ, છેલછેલ્લુ ,અંત્ય; 2 next before the present ગયુ ,પાછલુ ,ગુદસ્ત, 3 lowest છેલ્લુ ,સહુથી હેઠુ -નીચુ; 4 most unlikely ઘણું જ અસંભવિત, નવ્વાણું વસા ન કરે એવુ , નવ્વાણું વસા નહી એવુ ; as, he is the l person to do it તે નવ્વાણું વસા એમ કરે એવો નથી, 5 utmost ઘણામાં ઘણું, as, ". .principles of the l. importance"ઘણામાં ઘણાં અગત્યનાં પ્રમાણો. ad The last time છેલ્લાં, ગઇવેળા; as, when you l. met him તમે ગઇ વેળા તેને મળ્યા તે વખત; 2 finally છેલ્લાં, આખર, છેવટ, At l. અંતે, છેવટે,આખરે; On one's l. legs જાન રામ પોકારતુ, To the l. આખર છેવટ સુધી.

Lasting a. આખર સુધી-હમેશ પહો-ચે-મુદત રહે-ચાલે એવુ , નઘુનુ , સ્થિર.

Lastly ad. In conclusion છેવટુ, 2 at last છેવટ, અંતે, આખર.

**Last** vi. [*AS. læstan* to follow or perform, from *last* footstep]રહે-વું, ચાલવું, પોહોચવુ , નીભવું, ટકવુ. s. (of a shoemaker) કાલબૂતn. vt.-નો કાલબૂત ઉપર ઘાટ કાઢવો,-ના કાલબૂત ઘાલવુ .

**Latch** s. [*Fr. lace* a string](બાર-ણાની) આગળીf, અડગળીf, કડુn,ઉલા-ળો-m. vt.-એ-ને આગળી દેવી.

Latchet s. પગના જોડે બાંધવાની -જોડાની દોરી.

**Late** a. [*AS. lat, Icel. latr* slow] After the usual &c time મોડું, અસુર, મોડુ આવેલુ-બેઠેલું, as, a l riser મોડો ઉઠનાર; 2 far advanced towards the close છેક ઊતરતું-નમતુ-પાછલુ -ઉત્તર; as, a l. period of life છેક ઉત્તર વય; 3 deceased મરનાર, મરહુમ, મૈયત, સ્વર્ગવાશી, કે જે હાલ મરી ગયું છે તેવુ ; 4 out of office-માજી, આગલુ;as, the l.Mamalatdar માજી મામલતદાર; 5 recent હમણાનું, તાજુ , હાલનુ , હાલ -હમણાં-થોડા કાળ-દહાડા ઉપર થ-એલુ -બનેલુ ; as, the l. fire થોડા દહાડા ઉપર થએલી આગ. ad. મોડા, મોડુ , અસુર-અતિકાળ કરીને, વાર લ-ગાડીને; 2 (See Lately), 3 મોડા લગી-સુધી, મોડી વખત સુધી; as, to sit up l. at night રાતે મોડા લગી જાગવુ , of l. હાલમા, હમણા, હમણા તમણા, થોડા દહાડા થયાં

Lately ad થોડા દહાડા ઉપર-થયા.

Later a. પછીનુ, પાછળનું

Latter a. (opposed to former) પાછલું, પાછળનુ, ઉત્તર; 2 the last of two mentioned ( કહેલામાનુ ) બીજુ , બીજુ -પછી કહેલું-ગણાવેલું 3 modern પાછલુ, અર્વાચીન.

**Latent** a [*L. lateo* I lurk]Secret માંહે-અંદર-મનમાનુ,માલમ નહી પડતું, અન્તર્ગત, ગુપ્ત, અદૃશ્ય, અપ્રગટ; L. heat (See Heat).

**Lateral** a. [*Fr.*, from *L. latus* a side]Pertaining &c. to the side

બાજુ પાસા પાસર નુ ઉપરનુ પાસ્વ પાર્શ્વિક

**Lath** *s* [*Fr Dut latte*] (છાપરે જડવાના) પકવાસામાનો એક પ વાસો *m* જ્યોવાઈડ*n* 2 (nailed to studs) એન્તાન્ને પકવાસો ચીપ જ ચી

**Lathe** *s* [*W llathrn* to make smooth] (ખરાદીનો) સ ધા ટેm ચ રખમ*m*, ખરા *f*

**Lather** *vt* [*AS ledhrian* to anoint] એ-ઉપર સાબુનું ફીણુ ચોપ વુન્લ u-ઉ *vi* ઉપર ફીણુ થવુ-આઝ્ડું *s* (સાબુનુ ધોવાના શરીર ઉપરનુ) ફીણ*n*

**Latin** *a* [from *Latium* a country in Italy] લાતિન-અસ ના રોમન લો-કનુ-સ બધી 2 લાતિન ભાષાનુ *s* મા રસમનો રહેનારો, 2 લાતિન ભાષા*f*

**Latitude** *s* [*Fr* from *latus* broad] Breadth પોહોળાઈ*f* પોહોળાણ*n* ચો ઘ*f* ચો ઘ*m* 2 room છૂટ*f* માગ*m*, મોકળાસ*f* 3 laxity છૂટ*f* સ્વત ત્રતા*f* નિબધનતા*f* મનમુખ્ત્યારી *f* 4 amplitude વિસ્તાર*m* as to treat of a subject in its full l કોઈ વિષય પૂરા વિસ્તારથી ચાલવવો 5 (astron ) આકાશમાના કોઈ ગ્રહનુ ક્રાંતિ વૃત્તથી અતર ટારમ વિમ*m* 6 (geog) વિષુવ વૃત્તથી કોઈ સ્થાનું અ તર અ ક્ષાશ*m* અક્ષ*m* A degree of l અક્ષાશ*m* A parallel of l અક્ષવૃત્ત*n*

LATITUDINAL *a* અક્ષાશ સબધી અ ક્ષાશની દિશાએ ઉપર નીચેનુ

LATITUDINARIAN *a* (pers ) (ધમ વિગેરે વાતમા) મનમુખ્ત્યાર ચાલનાર તથા વિચાર ધરાવનારુ, અમયા વિચા રનુ સ્વેચ્છાચારી સ્વચ્છંદી સ્વતંત્ર મતી સ્વરાગાનુગામી; 2 (opinion doctrines &c ) મનમુખાર અનદ્ સ્વતત્ર, સ્વૈચ્છિક અમવાદ *s* (See the *a*. l)

LATITUDINARIANISM *s* મનમુખ્ત્યારી પણું*n*, (ધર્મમત વિષે) વિચાર સ્વાત ત્ર્ય *n* 2 સ્વૈરછંદ*n* (See *a* l)

**Latrine** *s* [*L lavo* I wash] ખૂનર ઘર*f* પિશાબખાનુ*n* ચ ડાસ*n* હાજતખાનુ

**Latter** *a* (See under late)

**Lattice** *s* [*Fr lattis* akin to lath] (લાકડા-ઢાની જાળી વિગેરેની) જાળી *f* *vt* ને જાળીનો આકાર ક મા જાળી પાડવી 2-ને જાળી મૂકવી *s*

**Laud** *s* [*L laudo* I praise] ઉછેર સ્તુતિ*f* 2 વખાણ *npl* સ્તુતિ ગાન*n* ગુણકીર્તન*n* *vt* વખાણવુ ની સ્તુતિ પ્ર શસા *s* ના ગુણ ગાવા

LAUDABLE *a* (actv) &c વખાણવા જેવુ-લાયક સ્તુતિ-તારીફ પ્રશસા યો ગ્ય પાત્ર

LAUDATION *s* વખાણ*n* સ્તુતિ*f* પ્ર શસા*f* તારીફ*f*

LAUDATORY *a* વખાણુ &c સ્વાદુ જેમા વખાણ કરેલા છે એવુ વખાણ કરવાની તરેહનુ (in comp ) સ્તવન પ્રશસાત્મક *s* જેમા સ્તુતિ કરેલી છે એવુ કાવ્ય સ્તોત્ર*n*

**Laudanum** *s* [*Fr*] અફીણનો અરક અફીણનો અ શ જેમા છે એવો અરક

**Laugh** *vi* [*AS hlehhan*] હસવુ દાત કાઢવા To l at હસી કાઢવુ ની હાસી મજાક ? (fig ) (a year a garden &c ) હસી રૂખીથી રહેવુ To l in the sleeves ગાલમા મુ છમા મનમા હસવુ *vt* (out of) (કોઈ) ને હસી કાઢીને તેની પાસે મૂકાવી દેવુ To l to scorn મ શ્કરી તિરસ્કાર *s* *s* હસવુ A horse laugh *s* અટ્ટહાસ

LAUGHABLE *a*. હસામણુ હસવુ આવે એવુ હાસ્યકારક-જનક

LAUGHING-STOCK *s* જેથી હસવુ આવે એવુ હાંસી કરવા જેવુ કઈ એવડુ બનનાર ; ચેષ્ટાસ્પદ *n*

LAUGHTER *s* હસવુ*n* હાસ્ય*n* હસુ*n*

**Launch** *vt* [*Fr lancer It lancio* I throw] (a ship) હંકવુ ઝોકાવવુ 2 to end forth હડસેલી મૂકવુ રખડતું-આમ તેમ મૂકવુ અપકાતી પાડવુ as to l one on the world કોઈને સસારમા અપકાતો મૂકવો 3 to throw (a dart &c ) મારવુ ફેંકવુ *vi* (*k*) મેદાન પડી જવુ *s* (See verb) ધકેલણી*f* ધકેલો*m* હડસેલો *m* 2 એક જાતની હોડી

**Laundress** *s* [*Fr lavandiere* from *lavo* I wash] ધોબણ *f* લૂ ગ ધોનારી*f*

LAUNDRY *s* લૂગ ડ ધોવાની ઓરડી *f*

**Laurel** *s* [*Sp L laurus*] *s* કપૂર વિગેરેના ઝા ની જાતનું એક ઝા ડ L cassia-cinnamomum તજનુ ઝાડ 2 વારદનો મુગટ 3 આબરૂ *f* કીર્તિ નામના

LAUREATE *a*. વારદ ઓપેલું; Poet L. રાજકવિ*m*

**Lava** *s* [*It* from *L lavo* I wash] (બળતા ) પાહાડનો જ્વાળામુખી રસ લાવા*m* *l*

**Lavatory** *s* [*L lavo* I wash] ના હવાની ઓરડી સ્નાનગૃહ*n* 2 રોગવાળા અગને ધોવુ તે તેના અંગ ઉપર પ્રવાહી દવા મૂકવી તે

**Laver** *s* [*L lavo* I wash] ધોવાનું વાસણ પ્રક્ષાલન પાત્ર*n* કુડી*f*

**Lavender** *s* [See Lave] એ નામનો એક વિલાયતી છોડ લાવે ર *m*

**Lavish** *a* [*Fr lever L levo* I raise] Bestowing profusely (praise censure &c) બહુ *r*-અતીસે વગર વિચાર વિવેક વગર (કઈ) કરનાર-આપનાર દેનાર છૂટે હાથે આપનાર વેરનાર 2 (of money) (પૈસા ) ઉડાવનાર ખ્યાલ ઉડાઉ ફોરી-અનીતિથી ખરચ કર નાર 3 profuse (stores &c ) મોકળે છૂટે હાથે મફતડે વાપરવા જેટલુ અતી સે *vt* -નો રેડ રેડવો નો વરસાદ વર સાવવો 2 ઉ ડાવવુ ખૂબ ખરચવુ ઉડાડવુ *s*

**Law** *s* [*AS lagu* from the root of *lie* or *lay*] A rule of conduct (વરતવાનુ) ધોરણ ધારો*m* નીમ*m*, નિયમ*m* as this shall be thy l in future હવે તારે એ નિયમ પ્રમાણે ચાલવુ 2 order or edict હુકમ*m* હુકમ *m* 3 the appointed rules of a community કાનુન*m* કાય દા *mpl* as according to l કાયદા પ્રમાણે 4 (of nature) નિયમ*m* ધારો*m* *s* pro pension બુદ્ધિ*f* as the l of self preservation આત્મ સંર ક્ષણ બુદ્ધિ *f* 6 the rule of action as obligatory on the conscience નીતિ*f* ધર્મ*m* ફરજ*f* 7 rule of science or art નિયમ*m* ધારો*m* 8 (See Litigation) To go to l કોરટે જવુ *s*. મા ની 9 legal science કાયદા*mpl* ધર્મશાસ્ત્ર (ધારાશાસ્ત્ર) as to study l કાયદાનો અભ્યાસ *s* L by l કે પે ટા નિયમ*m*-ધારો*m*, શિરસ્તો*m* Civil l (a) કોઈ દેશને અનુકૂળ પ તા કોઈ મૂળ અસલના રોમન લોકનો કાયદો (b) દિવાની કાયદો*m* Common l પરા પૂર્વથી ચાલી આવેલો દેશ રીતિ ધારો*m*-શિરસ્તો*m* Criminal l ફોજદારી કાયદો*m*

LAW ABIDING *a* કાયદા પ્રમાણે ચાલનાર, કાયદો માનનાર

LAWFUL *a.* Agreeable to law કાયદેસર, વ્યવહાર શાસ્ત્રાનુસાર, શાસ્ત્ર વિહિત, વિધિ યુક્ત; 2 competent યોગ્ય, નિર્દોષ, નિર્બાધ; 3 rightful ખરેખર, કાયદેસર, વાસ્તવિક, ખરો હક ધરાવનાર; as, a l owner ખરે-ખરો-કાયદાસીર માલિક.

LAW-GIVER. LAW-MAKER *s.* શાસ્ત્રકાર, કાયદા બનાવનાર-રચનાર-કરનાર.

LAW-LESS *a.* (pers.) ધર્મ-નીતિ. મૂકીને ચાલનાર, અધર્મી, બેકેદ, નીતિભ્રષ્ટ; 2 (deed,claim) કાયદા વિરૂદ્ધ-થી ઉલટું, મનસ્વી.

LAW-SUIT *s.* દાવો*m*, ફરિયાદી*f*, મુકદ્દમો*m*.

LAWYER *s.* One versed in laws કાયદા જાણનાર, વ્યવહાર શાસ્ત્રવેત્તા, લ્હાયર; 2 a practitioner of laws વકીલ*m*,ધારાનો હીમાયતી,બારીસ્ટર*m*.

**Lawn** *s.* [*W. llan* an open place] An open space between woods રાન-ઝાડનાં વન વચ્ચેની ખુલ્લી ઝાડ વિનાની જગો-મેદાન*n*, પાધર*n*; 2 grassy ground બંગલાની સામા અથવા આસપાસનું ઘાસનું પાધર, 3 એક જાતનું ઝીણું રાણું કપડું.

**Lax** *a.* [*L. laxus*] Flabby (flesh) ઢીલું, ઝૂલી-લબડી ગએલું, પોચુ, લબડેલું, શિથિલ; 2 slack (a cord)ઝૂલ-ઢીલ પડી ગએલું;3 not firmly united (as sand &c.) બગરૂ; 4 not strict (moral principles) આમો બોલે-ચાલે ને આમો બોલે-ચાલે એવું, ધડા-ઢંગ વગરનું; 5 loose (bowels) મૂકાય-છૂટી ગએલું,બંધારણ તૂટી ગએલું.

LAXATIVE *a.* કોઠો મૂકાય-નરમ-સુલાયમ થાય એવું, રેચક, સુખરેચક *s.* રેચક-સારક ઓસડ*n*, રેચ*m*, સુખરેચ*m*.

LAXITY *s.* ઝૂલ*f*, ઝોલ*f*, ઢીલ*f*, 2 બગરાપણું*n*; 3 want of precision (style, reasoning) શિથિલતા*f*,ગોળ ગોળપણું*n*,ઢીલાઈ*f*, ઢીલા-પોચાપણું*n*; 4 બેદરકાર પણું*n*, ધડા વગરના હોવું તે; 5 મૂકાએલા હોવું તે,6 dissoluteness અનાચાર*m*, અનાચારીપણું*n*, સ્વછંદીપણું*n*.

**Lay** *vt.* [*AS. lecgan* from *ligan* to lie] To put down મૂકવું, 2 to keep down (as dust) બેસાડવું, બેસાડી દેવું; 3 (a foundation) નાખવું,સ્થાપવું; 4 to beat down સુવાડી દેવું,-થી પડી-સૂઇ જવું; as, "the wind lays the grain" પવનના સપાટાથી કરસણ-તરૂ સૂઇ જાય છે; 5 to place in order મૂકવું, ગોઠવવું, ગોઠવીને મૂકવું; as, "to l. the covers on a table" ટેબલ ઉપર ખાનાને માટે રકાબી-વાસણ મૂકવાં; 6 to prepare (a snare, plan &c.) રચવું, ઘડવું; 7 to spread on the surface (a plaster &c.) લગાવવું, દેવું, 8 to calm (lit. and fig.) સમાવવુ, નરમ-ટહાડુ પાડવું,-થી સમતું-શાંત થવું,9 to cause to disappear (a ghost, spirit) કહાડવું; 10 to stake-ની હોડ-શરત બકવી-ક.,-નું પણ મૂકવું; 11 (eggs) મૂકવુ, 12 to apply અડકાડવું, લગાવવું; as, to l. hands on a thing કશાને હાથ લગાડવો; 13 to impose (a tax) મૂકવુ, નાંખવું, બેસાડવું; (a burden, suffering &c.) નાંખવું,-નો ભાર-શિક્ષા નાખવી; 14 to charge, to impute-નો બટ્ટો-તહોમ્મત-આરોપ મૂકવો-ચઢાવવો, 15 (Law) to state બતાવવું, કહેવું; as, to l. damages નુકસાન (શુ થયુ છે તે) બતાવવું; To l. aside આઘું-કોરે-બાજુએ-પડતુ મૂકવું, કાઢી નાખવું, મૂકી દેવું; To l. before મ્હો આગળ મૂકવું, રજુ-જાહેર ક., બતાવવું, To l. by (a) મૂકી ઢાંકવું, બચાવી રાખવું, સંઘરી રાખવું, સંઘરવુ; (b) (clothes) ઉતારવું,ઉતારી મૂકવું; To l. down સોંપી દેવું,હાજર ક (જાન), (b) છોડી-મૂકી દેવું (નોકરી), (c) (arms) આપી-હવાલે કરી દેવું, તાબે થઇ જવું; (d) (as a proposition) પ્રતિપાદન ક, સ્થાપવું;(e) to delineate on paper કાઢવું, આલેખવું, (f) to stake as a pledge આડમાં-હડપમાં મૂકવું;To lay hands on ને હાથ આવવું,પકડી લેવું,લૂટી લેવું; To l. heads together અકેકનો વિચાર લેવો, મશ્વરત ક.; To l. hold of-on પકડવું, ઝાલવું, પકડી લેવું; To l. in સંઘરી મૂકવું, ભરી રાખવું, (g) as a claim દાખલ ક., કરવો; To l. on ભેરવી દેવું-મારવું; 2 (નળ વગેરે) મૂકવું; To l one's self down સૂઇ જવું, આરામ લેવો; To l. open ખુલ્લું ક, ઉઘાડું-ઉઘાડુ-પ્રગટ-જાહેર પાડવું; To l. over ચઢાવવું (ઢોળ-પડ); To lay out (a) ખરચવું; (b) (a garden) કરવું, બનાવવું, (c) (as a corpse) સ્મશાનના સુજરાં પટે ઠીકઠાક સુવાડવું, To l. to heart હૈયામા રાખી મૂકવું, દિલે પાકી ક.; (b) ને હાડોહાડ લાગવું; To l. one's charge ઉપર આરોપ-તહો. મૂકવું; To l. siege to ને ઘેરો ઘાલ To l. under an obligation ઉપકાર ક.; To l up (a) ભરી-સંઘરી રાખવું,-નો સંચય ક., (b) પથારી-ખાટલા વશ ક.,-થી ખાટલે પડવું-બેસી રહેવું; To l. waste ઉજ્જડ-પાયમાલ

LAYER *s.* A stratum (of the earth)પડ*n*,(of clay, bricks) *n*, (of a plant) ચાપ*f*.

**Lay** *s.* [*AS. ley* from *W. lla* melody] A song ગાવાનું*n*,ગાવું (ગાવાની) ચીઝ*f*, ગીત*n*, 2(of a minstrel) કવિત*n*, કવિતા*f*.

**Lay** *a.*[*Gr. laos* the people](pers.) પાદરી નહી એવું,પાદરી સિવાયના સાધારણ લોકમાનું, સંસારી; (among Parsis) બેદીનનું.

LAIC, LAICAL *a.* સંસારી, સંસારી અજ્ઞાન લોકનું. *s.* (See Layman).

LAITY *s.* પાદરીઓ સિવાયના-સંસારી લોક*mpl* 2 (અમુક ધંધાની બહારના) સાધારણ લોક.

LAYMAN *s* પાદરી નહીં એવું માણસ સંસારી લોકમાંનું એક, સંસારી ધંધાની બહારનું માણસ.

**Lazar** *s* [from *Lazarus* the leprous beggar of the parable] (ગળત કહોડ-પિત્ત વિગેરેના જેવા ચેપી) મહા વ્યાધિ ગ્રસ્ત માણસ,પીડી. ઊ, કોહડીઉ*n*, ગળતકુંઠી

LAZAR-HOUSE, LAZARETTO *s.* પીતીઆ વિગેરે ચેપવાળા રોગવાળાઓની ઈસ્પિતાલ-દવાખાનું.

**Lazy** *a.* [*Ger. lass* weary]Averse to labour (pers. એદી, હાડકાં હાડકાનું એદી-ચોર-આળસુ; 2 moving slowly(pers.) animals,th પગે ધીમું, સુસ્ત, મંદ, ચાલવા-ફરવામા ધીમું, મંદગતિનું.

**Lea, Lay, Ley** *s.* [*AS. leah*, a field] ઘાસની જગ્યા જે કેત ઢોર એવી જગો, (પડતલ)ચરા ગરૂ, બીડ*n*.

**Lead** *s* [*AS.*]સીસું; 2 a plummet (ખલાસીનો) ગરમ*m*, ... sheets for roofs(છાપરે ...) પતરાં*npl*; 4 છાપવામાં ...

જ્યા રાખવા મૂકવાના સીસાના કકડા ૭ સીસાપેનમા સીસાની સળી 6 સીસાના પતરાથી ઢાંકેલુ ચપટુ છાપરુ ધાતુ Red l સિંદૂર *vt* ઉપર સીસુ ચડાવવુ 2 ઉપર પત્રા જડવા 3 વચમા ધાતુ મૂકી જગા વધારે રાખવી

LEADEN *a* સીસાનુ સીસાના રંગનુ ઝાંખુ ભારે સુસ્ત

LEAD-PENCIL *s* સીસાપેન

**Lead** *vt* [*AS lædan*]To guide by the hand દોરવુ દોરી લઇ જવુ હાથ પકડીને તેડી જવુ-લાવવુ 2 (in army) -ના સરદાર-આગેવાન થઇ લઇ જવુ દોરવુ લઇ જવુ-ની પાસે રહીને કરાવવુ 3 to bring *to* by guidance or influence લાવી-આણી મૂકવુ આગળ થઇ કરાવવુ ઉતારવુ થી ઊતરાવુ-થી થવુ પ્રાપ્તિ થવી as Self examination leads us to a knowledge of ourselves આત્મપરીક્ષાથી આત્મજ્ઞાન ઉપર ઊતરાય છે 4 to induce *to* allure-થી ખેંચાઇ જવુ થી મન-બુદ્ધિ થવી પ્રવર્તાવવુ થી લોભાવુ લલચાવુ as ambition led him to commit sins દોલતથી તેને પાપ કરવાની બુદ્ધિ થઇ 5 to pass (life days) કહાડવુ ગાળવુ ગુજારવુ To l a tray આગે ચોરો રસ્તો બનાવવો આડે રસ્તે ચગાવવુ ભોળવવુ ભુલાવવુ ભમાડવુ To l captive કેદ પકડી જવુ To l the way આગળ ચાલીને રસ્તો વાટ માર્ગ દેખાડવો કરી-ચાલી બતાવવુ આગળ કરવી *vi* (આગળ આગળ ચાલીને કે સરદાર-આગેવાન થઇને) તેડી-લેઇ જવુ 2 પહેલ કરવું કરવાનો અધિકાર પદ હોવુ (b)સરદાર-આગેવાન-નાયકનુ પદ હોવુ 3-થી રસ્તો જવો -નો માર્ગ હોવો -ની પરથી ઊતરાવું-શીખાવું પમાવું as "gaming leads to other vices જુગટા ઊપરથી બીજા દુર્ગુણ શીખાય છે *s* આગેવાની/ સરદારી/ નાયકી/ To take the l આગેવાન થવું

LEADER *s* See verb one who goes first સહુથી આગળ રહેનાર-ચાલનાર અગ્રેસર 2 a commander સરદાર*m* આગેવાન સેનાપતિ*f* નાયક*m* 3 a chief (of a party &c) તડવાળો આગેવાન મુખ્ય નેતા*m* મહેતર*m* 4 a leading article વર્તમાન પત્રમા મુખ્ય આરંભિક લખાણ 5 ઘોડાની ચોકડીમા આગળ જોડેલા ઘોડા

LEADER SHIP *s* આગેવાની/ સરદારી/નાયકપણું

LEADING *a* મ્હોટામા મ્હોટું મુખ્ય ધોરી પ્રધાન A l question પ્રધાન આપીને ગ્રહેવો સૂચક સવાલ ( See Question)

LEADING STRINGS *s* બાળક છોકરાને ચાલતા શીખવતી વખતે પકડવાની દોરી પાગળા દોરી To be in l અપંગ પરવશ પરાધીન પરનીત હોવુ

**Leaf** *s* [ *AS* ] (of a tree or plant) પાતરૂ*n* પાંદડુ*n* પાન*n*, પર્ણ*n* 2 (of reeds sugar-canes &c ) પાતરી/ 3 (of flowers) પાખ*f* પાંદડી/ 4 (of a book) પાતુ*n* પત્ર*n* to take a l out of any one s book કોઇને અનુસરવા માં નું અનુસરવુ 5 thin plates (of gold silver) વરખ*n* 6 (of a folding door or table of a mill) પડ*n* *vi* નવા પાતરા આવવા, પલ્લવિત થવુ પાંગરવુ

LEAFLESS *a* પાતરા વિનાનુ બોડુ (ઝાડ)

LEAFLET *s* નાનુ પાતરૂ પાંદડી/ લઘુ-અલ્પપત્ર*n* 2 નાનુ પાનુ ચોપાનીઉં*n* પાનીઉં*n*

LEAFY *a* પાત્રા પાત્રાવાળુ પલ્લમય

**League** *s* [*Fr ligue* from *L ligo* I bind] A union (a) (between persons) એક્કો એકસંપ/ સંપ*m* ઐક્ય*n* (b) ( between princes or States) રાજ્યૈક્ય*n*, પ્રજૈક્ય offensive l હમલે ઐક્ય*n* Defensive l રક્ષણૈક્ય*n* A wicked l ચોરૈક્ય*n* *vi* એકો &c *s* એકઠુ તેગાડ એકસંપ *s*

**League** *s* [*Gael leac* a *llech* a flat stone] ત્રણ માઇલ*m pl* કોસ આઉંસ*m*, કોસ*m*

**Leak** *s* [*Dut leck*] A hole in a vessel ગાબડુ*n* To spring a l ગાબડુ પડવુ 2 a crack તડ/ ચિરફાટ/ ફાટ/ ગાળું*n* 3 the oozing out of a liquid ગળવુ ચૂવુ તે ઝરણ*n* *vi* (વહાણ) મા પાણી ભરાવું 2 (વાસણ) ગળવુ ચૂવુ ઝરવુ To l out (from secrecy) બહાર પડવુ ફૂટવુ

LEAKAGE *s* Quantity of liquid entering or issuing through a leak ભરાએલું ગળી ગએલુ ઝરેલું (પાણી વિગેરે) ઝરણ*n*, ગળાણ*n* 2 ઝરવા ચૂઇ જવાથી થતા નુકસાનનો અવેજ ગળવાની નુકસાની

LEAKY *a* ગાબડુ-તડ પડ્યું ગળતું ચૂતુ ગળતું 2apt to disclose secrets છાની વાત પેટમા ન રાખી શકે તેવુ બ બ્રહ્મ, છાબડા પેટનુ

**Lean** *vi* [*AS hlinan* allied to *L clino* I bend]To deviate from a perpendicular position(a house column &c) ઢળવુ વાંકા થવુ નમવુ ઝોકાવો 2 to incline in opinion or inclination નુ વલણ ઝોક રૂખ હોવી as to L to the side of virtue સદાચરણની ગમ રૂખ હોવી 3 to bend વાંકા વળવુ ઝઝુમાવુ as to l out at a window બારી બહાર ઝઝુમાવુ 4 to depend for support &c વળગી-આશ્રય પકડી રહેવુ as India must l on England હિંદુસ્તાને ઈંગ્લાંડને વળગી રહ્યા વગર છૂટકો નથી 5 to rest on અઠેલવુ અઢિંગવુ ઓઢિંગવુ ઓઢિંગવું દેવુ અઠેલી-અઢિંગાવીને ઊભા રહેવુ-બેસવુ as 'The captain was leaning against the binnacle વહાણનો નાખુદા હોકાયંત્રની પેટીને અઠેલીને ઊભો હતો

**Lean** *a* [ *AS læne* allied to *L lenis* soft] (pers animal)પાતળુ સુકકુ એકવડુ કૃશ શરીરનુ ઝાવળુ શુષ્ક 2 (meat) ચરબી વિનાનુ *s* ચરબી વિનાનુ રાતું માંસ

**Leap** *vi* [*AS hleapan*] To jump છલગ ફલંગ કુદકો ઠેકડો ભુસકો મારવો ઝંપલાવું,છલંગ કુદકો મારી ચઢી બેસવુ as to l upon a horse છલંગ મારી ઘોડા ઉપર ચઢી બેસવુ To l over -ની ઓળંગી જવુ 2 to spring suddenly કુદી પડવુ as to l off a horse ઘોડા પરથી કુદી પડવુ 3 to manifest joy (as the heart) હૈયું આવવુ ઉછળવુ *vt* કુદવું ઓળંગવુ કુદી-ઓળંગી જવુ 2 to cause to leap કુદાવવુ 3 to cover ઉપર (મૈથુન વાસ્તે) ચઢવુ-(પશુઓને વિશે આ શબ્દ વપરાય છે) *s* છલંગ &c. મારવી તે છલંગ/ ફલંગ/ કુદકો*m* કુદકારો*m* ઠેકડો*m* ભૂસકો*m*

LEAP-YEAR *s* દર ચોથુ વર્ષ જે વર્ષમા ફેબ્રુઆરીના ૨૯ દાહડા ૧ હોવાથી વર્ષના ૩૬૬ દાહડા હોય છે તે વર્ષ

**Learn** *vt* [*AS leornian*] To acquire by study શીખવુ ભણવું તૈયાર કરવું-નો અભ્યાસ *s* To l by heart મોઢે પાડે *s* 2 to become informed of વસ્તુ સાંભળવુ -ના જાણવાનુ-સાંભળવામાં આવવુ *vi* (See *vt* l) 2 (*of*) to take pattern of (કોઇ)-નાથી શીખવુ -નો દાખલો લેઇ લઇ શીખવુ

LEARNED *a.* (pers.) વિદ્વાન, વિદ્વત્, આલિમ; A l. man પંડિત*m*, વિદ્વજ્જન; 2(in) versed(pers.)જાણના-ર,જાણુ,હોશિયાર,કુશળ,સુજાણુ, પ્રવીણ, વાકેફ; 3 (book) વિદ્વત્તાવાળું, પાંડિત્યનું-નુ ભરેલુ

LEARNING *s.* Literature વિદ્યા*f*, જ્ઞાન*n*, 2 knowledge of science and literature વિદ્વત્તા*f*, પાંડિત્ય*n*; as, to show one's l પોતાની વિદ્વત્તા બતાવવી.

**Lease** *s.* [*Norm., Fr. lees* or *lez*, from *L. laxus* loose] A letting for a term of years at a fixed rent(a)(of houses)મુદત બાંધી ભાડે-કિરાયે-પટે આપવું તે; (b) (of lands) મુદત બાંધી પટે-ગણોતે-સાથે આપવું તે, 2 the contract for such letting મુદત બાંધી ભાડે-ગણોતે આપવા બાબત ઘર જમીનના ધણીએ આપેલો લેખ-દસ્તાવેજ*m*, પટો*m*, ગણવત*n* *vt.* મુદત બાંધી ભાડે-કિરાયે-ગણોતે-પટે આપવુ.

LEASE-HOLD *a.* મુદતની શરતથી ભાડે-કિરાયે-ગણોતે-પટે રાખેલુ

**Leash** *s* [*Fr. lesse*, from *L. laxa* a rope] A thong or long line for a dog કૂતરાને બાંધવાની વાધરી-વાધર*f*-દોરી*f*-સાટ*f*; 2 tierce ત્રણ*n*. *pl*,તેખણુ*n*,ત્રિકન*n*.*vt.* બાંધવુ,વાધરી-દોરીએ બાંધવું.

**Least** *a.* [*AS. last* superl of *lytel* little] Little beyond others(a) (in size)ન્હાનામાં ન્હાનુ, વધુંજ-સહુથી ન્હાનું, અલ્પલ્પ,(b) (in degree) થોડામા થોડુ, સહુથી થોડુ, જરાપણુ, લેશ,લેશ-તિલમાત્ર; The l.–in the l. જરાપણુ, લગારપણુ; At l.–at the l. -તો, આટલું-એટલુ તો, ઓછામાં ઓછુ *ad.* સહુથી થોડુ-ઓછુ

**Leather** *s.* [*AS. ledher*] Dressed skin કમાવેલા-કેળવેલાં ચામડા *a.* ચાંમડાનુ. *vt.* ઉપર ચામડુ જડવું-બેસાડવું.

LEATHER-DRESSER *s.*ચામડા કેળવનાર, ચામડીઓ*m*, ચમાર*m*.

LEATHERN *a.* ચામડાનુ.

**Leave** *s* [*AS leaf*] રજા*f*,છુટી*f*,છૂટ*f*, પરવાનગી*f*,આજ્ઞા*f*;L.of absence રજા *f*,To take l. જવું,રજા-આજ્ઞા લેવી, To beg l.રજા-આજ્ઞા માગવી *vt* To quit મૂકવું,છોડવું,-થી જૂદાં-છૂટાં રહેવું-પડવું, -થી આધાં રહેવું, 2 to forsake મૂકવું, તજવું,છોડવું,-થી ઊપટવું,-નો ત્યાગ-પરિત્યાગ ક.; as, to l. one's native country દેશ ત્યાગ ક.; 3 to suffer to remain મૂકી જવુ-આવવું, રહેવા દેવું,as, where have you left it? તમે તે ક્યા મૂકી આવ્યા?; 4(a name, legacy)મૂકી જવું; 5 to intrust આપવું, સોંપવું,આપી-સોંપી આવવું-જવું, હાથમા રહેવું; 6 to refer રહેવા દેવુ, રાખવું, સોંપવું; as, I l. it to you to decide એ નક્કી કરવાનુ તમારા ઉપર રાખુ છઉં;To be left to one's self (a)એકલા પડવુ, બાજુ-સહાય-આધાર વિનાના હોવું, (b) જેમ કરવું હોય તેમ કરવા પામવુ; To l off (a)-થી આઘાં રહેવું, છોડી-મૂકી-તજી દેવું, (કંઇ) કરતાં બંધ રહેવું, (b) પેહેરવામાંથી કહાડી નાખવુ (લુગડા), (c) કહાડી નાખવું (ઓળખાણ),To l out કહાડી નાંખવુ, રહેવા-મૂકી દેવું, પડતું મૂકવુ

LEAVINGS *s.* Remnant રહેલી નિશાની,2 refuse ટાળણુ ટોળાનુ કઈ,કચરો *m*; 3 (of food) છાંડ્યુ *n*, એઠું*n*,અછડુ *n*, બૂડું, એઠવાડ*m*

**Leaven** *s* [*Fr. lever* to raise]ખીરૂ આથવાનુ,(ખીરાનું)આખરણુ, આવણ*n*, ખમીર*n*, ખીર*n*, 2 ઘણો ફેર-ગુણાતર કરે એવી મેળવણી *vt.* આથવું (ખીરૂ), ખીરૂ ચઢે તેમ ક.;-મા મેળવણી-મિશ્રણ ક

**Lecher** *s* [old *Fr.lecheur* glutton] રંડીબાજ*m*, બહારલટો*m*,છીનાલવો*m*. *vi.* રંડીબાજીમા મગ્ન રહેવુ.

LECHEROUS *a.*લંપટ,રંડીબાજ,કામી

LECHERY *s.* રંડીબાજી*f*,બહારલટાઇ*f*.

**Lecture** *s* [*Fr.*, from *L. lego* I read] A discourse for instruction બીજાને શીખવાને માટે લખેલું લખાણ-કીધેલુ ભાષણ, વ્યાખ્યાન*n*, પાઠ *m*, પાઠ વાચન*n*, અધ્યાપન*n*; 2 a formal reproof ઠોક*m* *pl*, શિખામણ*f*, ઠપકો*m*, વચનનો માર, A curtain l.(See under Curtain). *vt.* ઠોક પાડવા-મારવા,-ને ઠપકો દેવો *vi* પાઠ કહેવો-આપવો, પાઠવાચન-અધ્યાપન ક, ભાષણ આપવું-ક.:

LECTIONARY *s* A collection of portions of Scripture to be read during divine service ઇશ્વરની ભક્તિમા વાચવાને માટે (ખ્રિસ્તિ) શાસ્ત્રમાંથી કાઢેલાં વાક્યોનો સંગ્રહ, વચનસંગ્રહ*m*

LECTURER *s.*ભાષણ-પાઠ-વ્યાખ્યાન કહેનાર-આપનાર, અધ્યાપક*m*, પાઠક*m*.

**Ledge** *s.* [*AS. licgan* to lie] A prominent row or part કઠાડુ, કરેડી*f*, પાળી*f*, કોર*f*; 2 a layer થર *m*,પડ*n*, 3 a shelf છાજલી*f*, પાટી *n*, અભરાઈ*f*.

**Ledger** *s.* [*AS. leger* from *licgan* to lie] ખાતાવહી-હી*f*, To transfer (an account)to the l. ખતવવુ,ખતવણી ક.

**Lee** *s.* [*AS. hleo* shelter] જેણી ગમનો પવન વાતો હોય તેની સામાની દિશા; The l side of a ship વહાણની જે બાજુને પવન ન લાગતો હોય તે બાજુ; Under the l. of-ના ઓથામા, જેણી ગમનો પવન વાતો હોય તેની સામાં-સામાંની ગમ.

LEE-WARD *a* જેણી ગમનો પવન વાતો હોય તેની સામાનું-તેની સામાંની દિશામાનુ *ad.* જેણી ગમનો પવન વાતો હોય તેની સામા-સામાંની દિશા તરફ-સામાં આવે એમ.

LEEWAY *s.* પવન સામી બાજુએ જવાથી પકડેલો આડકતરો માર્ગ; To make up l. નકામા ગએલા વખતનુ સાટુ વાળવું, ચટી જએલું કામ આટોપવુ

**Leech** *s* [*AS. lece* a doctor] જળો *f*, 2 a physician વૈદ*m*, દાકતર*m*. *vt.*-ની દવા-ઓસડ*n* ક.; મટાડવું, 2 જળો મૂકી લોહી એંચી કાઢવુ.

**Leek** *s* [*AS. leac*] (*Allium porrum*) ડુંગળીની જાતનો એક છોડ, (*Allium cepa*) કાંદાનો છોડ.

**Leer** *s.* [ *AS. hleor* the cheek ] આડી-ત્રાંસી-ખાડી નજર, કટાક્ષ*n*. *vi.* કટાક્ષે-આડી-ખાડી નજરે જોવું, કટાક્ષ ક., કટાક્ષથી લલચાવવું

**Lees** *s.* [*Fr. lie* from *L. limus* mud] (કસા તળે ઠરેલો) કચરો*m*,મેલ *m*,2 (of oil) કાબસ*m*,કીટો*m*,કીટુ*n*.

**Left** *a.* [*L. laevus*] ડાબું, વામ,સવ્ય, ડાબી ગમનું. *s* ડાબી બાજુ-અંગ-પાસુ *n*.

LEFT-HANDED *a.* ડબેર, ડાભોડી, 2 insincere મનમેલુ,દ્વેષી, કપટી, છળવાળુ. L. marriage રાજા કે મોટી પદવીના પુરૂષનો હલકી પદવીની સ્ત્રી જોડે વિવાહ (તેવા વિવાહની પ્રજાને વારસો કે બાપની પદવી મળે નહિ)

**Leg** *s.* [*Icel. leggr* a stalk or leg] પગ*m*,ટાંટીઓ*m*,2 (from the knee to the foot) (પગનો) નળો*m*, ટાંટીઓ*m*, To stand on one's own

**Non-essential** *s* કોઇ કામને માટે અ-વશ્ય-જરૂર-અગત્યની નહી હોય એવી વસ્તુ

**Non-existence** *s.* (See Nonentity)

**Non-juror** *s* [*-juro* I swear] ઇંગ્લાંડમા ૧૬૮૮ ની સાલમા રાજ્યની ઉથલ પાથલ થઈ હતી તે વેળાએ જેઓને ગાદી મળી હતી તેઓ અમારા રાજા છે એવું સમ ખાઈને કબૂલ ન કરનાર

**Non-pareil** *a* & *s.* [*Fr*] જેની બ-રોબરી નહી થઈ શકે તેવું-તે, અતુલ, અનુપમ, અપ્રતિમ

**Non-plus** *vt* [*-plus* more]-ને ગભ-રાટ-ગુ ચવાડામાનાખવુ,ગુ ચવવુ.*s* ઘોળ *m*,ગભરાટ*m*, ગુ ચવાડો*m*, ગુ ચવણ*f*.

**Non-resident** *a. s.* ( Landlord, clergyman &c )જે જમીનદાર-હોદ્દેદાર-અધિકારી જ્યા પોતાની જમીન-હોદ્દો-અધિકાર હોય ત્યા ન રહેતો હોય તેવો; as, many of the clergy are n ધર્માધિકારીઓમાના ઘણા જ્યાં તે-ઓનો હોદ્દો છે ત્યા રહેતા નથી.

Non-residence *s* જમીનદાર &c જ્યા &c ત્યા ન રહે તે

**Non-sense** *s.* અર્થ નથી એવી-અર્થ વ-ગરની વાત, બુદ્ધિ-અક્કલથી ઉલટી-બેવ-કુફી ભરેલી વાત,ભલીવાર વગરની વાત

Non-sensical *a* અનર્થક, નિરર્થક, અર્થહીન, અગડબગડ, ખાલી નકામુ, અયોગ્ય, મૂર્ખાઈનુ, ભલીવાર વગરનુ

**Non-suit** *vt* [*non* not & suit] વા-દીની ગફલતને લીધે અથવા તેના ગેરહા-જર રહેવાથી તેનો દાવો નહી ચાલે એવો ઠરાવ ક. *s* દાવો નહી ચાલે એવો ઠરાવ

**None** *a* & *pro* [*AS nan-ne* not & *an* one]Not one કોઈ નહી, એક પણ નહી, as, n came કોઇ આવ્યા નહી,2 not the least portion કાંઇ નહી,જરા નહી, નામ નહી, લગાર-લગા-રેક પણ નહી;as, there was n. left કાંઇ રહ્યુ નહી

Nonl-such *s* જેની બરોબરના જેની બીજી કોઇ ચીજ નથી તે,અતુલ-અનુપમ વસ્તુ

**Noodle** *s* મૂર્ખ, અનાડી, બેવકુ , બેવ-કૂફ, ટોડો*m*

**Nook** *s.* [*Scot neuk*] ખુણો*m*

**Noon, Noon-day, Noon-tide** *s.* [*L.nona*(*hora*)the ninth(hour)] બપોર*m*,મધ્યાન્હ કાળ*m*, મધ્યાન્હ*m*, દહાડાનો મધ્ય ભાગ,At n.બપોરે, બ-પોરી વખત *a.* બપોરનું, મધ્યાન્હ વે-ળાનું.

**Noose** *s* [*Ir nas* a band]સરકીઆ ગાંઠ*f*, સરકીઉ*n*, ગાળો*m*, ફાંસો*m*, સ-રકીઆ આંટી*f*. *vt* ફાસવું, ફાંસામા પ-કડવુ-આણવુ

**Nor** *conj* [*AS ne* not & or] પણ નહી,પણ નથી,અને નહિ ,as,I neither ate nor drank મે ખાધુ પણ નહી અને પીધુ પણ નહી

**Normal** *a* [*L norma* a rule]Perpendicular લમ્બ, 2 regular નિ-યમ-ધારા પ્રમાણે-નુ,નિયમિત,માનસર, મેળ-બ ધારણ-પ્રકૃતિ પ્રમાણેનું; 3 instructing in the art of teaching (a school) મહેતાજી-બાળ શિ-ક્ષકનો ધ ધો શિખવવાનુ.

**North** *s* [*AS north*] ઉત્તર દિશા*f*, ઉત્તર*f*, ઉદીચી*f* *a* Being in the north ઉત્તર દિશામા આવેલુ , ઉત્તર દિશાનું-તરફનુ ,ઉતરાદુ

North-east *s.* ઇશાન દિશા-કોણ-ખુણો

North-east, North-eastern, North-easterly *a.* ઇશાનનું, ઇ-શાન દિશા તરફનું.

North-star *s* ઉત્તર ધ્રુવનો તારો, ધ્રુ-વનો તારો

North-west *s.* વાયવ્ય દિશા-ખુણો-કોણ

North-west, North-western, North-westerly *a* વાયવ્ય દિ-શાનુ-સ બ ધી, વાયવ્ય દિશા તરફનુ.

North-wind *s* ઉત્તર દિશા તરફથી વાતો પવન-વાયુ

Northerly, Northern *a* ઉત્ત-રનુ, ઉત્તર દિશા તરફનુ-થી આવતુ,ઉત્તર સ બ ધી, ઉતરાદુ

Northing *s.* કોઇ બિ દુથી ઉત્તર તર-ફનું યામ્યોત્તર વૃત્ત ઉપર મપાતુ અ તર, 2 (n of the sun) સૂર્યનુ ઉત્તર તરફ જવુ તે, ઉત્તરાયણ*n*

Northward, Northwards *ad.* Towards the north ઉત્તર તરફ-ભણી, ઉતરાદુ.

**Nose** *s* [*AS nose*] The organ of smell નાક*n*, નાસા, નાસિકા*f*, ઘ્રાણ*n*, ઘ્રાણેન્દ્રિય*f*, 2 scent સુંઘવાની-વાસ લેવાની શક્તિ; as, the dog has a better n. than any other animal બીજા પ્રાણીઓ કરતાં કુતરાની વાસ લેવાની શક્તિ વધારે સારી હોય છે, To lead by the n. આખ મિચાવીને -આંખે પાટો બાધીને દોરવું; To be led by the n. વગર વિચારે (કોઇના) કહ્યામા રહેવું, આખ મિચીને પછવાડે ચાલવું, બેદરકારીથી જવું. To thrust one's n into-મા માથુ મારવું-ઘાલવું, -મા હાથ ઘાલવો-વચ્ચે પડવું;To blow the n. નાક નસીગવુ, લીટ કાઢવું, To put one's n out of joint-ની સાથે (કોઇને) સ્નેહ તોડવો, To turn up the n, at-ને તુચ્છ માનવું,-ને બેવકુફી ભરેલી મગરૂરી દેખાડવી,Under one's n.-ના દેખતા; Bridge of the n. નાકની દાંડી,That speaks through his n ગુ ગણુ, Having the nose cut નકટુ

Nose-bag *s* તોબરો*m*

Nose-gay *s.* ફુલનો ગુચ્છો-ઝુમખો-ગોટો-તોરો-છડી-કલગી

Nose-ring *s* નથ*f*, નથણી*f*, નાકની વાળી, ચિટલી.

Nostril *s.* નસકોરૂ*n*; cartilage of the n. નાકનો પડદો;To dilate the n. (as in anger)નસકોરા ફુલાવવા.

**Nosology** *s* [*Gr. nosos* a disease & *logos* discourse] આજાર-રોગોની જુક્તીસર રચના કરવાની વિદ્યા.

**Nostrum** *s* [*L noster* ours]બુટી*f*, જડીબુટી*f*, ગુટકાપધ*n*, વટી*f*; 2 any device proposed by a charlatan ઉંટ વૈદનો ઉપાય-પ્રયોગ

**Not** *ad.* [*AS. ne* not *wiht* anything] નહી, નથી, ના, ન; Thou lookest upon them and they are n. તુ તેઓના ઉપર નજર કરે છે એટલે તરત તેઓ નથી-નાશ પામે છે-જતા રહે છે, (the negative of છે whether in the present or the perfect tense is નથી,with other tenses ન, ના, નહી are used), as they do not come તેઓ આવતા નથી, they have not come તેઓ આવ્યા નથી, they did n. come તેઓ આવ્યા નહીં; they will n. come તેઓ આવશે નહી;મા is also used with the future in an imperative sense, as, ye shall n. come તમે આવશો મા.

**Notch** *s.* [*old E nock*,See Nick]A nick, indentation કાતરો*m*, ચીરો *m*, ખાંચ*f*,સાલ*n*, કાપો*m* ખોડ*f*. *vt.* ખાચ-ચીરા-સળ-કાતરા-કાપા પાડવા.

**Note** *s.* [*L. nota*, from *gna* root of *nosco*,*notum* I know]A mark નિશાણી-ની*f*,ચિન્હ*f*,ખૂણ*f*;2 a short remark ટીપ*f*, પાનાના હાંસીઆ ઉ-

લક્ષણતા; 2 a new thing કૌતુકn, નવાઈf, નવાઇની-અજબ જેવી-નવલ-અપૂર્વ વસ્તુ.

**November** s. [*L. novem* nine] આ ગ્રેજી વર્ષનો અગીઆરમો મહિનો

**Novice** s [*F*, *L. novus* new] A beginner કોઇ ધ ધામા નવું દાખલ થએલુ માણસ,શિખાઉm, નવો અભ્યાસી-નિશાળીઓ; 2 (in a convent or a nunnery) ઉમેદવારm, અજમાયશ ઉપર રાખેલો સખસ; 3 a recent convert તરતનો-નવો ધર્મમા આવેલો કોઈ પુરૂપ; Ever a n. રોજ નવો, લગને લગને કુવારો.

Novitiate s. The state of being a novice શિખાઉપણુંn, અનુવાકેદ્ગારીf, 2 period of probation ઉમેદવારીf, અજમાયેશનો વખત (See Novice 2), 3 See Novice 1

**Now** ad. [*AS*, *Icel*, old *Ger.*, *Goth. nu*] હમણા, હાલમા, સાપ્રત, આ વખતે, હવે; 2 very lately થોડુ થયુ, થોડા વખત ઉપર, હાલ, હમણા; as, he came just n. તે હમણાંજ આવ્યો; 3 after this આ ઉપરથી હવે, આવું છે ત્યારે, 4 at that time તે વખતે-સમયે,હવે; as,he was n sensible of his mistake તે હવે પોતાની ભૂલ જાણતો હતો; 5 at one time-at another time એક વખતે-બીજી વખતે, ઘડીમા-ઘડીમા, as, n high, n low એક વખત ઉંચુ બીજી વખત નીચુ; From n. અત પર, આય દે હવે-અત્યાર-આજ પછી; N. and then કોઈ કોઇ વેળા-વખત-દહાડે, કદી કદી, વખત બેવખત; Till n. આજ લગી-સુધી-પર્યંત,અદ્યાપિ,હજી લગી s Present time ચાલતો-હાલનો વખત-કાળ, as, an eternal n સનાતન ચાલતો વખત

Now-a-days ad. આજ કાલ, હમણાં હમણા, આ કાળે.

**No-way-ways-wise**(See under No).

**Noxious** a. [*L. noceo* I hurt] અપકારક, ઈજા-દુ:ખ કરે એવું, નુકસાનકારક, દુષ્ટ, રોગકારક, બાધક

**Nozzle** s. [dimin. of nose] નાકn. જનાવરનુ લાબું મ્હોડુ-ડાચુ n, મોઢુn.

**Nucleus** s [*L. nux* a nut] મધ્ય ભાગ, મધ્યn,નાભીf,ગરભm; N (of a comet) ધૂમકેતુનું માથું.

**Nude** a. [*L. nudus*] Bare ઉઘાડું, ખુલ્લુ, નવસ્રુ ,નાગુ ,નગ્ન, 2 (in law) void નિરર્થક, મહોબદલા વગરનુ, પોકળ, બાતલ, as, a n contract નિરર્થક કોલ કરાર

Nudity s Nakedness નાગાપણુ n, નગ્નતાf.

**Nudge** vt. [prob from prov *Ger. knutschen* to squeeze] ચેતાવવાને -જણાવવાને ધીમેથી કોણીએ નતી અડકવું-સ્પર્શ ક.

**Nugatory** a [*L. nugæ* trifles] Trifling નજીવું, અમસ્યુ , હલકુ; 2 (law) નકામુ, વ્યર્થ, નિરર્થક, ફોગટ, as, laws rendered n વ્યર્થ થએલા કાયદા

**Nugget** s. [O *E* *nigot* an ingot] (સોનાની) લગડીf, પાટf,ગઠ્ઠોm

**Nuisance** s. [*L. noceo* I hurt] જેથી કટાળો ઉપજે તે, જેથી ઉપદ્રવ થાય તે, ઉપદ્રવકારક-કટાળો ઉપજવનારી-અપકારક વસ્તુ, ગદકીf, પીડાf, બલાf; To abate a n. (See under Abate)

**Null** a [*L ne* not & *ullus* any] વ્યર્થ, નિરર્થક, રદ્દ, પોકળ, રદ બાતલ, 2 તીનાપણા વગરનુ, બ કુ.

Nullify vt નકામુ-રદ્દ-બાતલ ક , ખ ડન ક., ભગ ક

Nullity s. Nothingness અભાવ m, નાસ્તિત્વn,નહીપણુn; 2(in law) જેમાં કાયદાનુ જોર-ની સત્તા નથી તે, રદ્દ વસ્તુ

**Numb** a [*AS*, *Goth* *niman*]બેશુદ્ધ, બેહેર મારી ગએલ, બહેર,સુડદાલ, જડ, ઠુંઠું, સૂનુ vt અચેતન-બેશુદ્ધ-સુસ્ત ક , ઠુંઠું પાડવુ (આંગ વિગેરેને) vi બેશુદ્ધ-જડ થવું, સુનકાર મારી જવુ,રહી જવું, બેહેર મારી-ખાઇ જવુ.

**Number** s [ *Fr* *nombre*, *L numerus*] અ કm, આંકm, સ ખ્યાf; as, any of the numbers from 3 to 9 ૩ થી તે ૯ સુધીમાનો કોઇ એક અ ક,the n. 44 ની સ ખ્યા, 2 many ઘણા, ઘણાખરા,પુષ્કળ, મ્હોટી સ ખ્યા, as, numbers died on the way રસ્તામાં ઘણા મરણ પામ્યા; 3 (in poetry) માત્રાf, છદm, વૃત્તn; 4 verse કવિતાf,પદબ ધ,5(in gram ) વચન; singular n. એકવચન; dual n દ્વિવચન, plural n. બહુ-અનેક વચન, 6 a part of a periodical અ કm,Cardinal numbers 1, 2, 3 &c. ૧, ૨, ૩ ઇત્યાદિ; Ordinal numbers ક્રમવાચક સ ખ્યા; 1st 2nd,3rd &c. ૧ લુ, ૨ જુ , ૩ જું ઇત્યાદિ; Even n બેકી, સમ સ ખ્યા; Odd n એકી, વિષમ સ ખ્યા; Table of n. સ ખ્યાનો કોઠો-નુ કોષ્ટક; Rational n. જેનુ મૂળ (વર્ગ,ઘન વિગેરે) શેપ રહ્યા સિવાય નીકળે છે તે સ ખ્યા; Irrational n.=surd જે સ ખ્યાનુ મૂળ કાઢતા શેપ રહે છે તે સ ખ્યા. Whole n પૂર્ણાકm,Prime n. જે સ ખ્યા એક (૧) વગર બીજી રકમે-થી નિ શેપ ભ ગાતી નથી તે સ ખ્યા; N. one પોતાનો પ ડ-જાતf. vt. To count ગણવું,ગણતરી ક ; 2 to reckon as one of-માં ગણવું, 3 to affix a n. to આંકડો-આંક માંડવો-લખવો; 4 જુમલે થવું. vi જુમલે થવું.

Numberless a અગણિત, અસ ખ્ય, અમાપ, બેશુમાર

Numeral a. સ ખ્યા દર્શક-સૂચક-વાચક-સ બ ધી; as, n. letters સ ખ્યા દર્શક અક્ષર; X for ૧૦, L for ૫૦ s આકડો, અ કm, સ ખ્યાf, આકm, 2 સ ખ્યાવાચક શબ્દ

Numeration s. Reading numbers આકડા માંડવા તે, સ ખ્યાપરિમાણ-વાચન-ગણના, આકડા વાંચવા તે

Numerator s (of a fraction) અપૂર્ણાકમાનો ઉપરનો આંકડો, અ'શm.

Numerical a સ ખ્યા નું-સંબંધી,સંખ્યામાનુ, આંકનુ,અ કનુ, સ ખ્યા રૂપે.

Numerous a.મ્હોટી સ ખ્યાનુ, પુષ્કળ, બહુ, ઘણુંજ.

**Numismatics** s [*L numisma*, *Gr nomisma* coin of state fixed by law] સિક્કા વિષેની વિદ્યા-શાસ્ત્ર, મુદ્રાશાસ્ત્રn

**Numskull** s [Numb and skull] A dunce ગમારm,અટબ ગm,બોથડ, બઘો, ઠm, જડસોm, બુદ્ધલm.

**Nun** s [*AS. nunne*] મઠમાં રહેનારી કુવારી સ્ત્રી, જે કુંવારી રહીને મઠવાસ કરે તે, વૈરાગણf, તપસ્વિનીf

Nunnery s. કુવારી સ્ત્રીઓનો મઠ

**Nuncupative** a [*L. nuncupo* to declare] મોઢાનુ,લખેલું ન હોય તેવું.

**Nuncio** s [*L nuncius* a messenger] An ambassador from the Pope to a king પોપે-પાપાએ રાજાને ત્યાં મોકલેલો એલચી-વકીલ-રાજદૂત; 2 a messenger દૂતm, જાસુસm, સ દેશો લઇ જનાર

**Nuptial** a. [*L. nuptiæ* marriage -*nubo* I marry] લગ્ન-વિવાહ નું-સ-

OBESITY *s.* જાડાભોલપણું*n*, બહુ ભરેલપણું*n*, હૃષ્ટપુષ્ટપણું*n*.

**Obey** *vt* [*L. ob* & *audio* I hear] (pers.) -નું કહ્યું માનવું-ક -નો હુકમ-આજ્ઞા-મરજી માનવી-ઉઠાવવી-બજાવવી, -નું સાંભળવું; as, children, o your parents છોકરાંઓ તમારાં માબાપનું કહ્યું માનજો; 2 (commands) માનવું, માથે ચડાવવું, ઉઠાવવું, પાળવું, ક ; as, o. the orders of your superiors તમારા ઉપરીનું કહ્યું માનો; 3 to submit to be governed by -ની સત્તા -અધિકાર-હુકમત માનવી, -ને તાબે થવું -રહેવું; 4 to yield to the control of માનવું, બદલવું, ગાંઠવું, પર ક, પ્રમાણે ચાલવું, as, the vessel does not o. the helm વહાણ સુકાન ફેરવ્યા પ્રમાણે ચાલતું નથી

OBEDIENCE *s.* આજ્ઞા પાળવી-માનવી તે, આજ્ઞાપાળન*n*, કહ્યાગરાપણું*n*, આજ્ઞાધીનપણું*n*.

OBEDIENT *a.* હુકમને આધીન-વશ,કહ્યાગરું-સર, આજ્ઞાધીન, આજ્ઞાંકિત, કહ્યામાં-હુકમમાં રહે એવું, વશવર્તી, તાબેદાર.

OBEDIENTIAL *a* આજ્ઞાંકિતપણાનું, આજ્ઞાને અનુસારનું.

OBEISANCE *s.* નમસ્કાર*m*, આદરપૂર્વક પ્રણામ*m*, નમન*n*, અભિવંદન*n*; Profound o. સાષ્ટાંગ નમસ્કાર.

**Obfuscate** *vt* [*L ob* & *fusco* I make dark] To darken or confuse મુંઝવણમાં-ગુંચવણમાં નાખવું, (ઉપર) અન્ધપછેડો નાખવો-વાળવો, ગુંચવવું; as, the passions o. the intellect મનોવિકાર બુદ્ધિ ઉપર અન્ધપછેડો નાખે છે.

**Obit** *s* [*L obitus*, from *ob* & *eo* I go] Death મોત*n*, મરણ*n*; 2 funeral solemnities મૃત્યુસંસ્કાર*m*-વિધિ*f*, ઉત્તરક્રિયા*f*; 3 વરસીને દહાડે ગત થએલા મનુષ્યના લાભને સારુ કરેલું ભજન-પૂજા*f*; Post o મરણ પછી.

OBITER *ad* સહજ, સહજરથ, અમસ્તું O. dictum સહજ બોલેલું.

OBITUARY *a* મૃત્યુ-મરણ સંબંધીનું -વિષે. *s.* માણસના મોતના સમાચાર તથા તે માણસ વિષે કેટલીક હેવાલ-હકીકત.

**Object** *s.* [*L. ob* & *jacio* I throw] (of thought) વિષય*m*. મનોવિષય*m*, પાત્ર*n*, પદાર્થ*m*, સ્થાન*n*, વસ્તુ*f*, An o. of sense ઇન્દ્રિયગોચર વસ્તુ; O. of dislike અભાવનું પાત્ર-સ્થાન, અભાવની વસ્તુ, O. of favour કૃપાપાત્ર, 2 end or aim મતલબ*f*, હેતુ*m*, ઉદ્દેશ*m*, લક્ષ્ય*n*; 3 (in gram) કર્મ*n*; O. glass દર્શનયંત્રોમાં જોવાના પદાર્થની બાજુ મુકવાનો-રાખવાનો કાચ. *vt* To present in opposition to (a charge) વિરુદ્ધ બતલાવવું, સામું કહેવું, તકરાર-હરકત-વાંધો લેવો, ઉપર આરોપ-આળ મૂકવું; the Normans objected gluttony to the vanquished Saxons પરાજય પામેલા સાક્સન લોક ઉપર અકરાંતીઆપણાનું આળ નારમન લોક મૂકતા. *vi.* સામી તકરાર-અડચણ-હરકત-વાંધો લેવો-ઉઠાવવો; as. I o to this proposal આ દરખાસ્ત સામો હું વાંધો લઉં છું

OBJECT-LESSON *s.* પદાર્થ પાઠ*m*

OBJECTION *s.* Adverse reason હરકત*f*, વાંધો*m*, અડચણ*f*, બાધ*m*, સામી તકરાર

OBJECTIONABLE *a.* હરકત-વાંધો-અડચણ-ઉઠાવવા જેવું, બાધ્ય, વાંધા ભરેલું.

OBJECTIVE *a.* Pertaining to an object પદાર્થ-વિષય-સંબંધી, વસ્તુ-પદાર્થ વિષેનું-નું; 2 external બહારનું, મનની બહારનું, પદાર્થ વિષયક-વિષયનું, વિષયાત્મક, as, o. truth પદાર્થ વિષયક સત્ય; 3 (gram) કર્મ સંબંધી; o. case or the o બીજી વિભક્તિ*f*, કર્મ*n*. *s* આદરેલી જગ્યા*f*-વસ્તુ, નિશાન*n*, લક્ષ્ય*n*

OBJECTIVITY, OBJECTIVENESS } *s.* પદાર્થ વિષયકત્વ*n*, પદાર્થગતત્વ*n*, બહિર્ગતપણું*n*.

OBJECTOR *s* વાંધો-હરકત-સામી તકરાર લેનાર-કાઢનાર-ઉઠાવનાર.

**Objuration** *s* [*L. ob.* & *juro* to swear] સોગન ખવડાવવા તે.

**Objurgation** *s* [*L. objurgo* I chide] Reproof ઠપકો*m*

**Oblate** *a* [*L. ob* and *fero* I bear] બે છેડે-ધ્રુવે ચપટું-બેસેલું.

**Oblation** *s.* [See Oblate] An offering અર્પણ*n*, બળિદાન*n*, બળિ*n*, દેવોપહાર*m*, આહુતિ*f*

**Oblige** *vt.* [*L. ob* & *ligo* I bind] To constrain જરૂર-ફરજ પાડવી, as, the English people obliged James II. to abdicate the throne અંગ્રેજ લોકોએ બીજા જેમ્સ રાજાને રાજપાટ ઉપરથી હાથ ઉઠાવવાની ફરજ પાડી; To be obliged ને જરૂર-ફરજ પડવી, or simply પડવું, as, he was obliged to consent તેને હા કહેવી પડી, હા કહેવાની ફરજ પડી; 2 to do a favour to (ઉપર) એસાન-પાડ-સપાડ-ઉપકાર-આભાર ક., (pass.)-ના એસાન-આભાર-ઉપકાર-સપાડા તળે હોવું, (ઉપર) એસાન-પાડ-ઉપકાર-સપાડ હોવું,-નો ઉપકાર-એસાન-પાડ માનવો; as, I am much obliged to you for this kindness આ મેહેરબાનીના કામ વાસ્તે હું તમારો બહુ પાડ માનું છું.

OBLIGEE *s.* કરાર લખી-લખાવી લેનાર.

OBLIGATE *vt.* બંધનમાં-એસાનમાં લાવવું-રાખવું, બાંધી લેવું.

OBLIGATION *s.* The binding power of a vow, promise &c. (abs.) બંધકત્વ*n*, (concrete) બંધન*n*; as, a tender conscience is a stronger o. than a prison બંદીખાના કરતાં પણ કુમળું અંતઃકરણ મજબુત બંધન છે; 2 external duties imposed by law &c. ફરજ*f*, કર્તવ્યકામ*n*; as, he has discharged his obligations તેણે પોતાની ફરજો બજાવી છે, 3 the state of being obligated or bound એસાન*n*, આભાર*m*, સપાડ*n*, પાડ*m*; as a generous man places others under obligations to him ઉદાર પ્રકૃતિનો માણસ બીજાને પોતાના સપાડામાં રાખે છે or બીજા ઉપર એસાન કરે છે; 4 (in law) કરારખત, કરાર*n*, ઋણ*n*, ફરજ*f*.

OBLIGING *a.* એસાન કરે એવું, ઉપકારશીળ, સારું કરી જાણે તેવું.

OBLIGATORY *a* (on)-નું બંધન હોય એવું, અવશ્ય, ફરજીઆત, બંધક, બંધનકારક; as, this law is o. on all આ કાયદાનું બધા ઉપર બંધન છે

**Oblique** *a.* [*L. obliquus* oblique] Slanting વાંકું, ત્રાંસું, આડું, તીરકસ, 2 indirect આડું, વાંકુંચૂંકું; 3 collateral as in descent શાખા સંબંધીનું, પડખાનું, બાજુનું O angle કાટખૂણા કરતા નાનો કે મોટો ખૂણો; o speech કોઇના કહેલા બોલ નહીં કહેતાં જુદા રૂપમાં વાત કહેવી તે, વક્રોક્તિ*f* O. case પ્રથમા સિવાયની વિભક્તિ.

OBLIQUITY *s.* વાંકા-આડા-ત્રાંસાપણું*n*, વક્રત્વ*n*, વાંક*m*; 2 deviation from moral rectitude વાંકે માર્ગે ચાલવું તે, આડાઇ*f*, વાંકું બોલવું-ચાલવું તે;

purpose) હઠf, હઠીલાઈf, જીદf,-દ f, દુરાગ્રહm, આડાઈf,2(of disease) દુ સાધ્ય-ચીકણાપણું n, દુનિવાર્યપણુંn.

**Obstreperous** a [L. ob & strepo I make a noise at] બુમારોળ-ઘોંઘાટ-ઓમાટ-પોકાર-શોર કરી મુકનાર-કરનાર

**Obstruct** vt [L ob and struo I pile up ] To stop up or close બંધ ક, રૂંધવું, રોકવું, વચ્ચે અડચણ ફરી બંધ ક ,વચ્ચે અડચણ ક.-નાખવી, નડવું,as, to o a road રસ્તો બંધ ક, રસ્તા વચ્ચે અડચણ ક., 2 to hinder અટકાવવું,રોકવુ,અડચણ-હરકત કરવી, -ની આડે આવવું-થવું; as clouds o. the light of the sun સૂરજના તેજને વાદળાં રોકે છે.

OBSTRUCTION s. The act (See verb), 2 અડચણf, પ્રતિબંધm,આડ f, હરકતf, અટકાવm, રોકાણn, નડf, નડતરf, અંતરાયf.

OBSTRUCTIVE a Tending to obstruct રોકાણ-અટકાવ-અડચણ-હરકત -આડ-નડતર-પ્રતિબંધ કરે-નાખે એવું, પ્રતિબંધક, રોધક.

**Obtain** vt. [L ob & teneo I hold] To acquire મેળવવું,-ને મળવું,સંપાદન ક , પ્રાપ્ત ક., 'Some pray for riches, riches they obtain' કેટલાક પૈસા માગે છે, પૈસા તેઓને મળે છે. vi. To be or to continue in use હોવું,ચાલવુ.રૂઢ-મોજુદ હોવું, અમલમા હોવું; The Elphinstone code still obtains in some districts કેટલાક પ્રગણામાં હજી સન ૧૮૨૭ ના કાયદા ચાલે છે.

OBTAINABLE a લભ્ય,પ્રાપ્ય,મળે તેવું

**Obtend** vt. [L. ob. against and tendo to stretch]-ના સામા થવું-આવવું-હોવું; 2 to pretend ખોટો ડોળ-બહાનુ બતાવવું.

**Obtrude** vt., vi. [L. ob & trudo I thrust] To thrust in or upon વગર માગ્યે કે બોલાવ્યે આગળ લાવી મૂકવુ. (oneself) ઘુસવું,ઘુસીને આવવુ -લાવવું; as he obtruded himself upon our notice તે અમારી નજર આગળ ઘુસીને આવ્યો, 2 to offer with unreasonable importunity અતિશય આગ્રહ કરી-પરાણે આપવા માંડવું-આપવું.

OBTRUSION s. The act(see verb).

OBTRUSIVE a. ઘુસે એવું, માથામારૂ, 2 વગરતેડે-પરાણે-અણબોલાવે આગળ પડે એવું, ઘુસીને આગળ પડે એવું, ઘુસણીઉં.

**Obtund** vt [L. ob & tundo I strike] ધીમુ-નરમ પાડવુ, ઉતારવું, બૂઠું-બહેરૂં ક, મંદ-જડ ક., ઓછુ ક.

**Obtuse** a [See Obtund](in math) પહોળો (ખૂણો); 2 not having acute sensibility (pers ) મંદ,જડ, જાડુ,જડબુદ્ધિ, સ્થૂલબુદ્ધિ, 3 (sound) તીખો નહી તેવો, જાડો, ધીમો, હળવો.

**Obverse** s. [L. ob and verto I turn] સિક્કાની જે બાજુ ઊપર મુખ્ય છાપ હોય તે બાજુ; 2 pertaining to the one of two possible sides અન્યતર,બે હોય તેમાંનુ ગમે તે એક. a. સિક્કાવાળુ , બહાર પડત, ઉપસેલુ.

**Obviate** vt. [L. ob & via a way] To prevent by interception નિવારવું, ટાળવું, આગળથી દૂર-વેગળુ રાખવું; To o. a difficulty અડચણ ટાળવી

**Obvious** a [See Obviate]Liable પાત્ર, યોગ્ય, જોગ; o. to dispute તકરાર થવા જોગ, 2 plainખુલ્લુ, સ્પષ્ટ, ઉઘાડુ , સાફ.

**Occasion** s [L. ob & cado I fall] An incident બનાવm, પ્રાસંગિક બનાવm,બિનાf, 2 an opportunity ફાવતો પ્રસંગ-અવસર, લાગm, તાકડોm, સંધિm,જોગવાઈf, પ્રસંગm, સારો વખત; 3 accidental cause નિમિત્ત કારણn,પ્રસંગm,નિમિત્તn,4 need જરૂરf, પ્રયોજનn, કારણn, ગરજf; as, after serving our o. અમારી ગરજ સાધ્યા પછી. vt. To cause incidentally-નુ નિમિત્તકારણ થવું,-નુ કારણ ભૂત થવુ, ઉત્પન્ન ક , કરાવવુ, -થી થવુ; as, your silence occasioned great anxiety તમોએ સમાચાર ન લખ્યાથી ઘણી ફિકર થઈ.

OCCASIONAL a કેટલીકવાર થતુ, કોઇ કોઈવાર થતું, કોઇ કોઇવારનું, નૈમિત્તિક, પ્રાસંગિક.

OCCASIONALLY ad કેટલીકવાર, પ્રસંગે પ્રસંગે, કદીં કદીં, કોઇ કોઇ વાર

**Occident** s. [L. ob & cado I fall] આથમણી દિશાf,પશ્ચિમ દિશાf; 2 પશ્ચિમ ભાગ

OCCIDENTAL a. પશ્ચિમનુ, આથમણું.

**Occiput** s. [L. ob & caput the head] શિર પૂઠ,માથાનો પાછલો ભાગ.

OCCIPITAL a. માથાના-ખોપરીના પાછલા ભાગ સંબંધી-નું.

**Occult** a. [L. ob & colo cultivate] ગૂઢ, ગુપ્ત, ગુહ્ય, અપ્રસિદ્ધ, છાનુ, O. sciences કપટ ચાતુરી, ઠગવાની વિદ્યાઓ-ફળ જ્યોતિષ, કીમીઆ, જાદુ વગેરે મેલી વિદ્યાઓ.

OCCULTATION s. ગુપ્તીભવનn, ગુપ્તીકરણn, 2 (astr ) સમાગમm, યુતિf.

**Occupy** vt [L. ob and capio I take] To take in possession કબજે ક -લેવો, હાથ-કબજ ક ; 2 to hold in possession કબજા-ભોગવટામા રાખવું,-ના કબજા-ભોગવટામા હોવું; 3 to cover or fill રોકવું, રૂંધવું,-થી રોકાવું; as, the camp occupies five acres છાવણીથી પાચ એકર રોકાય છે; 4 to employ કામે વળગાડવું; (pass. or reflex.) કામે વળગવું, ગુંથાયા રહેવું, કામમા લાગેલા હોવું

OCCUPANCY s. કબજે ક.-રાખવો તે, કબજોm, ભોગવટોm, વહીવટm, Title by o. કબજા-ભોગવટાનો હક; as applied to arable land) ખેડ હકm.

OCCUPANT s. One who takes possession કબજે કરનાર-લેનાર, 2 one who has the actual use કબજેદાર, ભોગવટો કરનાર

OCCUPATION s. કબજે ક -લેવો તે; 2 use કબજોm, ભોગવટોm, વહીવટ m, 3 employment ધંધોm, રોજગારm, ઉદ્યમm.

OCCUPIER s. (See Occupant).

**Occur** vi. (L ob & curro I run] To be found જોવામાં આવવું,મળવું, નજરે પડવું,-મા કોઈ કોઇ ઠેકાણે દીઠામા આવવું,-મા હોવું,the word does not o. in Kalidas કાલીદાસના ગ્રન્થમાં એ શબ્દ નથી; 2 to come to the mind સુઝવુ, સુઝી આવવુ,-ના મનમા આવવું; as, it did not o. to him to consult you તમારી સલાહ લેવાનું તેને સુઝ્યુ નહીં; 3 to come to pass બનવુ, થવું.

OCCURRENCE s. The act (See verb), 2 any incident બનાવm, વાતf, બિનાf.

**Ocean** s. [L. oceanus, Gr. okianos] The sea સાગરm,દરીઓm,સમુદ્રm, 2 one of the large divisions of the sea મહાસાગરm; 3 an im-

mense expanse દરીઆમાં સાગરમાં, as an ocean of misery દુખ દરીઆ *a* મહાસાગરનું સમુદ્રનું દરીઆનું

OCEANIC *a* દરીઆનું સમુદ્રનું સબંધી વિશે 2 દરીઆઇ સમુદ્રમાં થઈ નીપજતું મળતું

**Ochre** *s* [*L ochra*] ગેરૂ*m* એક જાતની પીળી રાતી લોહમય માટી

**Octagon** *s* [*Gr octo* eight and *gonia* corner] અષ્ટકોણ*m* Regular o સમભાગનું અષ્ટકોણ*m*

OCTAGONAL *a* અષ્ટકોણના આકારનું અષ્ટકોણ

**Octahedron** *s* [*Gr octaedron*] આઠ બરોબર સમબાજુ ત્રિકોણ મળીને થએલી ઘન આકૃતિ

**Octavo** *s* [*L octavus*] અષ્ટપત્રી પુસ્તક*n* એ તાવના આઠ પત્ર કરીને બાંધેલી ચોપડી અષ્ટ પત્રી કદની ચોપડી

**October** *s* [*Gr octo* eight] અંગ્રેજી વરસનો દશમો મહિનો આસો કારતક 2 a kind of ale એક પ્રકારનો એલ લીકર જાતનો દારૂ મદ્ય

**Octogenarian** *s* એંશી વરસનો માણસ એંશી ને નેવુ વચ્ચેની ઉમરનો માણસ

**Octroi** *s* [*Fr octroyer* to grant] A town duty દરવાજે આવતા માલ ઉપર લેવાનું હાસલ જકાત-નાકું વેરો*m*

**Ocular** *a* [*L oculus* the eye] આંખે-નજરે દેખેલું પ્રત્યક્ષ O deception નજરભૂલ, દ્રષ્ટિમાં ભ્રાન્તિ O proof પ્રત્યક્ષ પુરાવો

OCULIST *s* નેત્ર વૈદ*m* આંખનો વૈદ

**Odd** *a* [*Sw udda* odd] Not paired with another વિષમ નેખું કોઇની જોડે નું નહી એવું એકલદોકલ 2 left over after a round number has been taken વધારાનું ઉપરનું બાકીનું પરચુરણ ઉપરનું as fifteen hundred and o years સોળ સૈકા ઉપર 3 not divisible by two એકી બેકી ન કરાય તેવું o number એકી સંખ્યા 4 unusual વિલક્ષણ કઢંગું વિચિત્ર ઓર 5 unsuitable queer તરેહવાર વિલક્ષણ O times અનિયમિત વખત કોઇ કોઈ વાર

ODD-FELLOW *s* પરસ્પર સહાય ને સમાગમ સુખને માટે સ્થપાયેલી એક ગુપ્ત મંડળીનો પુરૂષ

ODDITY *s* વિલક્ષણતા*f* તરેહવારપણું*n* કઢંગાપણું*n* કઢંગા વાતની વાત*f* વસ્તુ*f*

ODDNESS *s* એકી 2 (see Oddity)

ODDS *s* Difference in favour of one against another અંતર*n* ફેર*m* તફાવત*m* 2 advantage ચઢીઆતાપણું*n* સરસાઈ*f* સરસપણું*n* as on which side do the o lie કઇ તરફ ચઢીઆતાપણું છે 3 probability સંભવ*m* At o ઉલટા ઉલટી સામસામા વિરૂદ્ધ લગાઇ કરીને સામાસામી થએલા કજીઆમાં It is o એવું વધારે સંભવે છે O & ends કચરપચર*n* આચરકુચર*n* કકળ કકળ*f*

**Ode** *s* [*L ode*] ગીત*n* ગાવાનું ગાયનમાં ઉતારવા જોગ ટુંકું ઉચ્ચસ્વરનું કાવ્ય

**Odious** *a* [*L odium* hatred] તિરસ્કાર ધિક્કાર ફિટકાર કરવા જોગ નિંદ્ય 2 offensive કટાણો ઉપજાવે તેવું નઠારું ખોટું 3 causing hate અપવાદ દ્વેષ થાય તેવું 4 exposed to hatred ભુંડું અપ્રિય અણગમતું અળખામણું as he rendered himself o to the people લોકને મન તે ભુંડો થઇ પડ્યો

ODIUM *s* Hatred તિરસ્કાર*m* ફિટકાર*m* અપ્રીતિ*f* અભાવ*m* ભુંડાઈ*f* બદનામી*f* 2 offensiveness અપમાન*m* નિંદા*f* ભુંડાપણું

**Odour** *s* [*L odor*] વાસ*f* good o સુગંધ*m* સુવાસ*m* સોડ*f* સોડમ*f* મહેક*f* ખુશબો*f* bad o બદબો*f* દુર્ગંધ*f* ગંધ*f* To be in bad o with ઉપર (-ની) ખપ્પા રહેવી

ODORIFEROUS ખુશબોદાર મહેકવાળુ સોડમવાળું સુવાસ સુગંધ ધરાવતુ સુગંધી સુવાસી

ODOROUS *a* ખુશબોદાર મહેકવાળું સુવાસિત સુગંધી

**Œcumenical** *a* [*Gr oikoumenikos*] સામાન્ય સાર્વજનિક સર્વજન

**Of** *prep* [*AS* allied to *L ab Gr apo*] (*The most general sense*) નું નો-ની (*pl*) નાનાના માનું-નો ની (*pl*) માનાના-ની as a servant of the king રાજાનો નોકર a part of the town શહેરનો ભાગ some of the people (idiom) કેટલાક લોક a throne of gold સોનાનું તખત (partitive) -માનું-નો ની માંથી (to denote the relations of possessor or owner to the thing possessed or owned of a material to things made of it of a part to the whole ના & its modifications are the most appropriate) (b) indicating origin or source નું નો ની થી માંથી પાસેથી થી ઉત્પન્ન થએલું as he is of noble blood તે અમીરી ઓલાદનો છે I have received it of the Lord મને એ પ્રભુ પાસેથી મળ્યું છે (c) relation of subject to attribute વાળું વાન as a man of courage હિંમતવાળુ માણસ (d) denoting that by which a person is actuated થી as they went of their own accord તેઓ પોતાની ખુશીથી ગયા O itself (conscious beings) ખુશીથી પોતાની મેળે as no body can move of itself કોઇ પણ પોતાની મેળે હાલી શકતો નથી (e) concerning વિષે સબંધી બાબત નું-ની નો as to boast of one's riches પોતાના ધનની ફૂલ મારવી (f) denoting distance from થી a within a mile of the town શહેરથી એક મૈલની અંદર (g) nearness or distance in time-થી પહેલ or પછી a within an hour of his coming તેના આવવાના એક કલાકની અંદર (h) denoting identity in this sense sometimes o is not rendered at all as the continent of A in એશીઆ મહાદ્વીપ sometimes especially in figurative expressions it may be rendered by રૂપી a the flower of fleeting life ક્ષણભંગુર રૂપી ફૂલ (i) denoting agent ને એ થી or sometimes by the instrumental case as glorified of all સર્વથી આબરૂ પામેલો (j) denoting cause થી ને લીધે as he died of fever તે તાવથી મરી ગયો

**Off** *a* [See Of] On the opposite side સામી બાજુનું વિરૂદ્ધ પેલી બાજુ તરફનું પણ *adv* From-(1) denoting distance આઘે દૂર વગેરે a the house is a mile o તે ઘર એક મૈલ દૂર છે (2) denoting separation best rendered by નાખવું as to cut o કાપી નાખવું to tear o ફાડી નાખવું to pare o ઉખાડી નાખવું after verbs of motion

and departure by રહેવું,જવું, the fever goes o. તાવ જતો રહે છે,as, he marched o. તે કુચ કરી ગયો, he ran off તે દોડી ગયો; sometimes by દેવું, as, to leave o જવા-રહેવા દેવુ, by કાઢવું, મૂકવુ, as to drive o હાકી કાઢવું,3 denoting difference of direction આડુ ; as, to look o આડુ જોવુ, O. or on આમ કે આમ, લાભમાં કે વિરૂદ્ધ, O hand વગર તૈયારીનું, તૈયારી વગરનુ, આગળથી તૈયારી કે અભ્યાસ સિવાયનુ; O and on ઘડીમા કામમા ને ઘડીમા નવરૂ, To be o ખસવું,કરાર-બન્ધનમાથી નીકળી જવું, વિચાર ફેરવવો, To come o (a) to escape બચી જવું,ઉગરી-નાશી -છટકી જવું,(b)to fare in the event છેવટે સફળ-નિષ્ફળ થવું,-નુ ઉતરવું,(c) to take place થવુ, as, the exhibition will come o. to-morrow કાલે તમાશો થશે, To get o (a) to alight ઉતરવું, નીચુ આવવું, (b) to make escape સટકી-છટકી-નીકળી જવું, To go o.(a) to depart જવુ, જતુ રહેવું, (b) to desert મૂકીને-છોડીને જવું,(c) to be discharged છુટવુ, ફૂટવું, To take o લઇ-ઉપાડી લેવું, (a) (as clothes) ઉતારવા, (b) to personate -નો વેશ વરવો,-ના ચાળા ક-પાડવા; Well o.ખાતુ પીતુ, ખાવે પીવે સુખી, સારી અવસ્થામા, સુસ્થ,સુખીઉ; Ill or badly o ખોટી-માઠી હાલતમા. દુખીઉ *prep* ઉપર નહી રહેલુ, બસેલુ, -થી બહાર-વેગળું, બહાર; as, he was not o.his bed તે પથારીમાથી ખસ્યો નહોતો; To be o. one's legs ઉભા ન રહેવું તે, બેસવું, સૂવુ વગેરે *inter* જા ! ચાલ ! ટળ ! દીસતો રહે.

OFFING s. ભરદરીઆm, કિનારાથી દૂરનો દરિયો.

OFFSCOURING s એઠવાડm, કચરોm, ઉતારm, ઉકરડોm.

**Offset** s.A sprout from the roots of a plant ફણગોm, ફટોm; 2 an equivalent સામો દાવો-લેણું,બદલાસાટામાં-નજરે આપેલું-આપવાનું-3(in horticulture) મૂળના ફણગાથી ફાંપી રોપેલ વાવેલુ ઝાડ; 4 a branch of a range of hill- ડુંગરની હારનો ફાંટો. *vt* સામું વાળવું,સામું મૂકવું,નજરદાખલ મૂકવું.

OFFSHOOT s. આડો ફાંટો-ફણગો, ફૂટેલી શાખા.

OFFSPRING s સતતિf, સતાનm, પ્રજાf, ઓલાદf

**Offal** s નાખી દેવાનુ માસ, કસાઇએ વધ કરેલા પ્રાણીનો નાખી દેવાનો ભાગ, 2 carrion કોહેલુ માંસ, 3 refuse એઠવાડm, નાખી દેવાની વસ્તુ, કચરો, પુજોm.

**Offence** s [*L. ob* and *fendo* I dash] Displeasure નાખુશી, ઈતરાઝf, માઠુ-ખોટુ લાગવું, દુખ/, ઇજા f, To take o માઠુ લગાડવુ,-ને માઠુ -ખોટુ લાગવુ, To give o. નાખુશ ક, ખોટુ-માઠુ લગાડવુ,-નુ મન દુખવવુ, 2 a crime અપરાધm, તકશીરf, ગુન્હોm, વાકm; 3 injury નુકસાન, 4 cause of falling into sin ઠોકરf ભૂલf,ભૂલથાપf,Weapons of o ચડાઇ-હલ્લો કરવાના કે મારવાના શસ્ત્ર.

OFFEND vt To displease નાખુશ ક. ગુસ્સે ક., ખોટુ-માઠુ લગાડવુ,-થી નાખુશ-ગુસ્સે-ક્રોધાયમાન થવું,-થી ખોટુ-માઠુ લાગવું; 2 to shock, wound, or pain દુખ-ત્રાસ-કટાળો ઉપજાવવો, દુખવવું, ખોટુ લગાડવુ, as, to o. the conscience અન્તર્યામીને દુખવવો; 3 to draw to evil પાપ કરાવવુ, as, if thy right eye o thee તો તારી જમણી આખ તને પાપ કરાવે તો. *vi*. અપરાધ-ગુન્હો-વાક-તકશીર ક., 2 to cause dislike ખોટુ-માઠુ લગાડવુ,-ને ન ગમવું; 3 to be caused to stumble ઠોકર ખાવી-વાગવી,આડુ જવું, ભૂલ ખાવી; To o. against-ના તકશીર-વાકમા આવવુ, ( as rules ) તોડવું.

OFFENDER s (See verb), 2 ગુનેહગારm, અપરાધીm, તકશીરવાન માણસm.

OFFENSIVE a માઠુ-ખોટુ લાગે એવુ, ગુસ્સો આણે એવુ; as, rude behaviour is o to good men સારા માણસને અસભ્ય આચરણથી માઠુ લાગે છે, harsh sounds are o to the ear કઠોરધ્વનિ કાનને ખોટો લાગે છે, 2 disgusting ખોટુ, (in comp.) દુર-બદ (in attributive combination), as, an o. smell દુર્ગન્ધ; an o. taste બદસ્વાદ, 3 used in attack હુમલો કરવાનું,મારવાનુ,વધાર્થ, 4 making the first attack પહેલો હુમલો કરનાર, લડાઇનુ મૂળ, લડાઇ જગવનાર, O. and defensive league હુમલો કરવા તથા પરસ્પર સહાય કરવા માટે બાધેલી ગાંઠ s. હુમલો કરવાની સ્થિતિ, લડાઈમા પહેલું પગલું, To act on the o. લડાઇ જગાવવી, લડાઇનુ મૂળ રોપવું

**Offer** vt [*L. ob* and *fero* I bear] To present for acceptance અંગીકાર કરાવવા મ્હો આગળ ધરવું-મૂકવુ-ક , આપવા માડવુ; 2 to present in word બતલાવવુ,કરવાનું બતલાવવું, કરવાનુ કહેવુ, I o you three things હુ તમને ત્રણ વાના બતલાવુ છુ; 3 to sacrifice યજ્ઞ ક ; 4 to present as an act of worship અર્પણ ક, નિવેદન ક., 5 to bid as a price આપવા માડવું, આપવાનુ કહેવુ, I offered three rupees for the ring મે એ વીટીના ત્રણ રૂપીઆ આપવા માડયા, 6 (violence, battle &c) દેખાડવું, બતલાવવું, કરવાનું કહેવું-જણાવવું, as, to o battle લડાઇ કરવાનુ કહેવુ-જણાવવું; To o. opposition or resistance ટક્કર લેવી, સામુ થવું, *vi*. (as occasion) આવવું, જણાવું; 2 to declare a willingness ખુશી બતલાવવી, કહેવુ; as, he offered to accompany me તેણે મારી જોડે આવવાનુ કહ્યુ s. The act of offering (See verb); 2 that which is offered કરવાની-આપવાની-કહેલી વાત-વસ્તુ, કહેણn, માગુn, માગf, 3 endeavour યત્નm,પ્રયત્નm,કોશીશm.

OFFERING s અર્પણ, નૈવેદ્યn,બળિદાનn, બળિm, ચડાવેલો ભોગ.

OFFERTORY s [*L. offertorium*] ખ્રિસ્તી ધર્મના રોમન કાથલિક પથમાં અર્પણ કરતી વખત ગાવાનુ ગીતn, 2 (church of Eng.) વિલાયતમા સરકારે જે ખ્રિસ્તી ધર્મનો પથ સ્થાપેલો છે તે પ્રમાણે 'પ્રભુભોજન' થતા ધર્મના પૈસા અર્પણ કરતી વેળાએ બેબલમાથી કેટલાક વાકયો વચાય છે તે.

**Office** s. [*L. ob* & *facio* I do] Work to be performed for others બીજાનુ કરવાનુ કામ-કૃત્ય-કર્તવ્ય કામ,ધર્મ, સાધારણ કર્તવ્ય કામ; kind or good offices મહેરબાનીનાં કામ, ઉપકારm, મહેરબાનીf, pious offices ધર્મનાં કામ, ધર્માત્માનુ કામ, offices of pity દયાનાં કૃત્ય, 2 a

special duty conferred by authority અધિકારm હોદ્દોm પદ n ૨ યુ અધિકારની જગ્યા f 3 that which any thing i intended to perform કામ 4 a place of public bu mess કચેરી (generally) ઓફીસf કામ સ્થાને બેસવાની જગ્યા f, 5 (pl) apartment for domestics ચાકર માણસને કામ કરવાના ઓરડા રસો i ઠહેવાm વગેરે 6 (religion) ક્રિયાf વિધિf અમુક વિધાનn

OFFICE BEARER s અધિકારીm કોઇ મ ડળીનુ કામ ચલાવનાર

OFFICER s One holding an office અમલદારm અધિકારીm હોદ્દેદાર m અમલદારm 2 (mil) (લશ્કરી) અમલદારm અધિકારીm vt ઉપર અમલદાર અધિકારી ઠરાવવા-નીમવા

OFFICIAL a હોદ્દા અધિકારને લગતું સ બધી 2 અધિકારને રૂએ કરેલુ ન ઘડાઈએ કરેલુ ૧૭ an o statement અધિકારની રૂએ આપેલો હેવાલ s કામદારm અધિકારીm ? તાબાનો અધિકારીm-નોકરm

OFFICIALLY ad કામદાર-અધિકારીની તરફથી હોદ્દા અધિ કારની રૂએ

OFFICIATE vt To act in an office કામ કરવુ ચલાવવુ-અ લવવુ 2 (for another) બીજાને બદલે કામ ક-ચલાવવુ-અમલવવુ

OFFICIOUS a Too forward in kindness પરાણે વગર માગે પા ચ ડાવે તેવુ 2 meddling વચમા ટાહેલુ કરનાર પારકાના કામમા-અમ મો પ રનાર

Officinal a [L oficina a shop] દુકાનના મમનુ ઓસડ બનાવવામા કામે લાગતું-ઉપયો ગી s આધીની દુકાને વેચાતું મળતું ઓસડ વસાણુ n

Oft, } ad [AS] વારવાર, વાર
Often } વારે બહુવાર ઘણીવાર ફરી ફરીને વારેવારે

OFTENTIMES ad વારવારે વાર વાર બહુવાર, ઘણીવાર ફરી ફરીને વારે ઘડીએ

Ogle vt [L oculus the eye]આડુ ત્રાસુ તેવુ આખ મારવી કટાક્ષ કરવો s આખ ત્રાસી નજર કટાક્ષ f

Ogre s [Fr ogre an ogre from L orcus the God of hell] રાક્ષસm દૈત્યm.

Oh inter (See O)

Oil s [AS el] તેલn Sesamum o તેલn, મીઠુ તેલ Castor o એરંડીયુ n દીવેલn Linseed o અળશીનુ તેલn To burn the midnight o અરધી રાત લગી દીવો બાળી અભ્યાસ ક Essential o ઉડ નાર એવુ તેલ vt ઊપર તેલ ચોપડવુ ચોળવુ નગા સુવાળુ ઘસવુ મ ન ક (person) ને તેલવાઇ ક (as a wheel) ૩ ઠવુ

OIL-CAKE s ખોળm

OIL CLOTH s મીણીકુ n મીણ કાપડ n તેલ કાપ n રોગાન દીધેલુ લુગડુ

OIL-COLOUR s કોઇપણ રગને તેલમા વાટીને કરેલો રગ તેલરગm

OILMAN s તેલ વચનાર ઘાંચીm તેલીm

OILMILL s ઘાણીf

OILPAINTING s તેલમા રગ વાટીને રગવાની કળા 2 તેલમા રગ વાટીને તે વડે ચિત્રેલુ ચિત્ર

OILY a તેલમય તેલવાળુ તેલ જેવુ ચીકણુ 2 fat જાડુ 3 smooth સુવાળુ 4 ખુશામતીઉ ઠગી

Ointment s [L ungo I anoint] લેપm સ્નેહm વાળવા ચોપડવા ઘસવાનો પદાર્થ મ ન્ડ્યન 2 an unguent મલમm

Old a [AS ald eald] Advanced in life ઘરડુ બુઢ્ઢુ વૃદ્ધ ઉતરતી વયનુ મોટુ અવસ્થાએ પહોચેલુ O age ઘડપણn જઈફી ઉતરતી વય વૃદ્ધાવસ્થાf જરાf 2 not new or fresh જુનુ 3 having existed for a long time જુનુ અસલનુ 4 formerly existing આગલનુ અસલી પ્રાચીન પુરાતન પૂર્વનુ જૂનુ 5 indefinitely continued in life (ઉમ્મર વય)નુ s a child three years o ત્રણ વરસનુ છોકરુ How o are you તમને કેટલા વરસ થયા તમારી ઉમ્મર કેટલી છે? 6 long practised જૂનો રીઢો an o offender રીઢો પાપી 7 long cultivated ઘણા વરસ થી ખેડાણ થતી આવેલી 8 worn out ઉતરેલુ જીરણ ઘસાઇ ગયેલુ 9 wanting in the vigour of youth-ખુફેશ દમ વગરનુ ર પડી ગયેલુ Of o ઘણા દિવસનુ-આગલના વખતથી અસલ O O school જુનુ મત જુનો વિચાર An o man ડોસોm An o woman ડોશીf (in contempt) ડોકરીf

OLDEN a જૂનુ, પ્રાચીન, અસલનુ-સનાતન

OLD FASHIONED a જૂના વિચાર ઢબનુ જૂના ચાલને અનુસરતુ

OLD-WIFE s વાવસુરી ડોશી વાતગરી વાતોડી ગારી બડબડીયલ ડોશીf

Oleaginous a [from L olea olive]તેલ જેવુ તેલમય ચિકણુ સુવાળુ

Oleander s [corr from L rhododendrum] પ્રતિહાસ નામનો છો

Olfactory a [L olo I smell & facio I make] વાસેન્દ્રિય સબધી સુઘવાની ઇન્દ્રી નુ વાણુ-સબધી સુઘવાનુ

Olibanum=a kind of gum=લોબાન

Oligarchy s [Gr oligos few & archein to rule] અ પ ઝન સત્તા f પ્રમુખત્વn રાજ્યn 2 થો ડા માણસનાહાથમા રાજ્યનો અધિકાર આપવાની રીત

OLIGARCHICAL a અલ્પજન સત્તાક અ પ જન પ્રમુખત્વ સ બધી

Olive s [L oliva] (The tree) જૈતુનn (the berry) જૈતૂનફળn 2 જૈતૂનના જેવો રગ આછામી રંગ

Omelet s [Fr omelette] ઇંડા ને બીજા વસાણાની બનાવેલી રોટલી

Omen s [L] ? progno tic શુકનm (generally pl) શુભાશુભ સૂચક ચિ હ્નn ભવિષ્યનું ચિ હ્ન લક્ષણ good o સારા-શુભ શુકન bad o અપશુકન ખોટા શુકન vt To indicate સૂચવવુ શુકન કરવા 2 પ્રત બાંધી કહેવુ ભવિષ્ય કહેવુ આગમણી કેવુ

OMINOUS a Inauspicious અપશુકનનુ અશુભ સૂચક અમંગળ માઠુ

Omit vt [L ob & mitto I send] To leave out મૂકી દેવુ વર્જવુ છોડી દેવુ, મૂકવુ 2 to forbear to do ભાંડી મૂકવુ ન કરવુ ગફલતથી-ભૂલથી ન ક as his father omitted nothing in his education તેના બાપે તેની કેળવણીમા કશું બાકી મૂકયુ નહીં

OMISSION s The act (See verb) 2 the not doing of (કશી વાત નહીં કરવાની મૂકી દેવાની) કસૂરf ચૂકવુf ભૂલf ચૂકf વર્જન 3 that which is omitted મૂકી દીધેલો અથવા ભૂલાએલ વાત

Omnibus s [L =for all]પચીસ ત્રીસ માણસ માય એવડી મોટા શહેરમા ભાડે ફરતી એક પ્રકારની ગાડી, આમનિબસ f

Omnipotent a [L omnis all & potens powerful] સર્વ શક્તિમાન The o સર્વ શક્તિમાન પરમેશ્વર

OMNIPOTENCE s. સર્વશક્તિf,અનંતશક્તિf, અપારશક્તિf

**Omnipresent** a. [*L. omnis* and *presens* present] સર્વભાવી, સર્વવ્યાપક, સર્વવ્યાપી, સર્વગત

OMNIPRESENCE s. સર્વત્રભાવીપણુંn, સર્વવ્યાપકતાf, સર્વવ્યાપીપણુંn.

**Omniscient** a [*L omnis* & *scio* I know] સર્વજ્ઞ,સર્વસાક્ષી, ત્રિકાલજ્ઞ.

OMNISCIENCE s. સર્વજ્ઞતાf, સર્વસાક્ષિત્વn, ત્રિકાલજ્ઞાનn

**Omnivorous** a [*L omnis* and *voro* I devour] બધું ખાનાર, સર્વભોજી, સર્વભક્ષક

**On** *prep* [*AS* ]ઊપર,ઉપરતું,પર as, a book on the tableમેજ ઉપરચોપડી, 2 towards & to the surface ofઊપર, પર; 3 at or near તરફ, ઊપર, (loc) એ, as, o each side દરેક બાજુ એ-તરફ-ઊપર,o. the coast કિનારે,કિનારા પાસે-આગળ-ઉપર,o the Ganges ગંગા ઉપર, or ગંગા કાંઠે-તીરે; 4 governing word expressive of time (loc) એ, માં; as, o. monday સોમવારે, o that day તે દહાડે; o. that occasion તે પ્રસંગે; 5 at the peril of-ને સટ્ટે-જોખમે, 6 in consequence of (with a verb in the past tense) એટલે, ત્યારે, પછી; as, o. his arrival તે આવી પહોંચ્યો ત્યારે-એટલે; or તેના આવી પહોંચ્યા પછી; o his returning no answer તેણે જવાબ ન દીધો ત્યારે-એટલે; 7 in reference or relation to તરફથી, તરફની, તરફથી તો; 8 concerning,about વિશે, બાબત, On duty કામ ઉપર ચઢેલુ-એઠેલુ; O. your part તમારી તરફનું-થી-થી તો; To play o. વગાડવું; as, he plays well o the violin તે સારંગી સારી વગાડે છે; in phrases like-'heaps on heaps'-'on' may be rendered by-ના, ઉપર; or by the old loc. of the first noun and the nom. of the second, or the latter noun only may be translated and qualified by ઉપરા ઉપરી; as, heaps on heaps ઢગેઢગ, ઢગ ઉપર ઢગ, ઉપરા ઉપરી ઢગ, phrases like 'on his word and on his honour' are rendered sometimes by સમ ખાઈને,but in most cases they must be rendered very freely; O a sudden એકાએક, એકદમ, અણચિંત્યું, અચિન્તુ, અચાનક; O. fire સળગતું,બળતુ, જળતુ, લાગતુ, આગથી બળી જતુ; (metaphorically)ક્રોધથી તપી ગએલ, ક્રોધાયમાન; O high ઉંચે,ઉપર, ઉપરનું, On't, on it તેનુ; O. the alert જાગ્રત, ચાક, ચારબાક,O the wing ઉડતુ, જતુ, ચાલતુ, અગીઆરા ગણતુ, ગચ્છન્તી કરતું. *ad* (most general sense) આગળ, 2 as, expressing continuance, after verbs, it may be rendered by કરવું, જવું with the participle in યા or એ, sometimes with રહેવું with the pres part; as, to say o. કહે-કહ્યા જવું-કરવુ, કહેતાં રહેવું; to sleep o ઉંઘ્યા ક, 3 adhering, not off સ્થિર, પાછળ, વળગેલુ, કાયમ; 4 (as clothes) પહેરેલુ; To put o પહેરવુ, ઓઢવુ, ઘાલવુ; And so on ઇત્યાદિ

ONWARD a. આગળનુ, આગળ,આગળ ચાલેલુ-ચાલતુ, વર્ધમાન, અગ્રગામી,as, o. course આગળ ગતિf. *ad* આગળ.

ONWARDS *ad* આગળ, અગાડી

**Onanism** s. [From Onan, a proper name] મુષ્ટિકર્મn, મુઠીઆં મારવા તે.

**Once** *ad.* (See under One).

**One** a. [*AS. an, æn*] એક; 2 (indefinitely) નામનો એક-કોઇ માણસ; as, o. Johns જોન્સ નામનો એક માણસ, some o કોઇ, કોઇએક; The little ones છોકરા,બચ્ચાં કચ્ચાં,The great ones મહા પુરૂષો; O as a correlative of another may be rendered byએક;3 closely bound together એક, એકરૂપ, એકસંપી, એક ગાંઠવાળુ; as, when all the Hindus shall be o. જ્યારે બધા હિંદુ લોક એકસંપી થશે,4 the same એકજ, એકનુ એજ, એકજ જાતનુ; as, o plague was on them all તે બધાને એકજ રોગ થયો હતો, One-eyed કાણું; One-story એકમાળીઉં, One...another કઇ-કઇn, કોઇ-કોઈ m; as, speaking o. thing and doing another બોલવું કંઇ ને કરવું કંઈ, Such a o કલાણો; Any o., some o. કોઇ, Every o હરેક-દરેક-પ્રત્યેક માણસ-વસ્તુ,One's self પોતે, જાતે, પંડે; One's own પોતાનુ; All o. એકનુ એક, O. by o એકે એકે; At o. મળતા વિચારનું,as, I am at o with you હુ તમારી જોડે મળતા વિચારનો છુ, O. another એકબીજાને, *ad.* આમણસામણ, એકબીજાને, અરસપરસ, પરસ્પર.

ONE-SIDED a. એકપક્ષી, એકતરફી.

ONCE *ad* At one time એકવાર-ફેરી-ફેરી-વખત-દાન; 2 formerly આગળ, પૂર્વે, ઘણા દહાડા ઊપર, પહેલા, This o આ-આટલી વાર-ફેરો-ફેરી, At o તેજ વખત, તરત, તાબડતોબ, એકદમ, તાકીદથી, લાગલુ; 2 સામટુ, સાથેલાગુ, એકીવખતે, O and again વારવાર, ફરી ફરીને.

ONENESS s એકપણુંn, એકત્વn,એકભાવm, ઐક્યn.

**One** s [*L. homo* man] A person indefinitely કોઇ પુરૂષ, કોઇ, as, if o. should ask જો કોઇ પૂછે, One's પુરૂષો,Great ones મ્હોટામ્હોટા,મ્હોટા પુરૂષો.

**Onerous** a [*L. onus* a burden] ભારે, જુલમ ભરેલું.

**One-sided** a. (See under One)

**Onion** s. [*L unio*] ડુંગળીf, પ્યાજn, કાંદાnpl; a single o. ડુંગળી-પ્યાજનુ ડલુ-કાંદુ.

**Only** a [old *E. onley, AS ænlic* one like] One alone એકલોજ,એકજ; Govind was the o person there ત્યાં એકલો ગોવિન્દ હતો,sometimes it may be rendered by જ, or જ with એકલો; as, ત્યાં ગોવિન્દજ હતો,ત્યાં ગોવિન્દ એકલોજ હતો 2 this and no other એકનુ એ એકલું, as, he is an o. child તે એકનો એક છોકરો છે, 3 this above all others સર્વોપરી, મુખ્ય,એક *ad* ફક્ત,માત્ર,કેવળ, -જ, do this o. માત્ર આ કરો

**Onset** s. હુમલોm, હગામોm, ધસારોm, ચઢાઇf, હલ્લોnm.

**Onslaught** s. [ *AS. on & slagan* to dash against] (See Onset)

**Ontological** a. [*Fr. ontologique*] પ્રાણીમાત્ર-ભૂતમાત્રના વિચાર સબંધી, O proof ભૂતમાત્રપ્રાપ્યસિદ્ધતાf, ભૂતમાત્રાનુભવ પ્રાપ્ય સિદ્ધતા.

ONTOLOGY s. ભૂત-પ્રાણીમાત્ર વિચારm, સત્તા શાસ્ત્રn.

**Onus** s [*L*] જુમ્મોm, બોજોm, O *probandi* પુરાવાનો બોજો.

**Onward, Onwards** (See under On).

age) ભરી આપવુ, ભરવુ, ભરી દેવું. *s* મરામત*f*, સમરામણી*f*, જીર્ણોદ્ધાર*m*, 2(of loss &c) ભરી આપવુ-પૂરૂ ક તે.

REPARABLE *a* સમરાવી શકાય-ની મરામત કરાય એવુ, 2 પૂરૂ કરી-ભરી શકાય તેવુ

REPARATION *s* The act (See the verb 1, 2), 2 amends (for loss or injury) (See the verb 3), પૂરૂ કરવું તે, બદલો*m*, અવેજ*m*, નુકસાન*m*.

**Repair** *vi* [*Fr repairer* to haunt] જવું, આવવુ, આવી જવુ

**Repartee** *s* [*Fr. repartie, L pars* a part] હાજર જવાબ*m*, ઝટપટ અને ચતુરાઇથી આપેલો ઉત્તર-જવાબ, સમયોચિત ઉત્તર.

**Repast** *s* [*L -pasco* I feed] ભોજન ક તે, ભોજન*n*, જમણ*n*, આહાર*m*; 2 victuals ખોરાક*m*, ખાવાનુ*n*, ભક્ષ્ય*n*, અન્ન*n*, ખાણું*n*

**Repay** *vt* [-pay] (money) પાછુ આપવું, ભરી દેવુ, ફેડવું, વાળવું, વળત ક; 2 to requite (a kindness, an injury)-નો બદલો-સાટુ-અવેજ વાળવો-લેવો, વાળવું, વાળી આપવુ; 3 compensate-ને બદલે મળવુ

REPAYMENT *s* The act (See the verb), 2 જે મજરે આપેલુ-પાછુ આપેલુ-ભરી દીધેલુ હોય તે

**Repeal** *vt.* and *s* [*Fr re* back and *appeler, L. appello* I call] (a deed, law &c) રદ્-બાતલ ક, કાઢી નાખવુ.

REPEALER *s* (કોઈ કાયદો) રદ કરવાને માટે કોશેશ કરનાર-રદ કરવો જોઇએ એવો મત ધરાવનાર-એવી તકરાર લેનાર.

**Repeat** *vt.* [*L -peto* I seek] પુન - બીજીવાર-ફરીથી કહેવુ-ક., 2 to recite *n* મ્હોડે કરેલું બોલવુ-ભણવું, ગોખવુ, કથન *m*ક.

REPEATED *a*, Done again ફરી ક-ને-ફરીથી-પુન કરેલું; To make r. attempts ફરી ફરીને યત્ન ક.

REPEATEDLY *ad.* વાર વાર, પુન પુન, ફરીને, વડી વડી, વારે ઘડીએ, ઉ-

REPEATER *s* The doer-See the verb, ... વાગતું ઘડીયાળ; 3(દશાંગમાં) ...; 4 a revolver q v.

REPETITION *s* The act (See the r. ...) પુનરાવૃત્તિ*f*, પુનરુક્તિ*f*, ...

[illegible]

**Repel** *vt.* [*L. pello* I drive] પાછુ હઠાવવુ-હાંકી કાઢવું, પાછુ હઠવાની ફરજ પાડવી, આગળ વધવા નહી દેવુ, 2 resist successfully (a) (an encroachment) અટકાવવું,-નો અટકાવ ક., (b) (an argument) તકરારનો જવાબ-રદિયો આપવો, હરકત લેવી.

REPELLENT *a* પાછુ હઠાવનાર-હાંકી કાઢનાર, આગળ વધવા નહી દેનાર, 2 (See Repulsive)

**Repent** *vi* [*Fr. repenter, L.-pœniteo* I cause to repent] પશ્ચાતાપ ક, પસ્તાવું, ખેદ પામવો, દલગીર થવુ, 2 (theol) પાપનો-ને માટે પશ્ચાતાપ-પસ્તાવો ક. *vt* (follies, vices, words &c)-ને માટે-નો પસ્તાવો-પશ્ચાતાપ ક., I shall make him r his follies તેની મુર્ખાઇનો હુ તેની પાસે પસ્તાવો કરાવીશ

REPENTANCE *s* પશ્ચાતાપ*m*, પસ્તાવો*m*, અનુપાત*m*, ઝુરવણો.

REPENTANT *a* પશ્ચાત્તાપી, દલગીર, ખિન્ન, અનુતાપી, 2 showing sorrow દલગીરી સૂચક, પશ્ચાત્તાપમય, પસ્તાવો દેખાડનાર-નુ

**Repertory** *s* [*L.-pario* I bring forth] જેમા સઘળી વાતો-ચીજો નિયમસર ગોઠવેલી હોય તે, કોઠાર*m*, ભંડાર*m*, વખાર*f*

**Repetition** *s.* (See under Repeat.)

**Repine** *vi* (at, against) [-pine] ખીજાયા ક ચિડાયા ક, મનમા બળ્યા ક, રીસે ભરાવું, ઝુરવુ, અસંતોષ માનવો; as, to r at the dispensations of Providence ઇશ્વરે જે કીધુ હોય તેપર અસંતોષ માનવો, 2 to murmur બબડવું, કકળવું, કકળાટ ક.

REPINING *a.* (temper) બબડે-કકળે એવું

**Replace** *vt.* જ્યા-જે જગ્યામાં પહેલા હતુ ત્યાં તે જગ્યામા પાછુ મૂકવુ, જ્યાનુ ત્યા-જ્યા હતુ ત્યા મૂકવુ, પૂર્વ સ્થિતિમા આણવું; 2 to refund પાછુ આપવું, ભરી દેવું, ફેડવુ; 3 (by a proper substitute) (pe... ...ની જગ્યામાં-ને ઠે... બદલવું,-ની જ... be difficul... પૂરવી મુશ્કેલ...

**Replete** *a* [*L -pleo*] ભરેલુ, ભરપૂર.

REPLETION *s.* ભરેલુ-ભરપૂર હોવું તે.

**Replication** *s.* [See Reply] (see Rejoinder).

**Reply** *vi.* and *vt.*[*L -plico* I fold] જવાબ-ઉત્તર દેવો-આપવો-વાળવો; 2 (law) પ્રતિવાદીએ આપેલા જવાબનો વાદીએ પ્રત્યુત્તર વાળવો, રદ જવાબ આપવો. *s.* જવાબ*m*, ઉત્તર*m*, પ્રત્યુત્તર*m*.

**Report** *vt* [*L.-porto* I carry]-ને (શોધ-તપાસ કરવાથી માલમ પડેલી) હકીકત કહેવી-લખવી, 'રીપોર્ટ' ક, ખબર ક, નિવેદન ક, 2 to give account of -નુ બ્યાન-વર્ણન ક., હેવાલ આપવો, રીપોટ ક; 3 અફવા ઉડાવવી-ચલાવવી; To be reported અફવા હોવી-ઉડવી; 4 (officially) અધીકારની રૂએ ખબર હેવાલ આપવો; 5 to lay a charge against-વિશે ફરીઆદ-રીપોટ કરવો, To be well reported of-ની સારી -સુકીર્ત્તિ હોવી. *vi* બીનાઓનો હેવાલ આપવો, હકીગત કહી જવી *s.* હેવાલ*m*, હકીગત*f*, નિવેદન*n*, રપોટ*m*, 2 rumour અફવા*f*, ઉડતી ખબર, વાત*f*, ગપ*f*, 3 repute (a) (good) આબરૂ*f*, સુકીર્ત્તિ*f*, નામ*n*, (b) (evil) ગેરઆબરૂ*f*, અપકીર્ત્તિ*f*, નામ*n*, Of good r. સુકીર્ત્તિવ ત; 4 sound અવાજ*m*, શબ્દ, (of a gun) બાર*m*, અવાજ*m*, 5 a record of judicial opinion ફેસલો*m*, નિવેડો*m*, 6 an official statement અધિકારની રૂએ આપેલો હેવાલ, કેફીયત*f*, નિવેદન; 7 સવિસ્તર હકીકત, હેવાલ*m*, 8 આપેલી ખબર, જાહેરાત; A loud r ધડાકો*m*, To spread a r ઢંઢેરો પીટવો, અફવા ઉડાવવી

REPORTER *s* ખબર આપનાર, બાતમીદાર, અખબાર નવીસ*m*, 'રિપોર્ટર.'

**Repose** *vt.* [*L.-pono* I place] મૂકવુ, મૂકીને આરામ લેવો; as, the limbs લાંબા કરીને આરામ લેવો, 2 (fig) મૂકવુ, રાખવું, ક, as, to r. confidence in નો ભરોસો રાખવો. *vi* To sleep સુવું, આરામ લેવો, પોઢવુ, આડા પડવું, લંબાવુ, 2 to rest in confidence વિશ્વાસ-ભરોસા ઉપર રહેવું, 3 (a layer) પડી રહેવું,-ના ઉપર હોવું. *s.* આરામ*m*, વિશ્રાંતિ*f*, વિસામો*m*; 2 ... mind સમાધાન*n*, નિરાત*f*, ...પણું*n*.

... વખાર*f*, કોઠાર*m*, ભં-

**Repugnant** *a.* (to) [*L. pugno* I fight] પ્રતિકૂળ, સામું, ઉલટું, વિરૂદ્ધ, અનનુસરતુ, 2 અણગમતુ, અરૂચતુ

REPUGNANCE *s.* નાખુશી*f*, અણગમો, *ક* ટાળો*m*,ત્રાસ*m*; 2 contrariety ઉલટા-વિરૂદ્ધ પણું*n*, વિરોધ*m*.

**Repulse** *s.*[*L -pello* I drive] સામો અટકાવ-નડતર*f*,પાછુ હઠવું તે;To meet with a r. પાછા હઠવું-પડવું.*v.t* સામા થઈને અટકાવવું, પાછુ-પાછળ હઠાવવું -કાઢવું.

REPULSION *s.* પ્રતિસારક શક્તિ*f*-ગુણ*m*,પ્રત્યાકર્ષણ*n*, અપકર્ષણ*n*.

REPULSIVE *a* Repelling પ્રતિસારક, પ્રતિઘાતક, પ્રત્યાકર્ષક; 2 cold (manners &c.) ઉમળકા વગરનું,અપ્રીતિજનક, નિ:સ્નેહ, ગમે નહી-કંટાળો આવે એવું, અતડુ.

**Repute** *vt.* [ *L -puto* I reckon ] ગણવું, માનવું, લેખવું,સમજવું *s.* નામ*n*, કીર્તિ*f*, આબરૂ*f*, ઇજ્જત*f*, સાખ*f*,હુરમત*f*, Old r. પુરાતનકાળથી રાખેલો મત; Good r. સુકીર્તિ*f*, સારૂ નામ*n*-સાખ*f*, Ill r. અપકીર્તિ*f*, દુષ્કીર્ત્તિ*f*, ખોટી સાખ*f*.

REPUTABLE *a.* (pers. character &c.)કઇ માન પામેલું,-ની ગણના હોય એવુ, ગણવાજોગ, 2 (things, acts) કઇ માન-આબરૂ નુ-ભરેલું, માનયુક્ત ગણાય એવુ.

REPUTATION *s.* નામ*n*,આબરૂ*f*,માન*n*, ઇજ્જત*f*, હુરમત*f*,સાખ*f*, આટ*f*.

**Request** *vt.* [*L. -quæro* I seek] (a) (things) માગવું,-ને માટે અરજ-વિનતિ-પ્રાર્થના ક., (b) ( pers. ) ને વિનતી ક.,-ને કહેવું, અરજ ક. *s.* માગણી*f*, માગવું-કહેવુ તે; 2 prayer (to a superior or to God) પ્રાર્થના*f*, અરજ*f*, વિજ્ઞાપના*f*, અરજી*f*, વિનતિ*f*, એલતેમાસ*m*; 3 the thing asked for માગેલી વસ્તુ-ચીજ*f*, માગણું*n*; 4 ખપ*m*,માગ*f*, To be in r માગે-ભાવ પુછે એવું હોવુ,-નો ખપ-માગ હોવી.

**Require** *vt.* [See Request] (a) (pers )-ને ફરમાવવું-જરૂર પાડવી-એલતેમાસ ક , (b) (things) માગવુ, સત્તા-હકથી કહેવું-માગવુ; 2 to make necessary-ની જરૂરીઆત હોવી,-ની જરૂર પડવી-હોવી; as, the law of God requires strict obedience ઇશ્વરની આજ્ઞા ચોકસ રીતે પાળવાની જરૂર છે; 3 to call to account for પુછવુ, માગવુ; 4 to avenge નુકશાનનો બદલો લેવો,

REQUIREMENT *s.* Demand સત્તાની-હકની માગણી; 2 ફરમાવેલું હોય તે, ફરજ*f*, કર્તવ્ય*n*, ફરમાન*n*; as, every r. of the law of God ઈશ્વરના કાયદામાં જે બધુ ફરમાવેલુ હોય તે.

REQUISITE *a* જરૂરનું, અગત્યનુ, આવશ્યક. *s.* જરૂરનું-અગત્યનુ હોય તે, જરૂરની-અગત્યની-આવશ્યક ચીજ-વસ્તુ.

REQUISITION *s.* માગણી*f*, દાવો ક. તે; 2 અરજી*f*; 3 કેદી સોંપવાની માગણી*f*, ઘાસદાણાની માગણી*f*. *vt.*પાસે માગણી ક.

**Requite** *vt.* [-quite] (See Repay 2 ); 2 to do or give in return બદલે ક.-આપવું, અવેજ-બદલો વાળવો.

REQUITAL *s.* (In a good sense) બદલો*m*, અવેજ*m*, સાટુ*n*,ખંગ*m*, (in a bad sense) વેર વાળવુ તે, સામો અપકાર, પ્રતિદંડ*m*, સાટુ*n*, સજા*f*.

**Rescind** *vt.* [*L.-scindo* I cut] (A law, a decree) રદ્દ-બાતલ-મોકુફ ક.

**Rescript** *s.* [ *L -scribo* I write ] (written in reply) કોઇ કાયદાસર સવાલનો પોપે અથવા બાદશાહે આપેલો જવાબ-ઉત્તર; 2 an edict રાજાનો હુકમ, આજ્ઞાપત્ર*n*, ફરમાન*n*, પરવાનો*m*, રાજઆજ્ઞા*f*.

**Rescue** *vt.* [*L. re* away, *ex* out and *quatio* I shake] છોડવવું, કાઢવુ, બચાવવુ,-નો બચાવ-છુટકારો-છુટકો ક. *s.* છુટકો*m*, મુક્તિ*f*, બચાવ*m*, રક્ષણ*n*; 2 (law) (of a thing distrained) કાયદાસર પકડાએલી ચીજને કાયદા વિરૂદ્ધ પાછી જોરજુલમથી છોડવી લેવી તે; 3 (of a person under arrest ) કોઈ પુરૂષને કેદમાથી જબરદસ્તીથી છોડવવો તે.

**Research** *s* [-search] જ્ઞાનને માટે શોધ*f*,શોધન*n*, સંશોધન*n*, તલાસ*f*, ખોળ*f*, તપાસ*f*.

**Resemble** *vt.* [ *L -similis* like ] ના જેવું-સરખું હોવુ-થવુ-નીકળવુ,-ને મળતું આવવું, 2 to compare સરખાવવુ,-ની ઉપમા આપવી.

RESEMBLANCE *s* Likeness સરખા-મળતાપણું, સરખામણી*f*, સાદૃશ્ય*n*, 2 something similar ઉપમા*f*, મિસલ*f*, પ્રતિમા*f*, પ્રતિરૂપ*n*.

**Resent** *vt. vi.* [*L -sentio* I feel] ખુરૂં માનવું, મનમા માઠુ આણવુ,-ને માઠુ લાગવું, થી નાખુશ થવું,-ને ગુસ્સો લાગવો.

RESENTFUL *a.* (pers.) ચિડિયું, તામસી, ગરમ મીજાજી, જલદી ખીજવાઈ-તપી જાય એવું

RESENTMENT *s.* (See the Verb), ગુસ્સો*m*, તામસ*m*, રીસ*f*, કોપ*m*, રોષ*m*, ખફગી*f*.

**Reserve** *vt.* [ *L -servo* I keep ] રાખી મૂકવુ, મેહેલી છાંડવુ, રાખવું; 2 to retain રાખવું, પેટમાં-મનમાં રાખવું, બહાર નહીં કાઢવુ. *s.* (કશા)માટે રાખેલો-ઉચો મૂકેલો પદાર્થ, (કશા) સારૂ રાખેલી ચીજ; 2 મનમાં રાખેલું તે, કંઈ જાહેર નહી કરેલું તે; 3 backwardness લાજ*f*, પડદો*m*,ખચકો*m*, સકોચ*m*; 4 ( in banking &c. ) અનામત રાખેલો અવેજ; 5 સંઘરી રાખેલી વસ્તુ, સચય*m*, સઘરો*m*; In r. વખાર-ભંડારમાં રાખેલું-સંઘરી મૂકેલુ; Reserves રાખી મૂકેલું સૈન્ય*n*, -ફોજ*f*, ફાજેલ-ફાલતુ લશ્કર.

RESERVATION *s* (The act) (See the verb 1, 2); 2 thing withheld દાબી રાખેલી-ઉચી મેલેલી વસ્તુ -ચીજ*f*,રાખી મૂકેલી ચીજ,3 (in law) (in a deed &c) (લેખ-પત્રમાં) (a) છૂટી-બચી જવાય તેવુ કોઇ વાક્ય-બારી*f*, (b) proviso શરતવાળું વાક્ય, શરત*f*,as,the instrument contained this r "Provided that my son is willing" તે લેખમાં શરત હતી કે " જો મારો છોકરો રાજી હોય તો "; Mental r. મનમાં પાપ રાખીને કહેલું કબુલાત આપવી;To speak without r. મોકળે મને બોલવું, પેટ ખોલીને બોલવુ.

RESERVED *a* ખુલ્લા-મોકળા મનનું નહી, શરમાળ, સકોચ વૃત્તિનું, થોડા બોલુ, મનમાં પડદો રાખતુ, મન મેલું.

RESERVOIR *s.* હોજ*m*, તળાવ*n*, કુડ*m*, ટાંકુ*n*, ટાંકી*f*

**Reside** *vi.* [*L.-sedeo* I sit] રહેવુ, વાસ ક., વસવુ.

RESIDENCE *s.* વસવું-રેહેવું તે, વાસ*m*, વસ્તિ*f*,નિવાસ*m*, 2 a dwelling મકાન*n*, ઘર*n*, રેહેઠાણ*n*, રેહેવાની જગ્યા, ઠેકાણું*n*, નિવાસ*m*.

RESIDENCY *s.* (See Residence); 2 (of a resident in India) " રેસીડન્ટ " ને રહેવાની હવેલી, ' રેસીડન્સી'*f*.

RESIDENT *a. s.* રેહેનાર, વસનાર, (pers.) વાસી, રેહેવાસી; 2 (at a

With r. to વિષે, સંબંધી; 4 (*pl.*) મુજરોm, સલામf, પ્રણામmpl, અભિવંદનn,નમસ્કારmpl; To pay one's respects સલામ ક, દર્શન ક-લેવા, મુજરો ક

RESPECTABILITY *s.* આબરૂf, ઇજ્જત f, યોગ્યતાf, સંભાવ્યતાf, માનn, પ્રતિષ્ઠાf.

RESPECTABLE *a* (pers.)આબરૂદાર, ઇજ્જતદાર, હુરમતવાળું,સંમાન્ય,સંભાવિત, પૂજ્ય, માન-આબરૂનેલાયક-યોગ્ય; 2 moderate ઠીક, સારૂ, મધ્યમ, ચાલે તેટલું, વ્યવહારિક

RESPECTED *a* માન પામેલું, પ્રતિષ્ઠિત, આબરૂદાર.

RESPECTFUL *a.* (pers.)મર્યાદશીલ, અદબવાળું, આદરયુક્ત; 2 (things) અદબ-મર્યાદા નું-ભરેલું, આદરભાવવાળું

RESPECTFULLY *ad.* અદબસર, મર્યાદાથી, માન રાખીને, આદરપૂર્વક-સાથે.

RESPECTING *prep* વિષે, બાબે, સંબંધી

RESPECTIVE *a.* પોતપોતાનું, આપઆપનું, જેનું તેનું, સૌસૌનું

RESPECTIVELY *ad.* જેનું તેનું, યથાક્રમ, પોતપોતાનું

**Respire** *v.i.* [*L.-spiro* I breathe] શ્વાસ લેવો અને કાઢવો, શ્વાસોશ્વાસ લેવો-ક; (See Breathe *v.i.*)

RESPIRATION *s.* The act(See the verb) શ્વાસોશ્વાસm.

RESPIRATORY *a* શ્વાસોચ્છવાસનું-સંબંધી; R. organs શ્વાસેંદ્રિયf.

**Respite** *s.* [old *Fr. respit,* See Respect] થોડી મુદતનો વિસામો-આરામ-છૂટકારોm; 2 (law) reprieve દેહાંત શિક્ષાની તહકુબી;3 a postponement તેહકુબીf, મહેતલf, મુદતf *v.t.* -ને મુદ્દતનો વિસામો-છૂટ આપવી,-થી કેટલીક મુદ્દત સુધી છૂટ મળે તેમ ક; 2 દેહાંત શિક્ષા (અમુક) મુદ્દત લગણ મુલતવી રાખવી, 3 (as a jury) કોરટમાં હાજર થવાની થોડા વખતની તહકુબી આપવી.

**Resplendent** *a.* [*L.-splendeo* I shine] ચકચકિત,તેજસ્વી,પ્રકાશમાન

**Respond** *v.i.* [*L.-spondeo* I promise]-નો જવાબ દેવો-વાળવો-નો ઉત્તર -પ્રત્યુત્તર આપવો; 2 to correspond -ને-ની જોડે મળતું-બેસતું-જમતું આવવું; 3 સામું કરી બતાવવું

RESPONDENT *s.* પ્રતિવાદીm, જવાબદારm, પ્રતિવિવાદીm.

RESPONSE *s* જવાબm, પ્રત્યુત્તરm; 2 (in worship) ખ્રિસ્તી ભજનમાં ઉપાધ્યાયના ભણ્યા પછી લોક જે ઉત્તરવાક્ય કહે છે તે, ઉત્તરવાક્યn,આતરો;3 સામું કરી બતાવવું તે

RESPONSIBILITY *s* જવાબદારીf,જુમ્મેદારીf, જોખમn, જુમ્મોm

RESPONSIBLE *a* જવાબદાર, જોખમદાર,જુમ્મેદાર;2 able to meet liability માથે લીધું હોય તે અદા કરી-વાળી શકે એવું, 3 જવાબદારી-જુમ્મેદારી નું.

RESPONSION *s* ઓક્સફર્ડના વિદ્યાલયમાં છેવટની પદવીની પરીક્ષા પહેલ આપવાની પરીક્ષા.

RESPONSIVE *a* જવાબ-ઉત્તર દેનાર-વાળનાર, 2 મળતું આવતું, બંધ બેસતું આવે તેવું, અનુરૂપ, યોગ્ય

**Rest** *s.* [*AS., Ger rast*] (from labour &c.) વિસામોm, નિરાંતf,વિશ્રાંતિf,વિરામm, આસાએશf,2 quiet આરામm, શાંતિf, સમાધાનn, ચેનn, નિવૃત્તિf, જંપm, સુખચેનn; 3 sleep ઉંઘf, નિદ્રાf; 4 death દેહાવસાનn, અવસાનn,મોતn, 5 place of quiet વિસામાની જગા, વિશ્રાંતિસ્થાનn, 6 (a) (for a burden) વિસામોm, (for a lance, whip &c.) લાગm, ઘોડોm, 7 (poet.)a short pause યતિf, વિરામ સ્થળn, અવસાનn; (in calculating interest)ખાચોm; At r.સ્થિર, નિશ્ચળ,ઉભું, સ્તબ્ધ; To feel at r સુખ થવું, ચેન પડવું, કળ વળવી *v.i.* To cease from (a) (motion) અટકવું, થોભવું, સ્થિર થવું, (b) (labour) પરવારવું, આરામ-વિસામો લેવો, બંધ ક-રાખવું,થાક ખાવો, 2 to be quiet સ્વસ્થ-સુખી-સ્થિર--શાંત હોવું-થવું, 3 to be at peace -માં સમાધાન-ચેન-શાંતિ-નીરાંત હોવી-થવી, 4 to repose આરામ ક, સુવું; 5 to die or be dead મરણ પામવું, મરણાવસ્થામાં હોવું; 6 (against) to lean અટેલવું, અઢીંગવું, પર આધાર રાખવો,-નો આધાર હોવો, 7 to stand on રહેવું,-થી ટેકો મળવો,-ઉપર ટેકવી રહેવું; 8 to be satisfied-થી સંતુષ્ટ થવું, સંતોષ માનવો, -થી રાજી થવું; 9 to rely on વિશ્વાસ રાખવો,-નો ભરોસો ક,-ના ભરોસા-વિશ્વાસ ઉપર રહેવું, To r. with-ના હાથમાં હોવું,-ના ઉપર આધાર રાખવો, as, it rests with him to decide નિશ્ચય કરવો એના હાથમાં છે. *v.t.* (physically) મૂકવું,-ને ટેકો દેવો-આપવો,-ને અઢીંગાવવું, ટેકવવું; 2 (morally) આધાર રાખવો; we r. our cause on its truth સત્ય ઉપર અમે અમારા પક્ષનો આધાર રાખીએ છીએ.

RESTLESS *a.* બેચેન,અસ્વસ્થ,બેકરાર, 2 (night &c.)બેચેની-અજંપામાં નીકળેલું, તાળાવેલીનું,ટળવળાટ-બેચેનીવાળું, ઉંઘ વગરનું, નિદ્રાહીન; as, the patient passed a r. night દરદીએ બેચેનીમાં રાત કાઢી, 3 not satisfied to be at rest (a) (pers.) ચપળ, ચંચળ, ઘાલમેલિયું, ગરબડિયું; as, a r. prince ઘાલમેલિયો રાજા, (b) (ambition &c.) શાંત-તૃપ્ત નહીં થતું.

**Rest** *s.* [*L.-sto* I stand] The remainder બાકીf,શેષn,બાકીની-રહેલી ચીજ; 2 others બીજાઓ, અવર, ઇત્યાદિ, વિગેરે, as, Plato and the r. પ્લેટો ઈત્યાદિ

**Restaurant** *s.* [See Restore] જે ઘરમાં જમાવાનું તૈયારમળે છે તે ઘરn, ભોજનગૃહn, પોચાખાનુંn, વીશીf.

**Restitution** *s* [*L.-statuo* I put] પાછું આપવું તે, 2 indemnification તોટો-નુકશાન ભરી આપવું તે; R. of all things જગતનું પુનઃ સ્થાપન

**Restive** *a.* [*L.-sto* I stand] (a horse) અડિયલ, હઠ લઇને આગળ ન ચાલે એવું, હઠીલું, 2 દાબ-અંકુશનું અધીર-ન ખમે તેવું; 3 જં પીને ઉભું ન રહે તેવું, હાલ હાલ કરે તેવું.

**Restore** *v.t.* [*Fr. restaurer, L.-sto* I stand] (what has been lost &c.)પાછું આપવું, 2 to replace-માએ ફરીથી મૂકવું,-ને કરીથી આપવું-અપાવવું, 3 (virtue &c.) પાછું લાવવું, પુનઃ સ્થાપન ક, To be restored પાછું થવું, 4 (from a state of ruin) પૂર્વ સ્થિતિમાં પાછું આણવું, નાશમાંથી ઉગારીને અસલ હાલતમાં લાવવું, 5 (from disease)-નો રોગમાંથી છુટકો -મુક્તિ ક ,સાજું-સારૂં-તનદુરસ્ત-આરોગ્ય ક; 6 to give in place of બદલે-બદલામાં-અવેજમાં-સાટામાં આપવું; 7 to repair સમારવું, મરામત કરાવવી, ફરીથી બાંધવું, જીર્ણોદ્ધાર ક; 8 (to life) ફરીથી જીવ આપવો-આણવો,જીવતું ક.

RESTORATION *s* The act(See the verb 1, 2, 5), 2 પુનઃ સ્થાપનn, ફરીથી પાછું થવું તે,ફરીથી સ્થાપન ક. તે;

રહેલું-કરેલુ હોય એવું, ઘણી આવજ ન-હી હોય એવું; 2 (સરકારી કામ મૂકી) ઘેર બેઠેલું; 3 (place) એકાંત.

RETIREMENT *s.* The act (See the verb); 2 private abode એકાંત સ્થળ*n*-રહેઠાણુ*n*-વાસની જગ્યા, 3 private way of life એકાંતવાસ*m*, એકાંતવાસમાં રહેવુ તે.

RETIRING *a.* Reserved (pers. &c.) લજ્જાયુક્ત, એકલમાર્ગી, શરમાળ, મર્યાદાવાળુ, અદબવાળું, સંકોચાતુ ફરનારૂ

**Retort** *vt.* [*L.-torqueo* I twist] (a charge, accusation &c.)-ને બદલે પાછુ વાળવું, પાછુ વાળવું, ઉલટાવીને પાછુ કહેવું-દલીલ વગેરે આપવી, ઉથલો વાળવો, A retorted line પાછી વાળેલી લીટી. *vi.* (upon) (a) (with a like charge &c.) ઉલટાવીને-ઉલટુ-વિરૂદ્ધ-સામુ બોલવું-કહેવું, ઉથલો વાળવો, (b) (with a severe reply) કરડો સખ્ત જવાબ દેવો-આપવો. *s.* ઉલટાવીને કહેલબોલ, ઉલટો-સામો આપેલો જવાબ, પ્રત્યુત્તર*m*, 2 (chem.) (ગાળવાના કામનું) વાંકી નળીવાળુ યંત્ર-વાસણ, વકનળી*f*.

**Retrace** *vt.* [*Fr., L.-traho* I draw] તેને તે રસ્તે પાછું જવું-આવવું, To r. one's steps પાછા પગલા ભરવા, પાછાં ફરવું; To r. one's proceedings કામો-કૃત્ય ફેરવવાં.

**Retract** *vt., vi.* [*L.-traho* I draw] (a statement, charge &c.) (બોલેલો)બોલ પાછો લેવો(see Recall), પાછુ ખેંચી લેવુ.

**Retreat** *vi.* [See Retract] (from) પાછુ હઠવું-જવું, અપસરણ ક.; 2 (into seclusion) એકાંત વાસમાં જવું-આશ્રમ ધરવો, એકાંત વાસ ક.; 3 (into or for safety)-મા હઠીને જવું. *s.* પછાડી જવું-હઠવું તે; 2 retirement એકાંત વાસ*m*, એકાંત જગ્યામા વાસ ક. તે; 3 a place of retirement એકાત સ્થાન*n*-જગ્યા-ઠેકાણુ*n*-આશ્રમ *m*; 4 a place of security આશ્રય *m*; 5 (mil.) શત્રુ આગળથી પાછા હઠવું તે, અપસરણ*n*; To beat a r. પોબારા ગણવા.

**Retrench** *vt., vi.* [-trench] કાપવું, છાંટવુ; 2 (expenses &c.) ઓછુ-કમી ક., ટુંકું ક., ઘટાડવુ, થોડો ખરચ કરીને ગુજરાન ક.

RETRENCHMENT *s.* The act (See verb).

**Retribution** *s.* [*L.-tribuo* I give] બદલો*m*, ફળ*n*, અવેજ*m*, પ્રતીકાર*m*, પ્રતિફળ*n*-ક્રિયા*f*, (in the future state) પરલોકમા મળનાર કર્મફળ-ફળ.

RETRIBUTIVE *a.* Repaying પ્રતિફળદાયક, પ્રતિકારી, કામ પ્રમાણે ફળ મળે-આપે એવું.

**Retrieve** *vt.* [*Fr. re* again & *trouver* to find] (a) (one's credit, character &c.) પાછુ મેળવવું-સંપાદન ક., (b) (fortune)-ની ચઢતી ફરીથી થાય તેમ ક.

RETRIEVER *s.* મારેલો શિકાર વિગેરે ગેરવલ્લે પડેલી ચીજ શોધીને લાવે એવો કુતરો.

**Retrocession** *s.* [*L. retro* back, & *cedo* I go] પાછુ જવું-આપવું તે.

**Retrograde** *a.* [*L. retro* backward, *gradior* I go] (movement &c.) પાછું જવું, પાછુ પગલુ ભરવું, પાછુ હઠવુ, ઉતરતુ જવું, ઉલટુ જવું હોય તેવું, ઉલટુ; 2 (planet) દેખીતું પૂર્વથી પશ્ચિમ તરફ જવું, વક્રગતિનું, 3 (fig.) ઉતરતી-પડતી હાલતનું થતુ-મા આવવું, અપકર્ષનું. *vi.* પાછુ-પછાડી હઠવું-જવુ, પાછે પગલે જવું.

RETROGRESSION *s.* The act (See the verb), પ્રતિગમન*n*, વક્રગતિ*f*.

RETROGRESSIVE *s.* (See Retrograde *a*).

**Retrospect** *s.* [*L.-specio* I look] ગતાવલોકન*n*, ગયા-ગુજર્યા વખત-બનાવનો વિચાર; as, the r. of a life well spent સારા કામમાં ગુજરેલી જીંદગીનુ ગતાવલોકન, સિંહાવલોકન*n*.

RESTROSPECTIVE *a.* (view &c) ગતાવલોકનનું, ગત સંબંધી, ગતાવલોકી; 2 (effect, &c.) થયા પહેલાના વખતની સાથે-ગઇ વાત સાથે સંબંધ રાખે એવું-રાખનાર-ને લાગુ પડે એવું, ગતકાળાપેક્ષક; as, a penal statue can have no r. effect દંડ સંબંધી કાયદો તે થયા પહેલાના કૃત્યને બિલકૂલ લાગુ પડી શકતો નથી.

**Return** *vi.* [-turn] (to the same place or state) પાછા-ફરીને આવવું-જવું-થવું; 2 (poet.) to answer ઉત્તર-જવાબ દેવો-આપવો, 3 to speak again of a subject ફરીને તેજ વિષય ઉપર બોલવું. *vt.* પાછુ આપવું-આણી આપવું-મોકલવું-મોકલી દેવું-હવાલે ક.-લાવવું-લઈ જવું; 2 to repay (money) પાછુ-મજરે આપવું-આપી દેવું, ફેડવુ, વાળવું; 3 (an answer) આપવું, વાળવું, દેવું; 4 (iniquity &c.)-નો બદલો-સાટુ વાળવું; 5 (the number or quantity of)-ની ખબર આપવી,-ની યાદી-પત્રક કરીને મોકલવું; as, to r. the number of men fit for duty કેટલા માણસ કામ કરવા લાયક છે તેની ખબર આપવી; 6 બજાવવા આપેલી કામગીરી પાછી મોકલવી; 7 to send મોકલવું, રવાના ક.; 8 to elect ચૂંટીને મોકલવો. *s.* The act of coming or going back (See the *vi* 1); as, we await their r. અમે તેઓના પાછા આવવાની વાટ જોઇએ છીએ; 2 the act of giving &c. (See the *vt.*); 3 (periodical renewal) ચોકસ-ઠરાવેલે વખતે-ફરીથી બનવુ-થવું-આવવું તે, The r. of the seasons ઋતુઓનું ફરી ફરીને આવ્યા ક.; 4 profit નફો*m*, ઉત્પન્ન*n*, ઉપજ*f*, પેદાશ*f*, હાસલ*f*, લાભ*m*, ફાયદો*m*, પ્રાપ્તિ*f*, મળતર*n*, વળતર*n*, 5 requital બદલો*m*, અવેજ*m*; 6 a report or account હકીકત*f*, પત્રક*n*, 'રીટર્ન'*n*, નિવેદન*n*.

RETURNABLE *a.* (law) કાયદા પ્રમાણે પાછુ મોકલવું-આપવું-આપી દેવું જોઈએ તેવું.

**Reunite** *vt.* [-unite] (after separation) ફરીથી જોડવુ-મેળવી દેવુ; 2 (after variance) વચ્ચે સમાધાન-બનાવ ફરી થાય તેમ ક., પાછાં મળે તેમ ક.,-ની વચ્ચે સંપ-સલાહ કરાવવી. *vi.* ફરીથી જોડાવું-મળી-ચોહોટી જવું.

REUNION *s.* ફરીથી મળવું-મિલાપ થવો તે, પુનર્યોગ*m*, પુનઃસંધાન*n*; 2 (of familiar friends) મિત્રોની મંડળી-સભા*f*, બેઠક*f*, મિત્ર મંડળ*n*-સમાગમ *m*, મિત્રમેળો*m*.

**Reveal** *vt.* [*L.-velo* I veil] ઉઘાડું ક., પડદો ખોલવો; 2 to disclose પ્રગટ-પ્રસિદ્ધ ક., કહેવું, જણાવવુ, as, God has revealed his will to men ઈશ્વરે પોતાની મરજી માણસને જણાવી છે.

REVEALED *a.* ઈશ્વરોક્ત; as, the r. will (of God) ઈશ્વરોક્ત શાસ્ત્ર.

REVEALER *s.* પ્રગટ-પ્રસિદ્ધ કરનાર, જણાવનાર, કહેનાર

REVELATION *s.* The act (See the verb 1, 2), 2 ઈશ્વરે પ્રગટ કરેલું સત્ય, ઈશ્વરોક્ત શાસ્ત્ર.

**Reveille** *s* [*Fr reveiller* to awake] સિપાઇઓને જગાડવાને સવારમા જે પડઘમ રણશિંગડાનો અવાજ કરવામા આવે છે તે

**Revel** *vi* [old *Fr reveler* See Rebel] ખાઇપીને મસ્તી ધમાચકડ *s* ખાઇને પીને કરેલી મસ્તી મદ્યપાન અને ઘોંઘાટ ધમાચકડી સાથે કરેલી મિજબાની

REVELRY *s.* મદ્યપાન અને રંગરાગ વાળી ઇજાફત, એવી ઇજાફત *s* તે

**Revenge** *vt* [old *Fr revenger* *L re* & *vindico* I claim]-ને માટે વેર લેવુ વાળવુ -નો બદલો વાળવો દાઝ વાળવો-લેવો *s* વેર*m* બદલો*m* કસર*m* દ્વેષ*m* અદાવત*f* કીનો*m*

REVENGEFUL *a.* (a) (pers.) ખાંધીલુ,કડીલુ વેરીલુ,વેરીલું,અદાવતખોર ખુનસી કીના-દસદખોર (b)(things) અદાવત ખુનસ કીના વેર નુ ભરેલુ

**Revenue** *s* [*Fr revenu L. revenio* I come] વાર્ષિક ઉપજ*f*-આવક*m* પેદાશ*f*-આયપત*n* 2 (of the state) જમા વસુલ*n* વસુલ*n* મેહેસુલ*n*/ 3 return ફળ*n* બદલો*m* પ્રતિફળ*n* as a rich r of praise વખાણ રૂપ પુષ્કળ ફળ Arrears of r વસુલબાકી બાકી*f* Collection of r કુમાવિસી*f* તેહેસીલ*f* Collector of r direct from the ryot મહેતો તલાટી*m* Collector of the r of a Taluka કુમાવિસદાર*m* મામલતદાર*m* તેહેસીલદાર Extra r બેરીજ રમા*f* સિવાય ઉપજ Fixed and regular r એન જમા વસુલ*n* Remission of r છૂટ*f* R survey પાહાણી ફરવુ તે જમીનની ચોકસી *s* તે Settlement of R જમાબંધી

**Reverberate** *vt* *vi* [*L verbero* I beat] To echo-ના પાછો અવાજ પ્રતિધ્વનિ પડઘો-શબ્દ થવો-ઉઠવો પડવો પ્રતિઘાત પડ સાદ ઉઠવો 2 to resound વાજવુ ગાજી ઘુમી રહેવુ

REVERBERATION *s* The act (See the verb)

**Revere** *vt* [*L revereor* I feel awe] માન આપવુ રાખવુ અદબ મર્યાદા રાખવી વડીલ દાખલ ગણવુ પૂજવુ -ની ઇજ્જત-હુરમત રાખવી ને નમવુ પૂજ્ય ગણવુ

REVERENCE *s* માન,આદર*m* પૂજ્ય ભાવ*m* અદબ*f* ભાવ*m* મર્યાદા*f* 2 an act of respect નમસ્કાર*m* નમન*n* સલામ*f* પ્રણામ*m pl* અભિવાદન*n*

REVEREND *a* પૂજ્ય માન્ય માન આપવા જોગ A r gentleman પૂજ્ય પુરૂષ (પાદરીને એ લગાડે છે)

REVERENT *a* (act, words &c) આદરયુક્ત માન ભરેલુ નમ્ર સભ્ય રહ્યુ 2 (pers) મર્યાદા-આદર રાખનાર તાબેદાર

REVERENTIAL *a* (see Reverent)

**Reverie** *s* [*Fr* from *rever* to dream See Rave] વ્યવસ્થા રહિત અતિ મનસ્વી કલ્પનાઓ તુરંગ*m* 2 વિચારમા તલ્લીન નિમગ્ન થવુ તે

**Reverse** *vt* [*L verto* I turn] ઊંધુ વાળવુ ઉલટાવવુ, ઉપરની બાજુ નીચે આગળની બાજુ પાછળ લાવવી-આણવી 2 (the positions of) ઉલટાવી-અદલાબદલી કરીને મૂકવુ કહેવુ as to r the distinctions of good and evil સારા ને માઠામા જે ભેદ છે તે ઉલટાવીને સારાને માઠુ અને માઠાને સારુ કહેવુ 3 to turn back પાછુ ફેરવવુ 4 (a scene &c) ઊલટુ કરી બતાવવુ -ની ઉલટુ થવુ બદલાવવુ ઉલટાવવુ 5 (law) (a decision &c) ફેરવવુ રદ *s a* ઉલટુ વિપરીત as in the r order ઉલટે ક્રમે *s* Change (in a good sense) ફેર*m* ફેરફાર*m* ફરક*m* 2 misfortune પડતી*f* કદશા*f* અવદશા ઉતરતી દશા 3 ઉલટી બાજુ 4 a defeat પરાજય*m* પરાભવ*m* હાર*f* 5 a contrary an opposite ઉલટો-સામો પક્ષ ઉલટી-વિરૂદ્ધ વાત*f* as mens acts are often the very r of what God has enjoined ઘણી વેળા માણસના કર્મો ઇશ્વરની આજ્ઞાથી તદન ઉલટા હોય છે 6 the back side પાછળની-અવળી ઉંધી બાજુ The r of a coin સિક્કાની જે બાજુ ઉપર રાજાની છાપ નથી હોતી તે બાજુ*f*

REVERSAL *s* (of a judgment &c) ફેરવવુ રદ *s* તે

REVERSIBLE *a* ઉલટાવી ફેરવી શકાય એવુ

REVERSION *s* (law) પહેલા આપનારની પાસે કિંવા તેના વારસ પાસે મિલકતનુ પાછુ જવુ તે 2 the right to future possession હાલ ભોગવટા કરનારના મરણ પછી મળવાનો હક ઇ

REVERSIONER *s* ઉત્તરાધિકારી*m*,હાલનો ભોગવટો પુરો થયા પછી જેનો મિલકત લેવાનો હક હોય તે

REVERSIONARY *a* (interest, right &c.) હવે પછી ભોગવવાનુ-ભોગવટો કરવાનુ, ઉત્તરભોગ્ય શેષભોગ્ય

REVERT *vi* પાછુ જવુ ફરવુ 2 (law) (as an estate) માલિકની પાસે પાછુ જવુ -ને પાછુ પ્રાપ્ત થવુ મળવુ

**Review** *vt* [-view] પાછળ જોવું ફરી તેહ જવુ ફરી તપાસ *s* 2 (a *MS*) ફરીથી તેહ જવુ-વિચાર કરવો-તપાસવુ 3 (a book writing &c)-ની તપાસ ચોકસી *s* -ના ગુણદોષ કાઢવા ગુણદોષનુ વિવેચન *s* પરીક્ષણ *s* અવલોકન *s* 4 (troops) લશ્કરની તપાસ-જોવુ કરી *s* -ની તપાસ *s* રવી *s* *s* ફરી તપાસવુ તે ફરી તપાસ*f* પુનરવલોકન*n* 2 revision બીજીવારની તપાસ ચોકસી*f* 3 (mil) તપાસણી ચોકસી*f* રવી 4 (of a book &c)-ની ટીકા સાથે બારીક તપાસ*f* ગુણદોષ વિવેચન*n* અવલોકન*n* પરીક્ષણ*n* 5 a periodical ગુણદોષ વિવેચનનુ વિવેચન કરનાર ચોપાનિયુ*n* રિવ્યુ*m*

REVIEWER *s* ગ્રંથ પુસ્તકના ગુણદોષ કાઢનાર ગુણદોષ વિવેચક પુરૂષ ટીકાકાર*m* અવલોકન કર્તા

**Revile** *vt* [*L vilis* vile]-ની નિંદા -બદગોઇ *s* -ની નિંદાનુ ભાષણ *s* -નુ ભુંડુ બોલવુ ભાંડવુ

REVILER *s* (See the verb) નિંદક ભુંડુ બોલનાર ભાંડનાર

**Revise** *vt* [*L -viso* I look at attentively] તપાસીને ભૂલ દોષ વિનાનુ *s* શુદ્ધ *s* તપાસી જવુ શોધવુ 2 to re-examine ફરીથી જોઈ જવુ તપાસવુ-તપાસ *s* ચોકસી *s* 3 પુનરાવર્તન - ફરી ભણી જવું

REVISAL, } *s* તપાસણી*f* ફરી તપાસ*f* શોધન*n* તપાસ*f*
REVISION } ભૂલ દોષ કાઢી નાખી સાફ શુદ્ધ *s* તે શુદ્ધિ*f* ફરી ભણી જવુ તે પુનરાવર્તન*n*

**Revive** *vi* [*L vivo* I live] (from death or apparent death) ફરી જીવતુ સજીવન થવુ -મા પાછો જીવ આવવો 2 (after depression) (pers.) -ને ફરીથી ઉત્તેજન મળવુ હિમ્મત આવવી સજીવન થવુ 3 (from a state of neglect depression &c.) (learning, trade &c)-ની ચડતી થવી સારી હાલતમા આવવુ -ની વૃદ્ધિ થવી પ્રસાર પામવુ, -ની શીઘ્રી

થવી *vt* ફરીથી જીવ આણવો, ફરીથી સચેતન-સજીવન-જીવતુ ક; 2 to rouse (the spirits, courage)-ને ઉત્તેજન-હિમ્મત-ધીરજ-ભરોસો આપવો, હોશ આણવા; 3 (a scheme, project) ફરીથી-નવેસર શરૂ ક.-ચલાવવુ, તાજુ ક.; 4 to recall યાદ ક-લાવવુ, સંભારવું; 5 to recover (from neglect, depression)-ની (કશાથી) ચઢતી-વૃદ્ધિ થવી,-નો ફેલાવો થાય તેમ ક.,-નો પાછો પ્રચાર કરાવવો.

Revival *s* (from death or apparent death) સજીવન-પુનર્જીવન-ફરીથી જીવતુ ક, તે, પુનર્જીવન*n*, પુનરૂદ્ધાર*m*, 2 (from depression &c.) (a) (of spirits) સુસ્ત-જડ સ્થિતિમાંથી હોશીઆરીમાં લાવવુ તે, તાજુ થવું-ક. તે, (*b*) (of trade) પાછુ તાજુ થવુ તે, ફરીથી સારી હાલતમા-તેજીમા આવવુ તે, (c) (of learning)-ની વૃદ્ધિ-ચઢતી થવી તે,-નો ફરીથી ફેલાવો થવો તે, R of religion ઘણાં માણસે ધર્મ સબંધી આતુર થઇ જવું તે, ધર્મ-સજીવન.

**Revoke** *vt.* [*L.-voco* I call] રદ-બાતલ ક, તોડવુ, ભંગ ક, ફેરવવુ, (a gift) પાછુ લેઇ લેવુ.

Revocable *a.* રદ થઈ શકે-કરી શકાય તેવું, ફેરવાય-ફેરવી શકાય તેવુ, પાછું લેઇ લેવાય તેવુ.

Revocation *s* Repeal (of an edict &c) રદ-બાતલ ક-હોવુ તે, ફેરવવુ તે, તોડવુ તે, પાછુ લેવુ તે.

**Revolt** *vi* [*L-volvo* I roll] ફરી જવુ, સામે ઉઠવુ-ઉલટવુ; 2 to renounce allegiance પ્રજાધર્મ છોડી દેવો, ફિતુર-બંડ-દંગો ક., બલવો ઉઠાવવો-ક.; To r from God ઇશ્વરથી વિમુખ થવુ-ની સેવાથી ભ્રષ્ટ થવુ; 3 કમકમવુ, ચિતરી-કંટાળો કમકમાટ ઉપજવો *vt* To shock-થી કંટાળો થવો-આવવો-થી કંટાળવુ,-ને કમકમી-કમકમાટ ઉપજાવવો; as, their conduct revolts me તેઓની ચાલથી મને કંટાળો આવે છે. *s* પ્રજાધર્મત્યાગ*m*, ફિતુર*n*, બંડ*n*, બળવો*m*, દંગો*m*; R from God ઇશ્વરથી વિમુખ થવુ-ની સેવાથી ભ્રષ્ટ થવુ તે.

Revolted *a.* પ્રજાધર્મત્યાગી, બળવાખોર, ફિતુરી; 2 કંટાળેલું,-ને કંટાળો થયેલો એવુ.

Revolting *a.* કંટાળો-કમકમાટ છૂટે એવુ.

**Revolve** *vi.* [See Revolt] (on an axis) ફરવુ, પરિભ્રમણ-ચક્રગતિ ક., 2 (round a centre)-ની આસપાસ ફરવું, ભ્રમણ ક. *vt.* (In the mind)-મા ઘોળ્યા-ગોળાયાં ક.

Revolution *s.* (on an axis) ફરવું તે. ચક્રગતિ*f*, પરિભ્રમણ*n*, પરિક્રમણ*n*, 2 (round a centre)-ની આસપાસની ગતિ-ફરવુ તે, as, the r. of planets round the sun સૂર્યની આસપાસ ગ્રહોનું ફરવું; 3 (in a state) (રાજ્યમા) ઉથલપાથલ*f*-મ્હોટા ફેરફાર-ઉંધુચત્તુ *n*, રાજક્રાંતિ*f*, રાજપરિવર્તન*n*, નવુ જુનું*n*, ઉત્પાત*m*; જડમૂળથી કરેલો ફેરફાર, R. of day & night દહાડા અને રાતનુ થયા ક, R of the seasons ઋતુનુ બદલાવું-આવર્તન*n*

Revolutionary *a* રાજ્યમાં ઉથલપાથલ-ફેરફાર થતી વેળાએ-થવાને માટે થાય તેવુ, 2 ઉથલપાથલ &c. કરે એવુ,-થી ઉથલપાથલ થાય એવું, જડમૂળથી ફેરફાર કરે એવું.

Revolutionise *vt* (a) (a govt) ઉથલપાથલ ક,-નુ-મા ઉંધુંચત્તુ ક, (b) (morally) તદ્દન ફેરફાર ક.,-થી બધુ નવા જેવું થવુ.

Revolver *s* ઘણા બારની બંદુક-પીસ્તોલ (એ બંદુકને નળી તો એકજ હોય છે પણ પેટ ઘણાં હોય છે જે ઉપર તે નળી ફેરવ્યાથી આવે છે), ઘણી નળીની પીસ્તોલ.

**Revulsion** *s.* [*L re*, back & *vello* to pull] પાછુ હઠવુ તે, એકદમ છોડીને જતુ રહેવુ તે; 2 એકદમ મનોભાવ ફરી જાય તે.

**Reward** *vt* [Old *F. guerredon*, see Guerdon] (good or evil)-ને પાછું-બદલે-બદલામા આપવુ,-નુ ફળ-નો બદલો-નું પ્રતિફળ આપવુ, ઈનામ-બક્ષીસ આપવી. *s* (for good done, for kindness or service) પ્રસન્ન થએથી જે કંઇ આપી દીધેલુ તે, ઇનામ*n*, બક્ષીસ*f*, પારિતોષિક*n*; 2 સામુ ફળ, ફળ*n*, બદલો*m*, અવેજ*m*, સાટું*n*, 3 a bribe લાંચ*f*, રૂશવત*f*; 4 punishment (દુષ્ટ કર્મ) નો બદલો-નુ પ્રતિફળ, શિક્ષા*f*.

**Rhapsody** *s* [*Gr. rhapsodia-rhapto* I *sew* & *ode* a song] ટુંકુ વીરરસ કાવ્ય, 2 અસંબદ્ધ ભાષણ*n*-લખાણ*n*-પ્રબંધ*m*, તૂટક ભાષણ-લખાણ-કવિતા*f*

Rhapsodist *s.* અસંબદ્ધ-સંબંધ વગરનુ બોલનાર-લખનાર, અસંબદ્ધ-તૂટક લખાણ-ભાષણ-કવિતા કર્તા-કરનાર; 2 કવિતા વગેરે ગાઇ પેટ ભરનાર.

**Rhetoric** *s.* [*Gr. rhetorike-rheo* I speak] સુભાષિત ભાષણ કરવાની-લખવાની વિદ્યા, ભાષણ શાસ્ત્ર*n*, અલંકારશાસ્ત્ર*n*, 2 (the power) મનાવવા-સમજાવવાની શક્તિ; 3 eloquence વક્તૃત્વ*n*, કૃત્રિમ વક્તૃત્વ*n*; 4 the art of oratory વક્તૃત્વ વિદ્યા*f*-કળા*f*.

Rhetorical *a.* ભાષણ કરવાની કળા નુ-સંબંધી, 2 આલંકારિક, અલંકારયુક્ત, અલંકારશાસ્ત્ર નુ-સંબંધી.

Rhetorician *s.* ભાષણ કરવાની વિદ્યાનો શિખવનાર; 2 અલંકારશાસ્ત્ર જાણનાર, અલંકારશાસ્ત્રી*m*, અલંકારશાસ્ત્ર-વેત્તા*m*, 3 વક્તા*m*

**Rheum** *s.* [*L*, *Gr. rheo* I flow] નાક વિગેરેમાથી પાણી જેવો રસ પડ્યા કરે એવો શરદીથી થતો વિકાર, રસપુણી*f*, સલેખમ*m*; 2 (the fluid) રસ*m*, પાણી*n*, સલેખમથી પડતુ પાણી.

Rheumatism *s* કળતર*n*, સંધીવાયુ *m*, સંધવા*m*, વાતરોગ*m*; Chronic r આમવાયુ*m*.

Rheumatic *a.* સંધીવાને લગતુ-નું-સંબંધી, વાતરોગી-રોગનું, સંધિવાથી પીડાએલુ, R fever વાતજ્વર, 2 સંધીવાયુના જેવું-ને મળતુ.

**Rhinoceros** *s* [*L.*, *Gr. rhinokeros-rhin* nose, *keras* a horn] ગેંડો *m*-ડી*f*.

**Rhombus** *s* [*L.*] જેની ચારે બાજુઓ બરાબર છે પણ ખૂણાઓ કાટખૂણા નથી એવી ચતુષ્કોણાકૃતિ-ચતુરસ્ર*m*, સમચતુરસ્ર*m*.

Rhomboid *s.* જેની સામસામેની બાજુઓ બરાબર છે, પણ ખૂણાઓ બરાબર નથી એવી ચતુષ્કોણાકૃતિ, વિષમ દીર્ઘચતુરસ્ર.

**Rhubarb** *s.* [*L. Rha* the *Volga* from the banks of which it was originally brought & *barbarus* foreign] રેવચિની*f*, રેવંચી*f*, રેઈબાગ *m*, રૂબાર્બ નામની ઔષધ.

**Rhyme** *s* [*AS rim*] યમક*m*, અનુપ્રાસ*m*, પ્રાસ*m*, કાફિયો મળતો આવવો તે; 2 poetry કવિતા*f*, કાવ્ય*n*, પદ્ય*n*, કવન*n*, 3 a rhyming word પ્રાસનો શબ્દ. *vi* (with) To accord in sound યમક-અનુપ્રાસ-પ્રાસ મળવા-મળતા આવવા, અનુપ્રાસ-સરખો કાફિયો આવવો;

**Shop** *s.* [*AS sceoppa* a treasury] દુકાન*f*,હાટ*f*,2 a work-shop દુકાન, કારખાનું*n*. *vi.* માલ હેરવા દુકાનોએ-હાટોમાં જવુ-ફરવું.

SHOP-KEEPER *s* દુકાનદાર, છુટક વેચનાર.

SHOP-LIFTING *s* દુકાનમાની ચોરી*f*

SHOPMAN *s.* (See Shop-keeper), 2 a salesman દુકાને વેચવા-ગુમાસ્તી બેસનાર.

**Shore** *s.* [*AS sceran* to shear] કીનારો*m*, કાઠો*m*, તટ*m*, તીર*m*.

SHORELESS *a.* કિનારા વગરનુ, અપાર *m*, બેહદ, ઘણું વિશાળ-વિસ્તીર્ણ.

**Short** *a.* [*AS. scot*] Not long ટુંકુ, ન્હાનુ, ટુંક; 2 not protracted થોડુ, ટુંકુ,થોડીવારનું,જુજ,as,a s. absence થોડીવારનું જવુ ;3 insufficient થોડુ', અપુરતુ,ટાચુ ,થોડા દિવસ ચાલે તેટલું; 4 insufficiently provided--ની પાસે થોડુ -ઓછુ-ખુટતું હોય તેવુ , To be s. પૂરતું ન હોવુ,-નું ખૂટવું; as, I am s. of provisions મારી પાસે ખોરાકી-ભથ્થુ પૂરતુ નથી, 5 deficient ઉણુ-અધુરૂ, (in this sense rendered freely) the account is s. of the truth આ હકીકત પૂરેપૂરી ખરી નથી; 6 near at hand ટુંકુ ,નજદીક,પાસેનુ; 7 (as understanding) ટુંકુ, સાંકડુ , કમ; 8 less ઓછુ, કમ, કમતી, સિવાય, બીજુ ; Nothing s. of an attack હુમલા સિવાય કંઈ બીજુ નહી; 9 abrupt ટુંકુ , ટુંકુ ટચ, સખત; 10 brittle બરડ, ભુકો થઈ જાય તેવુ ; 11 (in pronunciation) હ્રસ્વ,ટુંકુ , લઘુ; S in stature ઠીંગણું; To cut s. ટુંકુ વેતરવુ, લાબાનુ ટુંકુ ક.; To fall or come s (a) ફેર-અંતર પડવો, ચૂકવુ,-માં ભૂલ-ચૂક પાડવી-ક , (b) ખૂટતુ-ઉણુ-અપૂર્ણ માલમ પડવું-નીકળવુ . *s.* A summary account સાર*m*; In s. ટુંકામાં,તાત્પર્ય, સારાંશ કે; The long & s. of it is તેનું ટુંકામાં કે વિસ્તારે કહીએ તો એટલું છે કે. *ad* એકદમ, અધવચ,અધૂરૂ, To stop s એકદમ અચકવુ; To sell s. વાયદે વેચવુ, પોતાની પાસે માલ ન હોય પણ વાયદાનો સોદો ક.

SHORTAGE *s.* તુટ*f*,ખોટ*f*,ખૂટતી રકમ -વજન*n*, કમીપણું*n*.

SHORT-CLOTHES *s.* પગનો પાયનમો ને મોજાં.

SHORT-COMING *s* (in duty)કસૂર*f*, વાંક*m*, ખામી*f*, ખોટ*f*.

SHORTEN *vt.* To make short in measure, extent, or time ટુંકુ-ન્હાનુ-થોડુ ક.;2 to lessen ઓછુ-કમી ક , ઘટાડવુ,સંક્ષિપ્ત ક., To s. sail સઢ થોડા સંકેલવો; 3 to make friable બરડ-ભાંગી જાય એવુ ક. *vi.* ટુંકું-ન્હાનુ થવુ , 2 to contract સંકોચાવુ , સંકોચાઇ ન્હાનુ-ટુંકુ થવુ , ચઢી જવું

SHORT-HAND *s.* સંક્ષેપમાં-થોડા અક્ષર કે ચિન્હમાં લખવાની કળા,સંક્ષિપ્ત લેખન*n*-લીપી*f*.

SHORT-LIVED *s.* ટુંકા આવરદા-અવધનું, થોડી મુદત ચાલેલું.

SHORTLY *ad.* થોડામા,થોડા વખતમાં, ટુંકામા, સંક્ષેપમાં

SHORT-SIGHTED *a.* ( lit & fig. ) ટુંકી નજર-દ્રષ્ટિવાળુ , લાબા વિચાર વગરનુ.

SHORT-WINDED *a.* દમીએલ, થોડા સાસ ઘુટી ગયે તેવું.

**Shot** *s.* [See Scot] ભાગ*m*,હિસ્સો*m*, ફાળો*m*, ફાલવણીનો હિસ્સો, ચુકાત*f*, હીસાબ*m*.

**Shoulder** *s.*[old *E. shulder, AS. sculdor*] ખભો*m*, ખાંધ*f*, 2 the foreleg of an animal dressed for meat વધ કરેલા પશુના આગલા પગનુ માંસ; A cold S મન નગરનો સત્કાર, S. to s. ખાંધે ખાંધ લગાડીને, બધાએ મળીને,સંપથી. *vt.* ખભેવતી હડસેલવું-હડસેલો મારવો,હડસેલો-ધક્કો મારવો; 2 to take upon the s ખભે-ખાંધે ઉચકવું-લેવું; 3(mil.)બંધુક ઉભી ખભે અડકે એવી રીતે પકડવી.

SHOULDER-BELT *s.* ખભાપરથી પહેરવાનો પટો.

SHOULDER-BLADE *s.* ખભાનું ચપટું હાડકું, સ્કંધફલક*n*

SHOULDER-KNOT *s.*ખભા ઉપર આવી રહે એવો કસબ કે રીતનો ગુંદો*m*-ગુચ્છો*m*.

**Shout** *vi* , *vt.* [perhaps allied to Shoot] બૂમ-ચીસ પાડવી,મ્હોટેથી-તાણીને હાંક મારવી, પોકારવું, આરડવુ. *s.* બૂમ*f*,પોકાર*m*,ચીસ*f*,ઘોષ*m*,નાદ*m*.

**Shove** *vt* [*AS. sceofan*] ધકેલીને આગળ ચલાવવું, આગળ ચલાવવુ-ધકેલવું-હડસેલવું-ઠેલવું,2 to push aside or away બાજુએ ખસેડી નાખવું-ધકેલી કાઢવુ. *vi* આગળ ચલાવવું-હાંકવું-ધકેલવું, To s off (a boat) હોડી મારી કિનારા પાસેથી આઘું ધકેલવું-હંકારવું. *s.* ધક્કો*m*, ઠેલો*m*, હડસેલો *m*, ઠોસો*m*, ધક્કેલો*m*; as, he gave me a s. તેણે મને હડસેલો માર્યો.

**Shovel** *s.* [*AS. scofl*] ચાટવા જેવો પાવડો*m*, પાવડા જેવુ ઓજાર. *vt.* પાવડેથી ઉચલી કાઢવુ -નાખવું-ભરવું-ભેગુ ક.

**Show** *vt.* [*AS. sceawian* to look] દેખાડવુ, નજર આગળ ધરવું,બતાવવું, બતલાવવું; To s. oneself દેખાવ દેવો, દેખા દેવી, દેખાવું, નજરે પડવુ : 2 to usher રસ્તો બતલાવી લઇ જવુ , as, to s. a person into a room કોઈ માણસને રસ્તો બતલાવી ઓરડામાં લાવવો; 3 to prove, to manifest બતલાવી-દેખાડી આપવુ , સાબીત, ક.; To s. off *vt.* & *vi.* ડોળ-ભભકો બતલાવવો; To s. up (a)રસ્તો બતાવી લેઈ જવુ ,(b)to expose ફજેત કરવું, વગોવવું. *vi.* દેખાવું-જણાવું. *s.* The act(See the verb),2 appearance દેખાવ*m*,જોવું તે,જણાવું તે;3 a spectacle તમાશો*m*,ખેલ*m*,પ્રદર્શન*n*,જોણું *n*; 4 parade ડોળ*m*, દંભ*m*, ઠાઠ*m*, ટોંગ*m*,5 likeness રૂપ*n*, દેખાવ*m*;6 pretext, specious plausibility ટોંગ*m*, બહાનું*n*, આભાસ*m*, ડોળ*m*; S of hands મત આપવા હાથ ઉંચા કરવા તે.

SHOW-BILL *s.* દુકાનને બારણે વગેરે ચોઢવાનો જાહેર ખબરનો મ્હોટો તાવ.

SHOW-MAN *s.* તમાશા-ખેલ કરનાર-દેખાડનાર.

SHOWY *a.* ડોળદાર, દેખાવડુ , ઢોંગી, દબદબા-ભપકાવાળુ , રોફદાર,ઠાઠવાળુ.

**Shower** *s.* [*AS. scur*]માવઠુ *n*, ઝાપટુ*n*, (lit. & fig.) વૃષ્ટિ*f*, વરસાદ*m*. *vt.* ઉપર (-ની) વૃષ્ટિ ક , ઉપર બહુ વરસવું, ભેજવવું; 2 (fig ) વરસવુ, વરશી જવુ ,વરસાવવુ ,-નો વરસાદ વરસાવવો; Cæsar showers greatness on his friends સીઝર પોતાના મિત્રો ઉપર ઊંચિ પદવીનો વરસાદ વરસાવે છે. *vi* વરસવુ .

SHOWER-BATH *s.* ઉપરથી પાણી પડે તેવી નાહવાની જગ્યા-યુક્તિ.

SHOWERY *a.* ઝાપટે ઝાપટે વરસતું, માવઠા સંબંધીનુ.

**Shrapnel** *s.* [ from General Shrapnel, the inventor] એક પ્રકારના છરાવાળા ગોળા.

**Shred** *vt.* [*AS. screadian*]કાપલી-ચીંદરડી ક *s.* કાપલી*f*, ચીંદરડી*f*,કટકી*f*, કડકો*m*. ટકડો*m*.

SICK-BED *s.* મ દવાડનો ખાટલો, ખાટલો*m*

SICKEN *it* -માં ઓકારી-અભાવો-મોળ ઉત્પન્ન ક ; 2 to disgust ક ટાળો આવુવો-લાવવો-ઉપજાવવો, 3 to make ill માંદુ-આજારી-કાયલી પાડવુ-ક *ii* To be filled to disgust ઓચાઇ-ધરાઈ-કંટાળી જવું,-ને ચીતળી-કમકમાટ ઉપજવો-આવવો, as, my eyes did s. at the sight તે દેખાવથી મને કમકમાટ આવ્યો; 2 to be disgusting ક ટાળો-ત્રાસ આવવો; 3 to become ill માંદા-આજારી પડવું-થવું ; 4 to become weak કમજોર પડવું, કરમાવું, નિર્ગત-નબળુ થઈ જવું, લબડી જવુ, ઓછુ-કમી થવુ .

SICKLY *a* Disposed to illness રોગી, પ ડરોગીઈ,હમેશ માંદુ ને માંદુ ; 2 tending to sickness રોગ કરે એવુ , રોગી, રોગનુ; as, a s season રોગી-રોગની મોસમ; 3 weak, pale માંદુ, પડરોગીઈ, નિર્ગત, નાતવાન, અશક્ત, (a plant) નબળુ.

SICKNESS *s.* (the state)માંદવાડ*m*, બીમારી*f*, નાચલીપણું*n*, 2 a disease રોગ*m*, મરજ*m*, આજાર*m*, વ્યાધિ*m*; 3 મોળ*f*, ઓકારી*f*

**Sickle** *s.* [*AS. sicol*] દાતરડુ *n*

**Side** *s* [*AS.*](most general)બાજુ*f*, પાસું*n*; 2 the margin of a surface કોર*f*, ધાર*f*, કિનાર*f*;3 a boundary સીમા*f*,હદ*f*:The four sides ચતુઃસીમા*f*, On a s હાથ,બાજુ, તરફ,પાસે, ગમ,ભણી,મેર; as, on this s. આ બાજુ-હાથ-પાસ-તરફ-ગમ-મેર-ભણી,4 one half of the body એક પાસુ*n*, પડખુ*n*, પક્ષ*m*; 5 a body of partisans તરફ*f*, પાંખુ*n*, પક્ષ*m*; God on our side,doubt not of victory પરમેશ્વર આપણા પક્ષમાં છે, તો જય વિષે સંશય રાખતા નહીં; 6 a cause પક્ષ*n*, પાસુ *n*, તરફેણ*f*. બાજુ*f*; as, we are on the s. of truth અમે સત્યના પક્ષમાં છીએ; To take the s. or a party to a quarrel-નું ઉપરાણું લેવું, 7 a line of descent પડખું*n*, પક્ષ*n*, તરફ*f*: as, on my mother's side મારી માને પડખે-માની તરફથી; From all sides ચોતરફ-ગમથી, ચોગરદમથી: An opposite s. સામો પક્ષ. *a.* બાજુનું, એક બાજુ-પાસા-પડખા-કોર-મેર-સોડ નુ; 2 indirect, oblique (as an issue) પેટાનું, અંતર્ગત,ફંટાતુ, આડુ . *ii* પક્ષ પકડવો-લેવો,-ની તરફ-બાજુ થવું as, I side with the old party હું જુના લોકનો પક્ષ પકડુ છુ; S. by s પાસે પાસે,એક બીજાની ઓળમા,એક ઓળમા

SIDE-BOARD *s* ખાનાવાળુ એક જાતનું કબાટ-ડ્રાઅર*n*

SIDE-LONG *a.* ત્રાંસુ, વાંકુ , આડુ, એક બાજુનુ *ad.* ત્રાંસુ, બાજુએ.

SIDE-LOOK *s* ત્રાસી નજર, કટાક્ષ*f*

SIDEWAYS, SIDEWISE } *ad.* એક તરફ-બાજુએ, બાજુએ, પડખે, પડખેથી, સોડે.

SIDING *s.* The act (See verb), 2 લોઢાની સડકનું પડખુ *n*-ફાંટો*m*-ફંટાતો ભાગ

**Sidereal** *a* [*L. sidus* a star] તારા -ગ્રહ વિષે-સ બ ધી, નાક્ષત્ર; A s. day સૂર્યમાન-સૌર દિવસ, તારા ઉગે તે પાછા ફેરે એ ઠેકાણે આવે તે વચલો વખત, S. year સૌર-સૂર્યમાન વરસ

**Sidle** *ii* [from side](ભીડમા) બાજુ આગળ કરી ઘસવું-જવું: as, to s through a crowd ભીડમાં બાજુ આગળ કરી ઘસવું, 2 to lie on the side પાસુ વાળી સુવું, એક પાસા ઉપર સૂવુ

**Siege** *s.* [*F. siege* a seat, *L. sedes* a seat]ઘેરો*m*, ઘેરો ઘાલવો તે, ઘેરો ઘાલી બાધ કામ બાંધી હુમલો કરવો તે; 2 (fig ) વશ-કબજે કરવાને નિરંતર પ્રયત્ન, કોશીશ.

**Sierra** *s.* [*L serra* a saw] ખરબચડી-દાંતા દાંતાવાળી કરાડ-ડુગર

**Siesta** *s.* [*Sp , Port sesta* from *L sexta* sixth (hour)] મધ્યાન્હે ભોજન પછી સુખનિદ્રા*f*, વામકુક્ષિ*f*.

**Sieve** *s.* [*AS sife*] ચાળણી*f*, ચાયણી*f*, ચાળણો*m*, ઝારો*m*

SIFT *it.* ( as flour ) ચાળવુ, 2 to separate જૂદું કાઢવું, નિવેડી-ચાળીને જૂદુ કાઢવું:3 to scrutinise તપાસી -બારીક નજરથી તપાસીને-છાણી છણીને જોવું, ઢુંઢવુ, બારીકીથી તપાસવુ, To s. out ( fig.) બારીકીથી તપાસીને જોવુ, છણી છણીને તપાસવું.

**Sigh** *ii.* [*AS. sican*] ઉંડો-મ્હોટો નિસાસો-સાસ મૂકવો;2 to grieve શોક -ખેદ ક ,પશ્ચાત્તાપ ક ,-ને ઉદ્વેગ થવો; To s. for-ની વણી ઉત્કંઠા-ઝ ખના રાખવી. *it.* To express by sighs નિસાસાથી દર્શાવવું.નિસાસો*m*,ઉંડો સાસ, લાબો-ઉંડો નિસાસો.

**Sight** *s* [*AS gesiht*] The act of seeing જોવું-દેખવુ તે,દૃષ્ટિ*f*,દર્શન*n*, 2 the power of seeing નજર,દૃષ્ટિ*f*, દૃષ્ટીન્દ્રિય*f*, આંખ*f*, as, O loss of s. અરે આ ધાપા;3 open view દેખાવ*m*, દૃષ્ટિ*f*, નજર*f*, આંખ*f*. as, an object within s. આંખ આગળની વસ્તુ, દૃષ્ટિમા આવે એ વી વસ્તુ, 4 a spectacle તમાશો*m*,દેખાવ*m*, જોણુ*n*,as, there never was a s. so fair આવો રૂપાળો દેખાવ આગળ કદી હતોજ નહીં, 5 a small aperture through which objects are seen પદાર્થ જોવાનુ-તાકવાનુ બાકુ-કાણુ*n*; (of a bill of exchange) દેખાડ*m*; To take s. ચોટ તાકવી, તાકવું; At s. તરત સુદતનુ, દેખતનું, દર્શનીય; as, a bill of exchange payable at s. તરતસુતની હુંડી, Error of s. નજર ચૂક, In the s. of દેખતાં; To be in s. દેખાવું, દીસવું, જણાવું; To give a s of દેખાડવુ . *it.* જોવુ, ની નજરે પડવુ ; 2 યંત્ર-આડાની અ દરથી જોઈ તાકવુ , બંધુકનુ નિશાન લેવું.

SIGHTLESS *a* આંધળું

SIGHTLY *a.* મોખરા ઉપરનું, બહાર પડતુ; as, the house stands on a s. place તે ઘર મોખરા ઉપર આવ્યું છે; 2 pleasing to the eye દેખાવડું, સારૂ દેખાય તેવું, (handsome) રૂપાળું, સોહામણું, સુદર્શન.

**Sign** *s* [*L signum* a mark] (most general)A mark ચિન્હ*n*, નિશાણી *f*, નિશાન*n*, એંધાણ*n*; a distinguishing mark લક્ષણ*n*; 2 a prodigy, a miracle ચમત્કાર*m*,અદ્ભુત બનાવ*m*-વસ્તુ*f*,ઉત્પાત*m*, ઈશ્વરી ચમત્કાર*m*,કૌતુક*n*;3 a memorialસ્મારક *n*,સંભારણું*n*; 4 (of an idea)સંજ્ઞા*f*, ચિન્હ*n*, 5 a motion, acting, or gesture ઈશારત*f*,ઈશારો*m*,ચાળો*m*, સાન*f*, સંજ્ઞા*f*, 6 (Astron.)રાશિ*f*; 7 (see Sign-board),S -manual સ્વલેખ*m*, રાજાના પોતાના દસ્તક, સ્વહસ્તાક્ષર*mpl*, પોતાના હાથની સહી,હસ્તાક્ષર*mpl*; 8 (in math) ચિન્હ*n* *it*, *ii* To represent by a s ઇશારતથી-ચિન્હથી-સંજ્ઞાથી ચેતવવુ-જણાવવુ , સાન-ઇશારો*m*-ઈશારત*f*-ચિન્હ ક ; as, I signed to him મેં એને ઇશારો કર્યો, 2 to affix a signature to-ઉપર સહી કરવી, મતુ ક .

ભેળ,મૂળ,અસંયુક્ત; A s substance મૂળ પદાર્થ; 2 plain સાદુ, નકશી વગરનુ, અનલંકૃત, અલંકાર રહિત; as, s. dress સાદો પોશાક; 3 clear, intelligible સ્પષ્ટ, સાફ, ખુલ્લુ,ઉઘાડુ, નિ સશય,ચોખ્ખુ, 4 undesigning, sincere મનમા પડદો-મેલ ન રાખે એવું, નિખાલસ,નિષ્પ્રપંચી, નિષ્કપટી, ભોળુ; 5 unconstrained સુધુ, ડોળદ ભ-પ્રપ ચ વગરનુ, 6 weak in intellect ભોળુ, ભોળીયુ, ભોળુ ભા, મૂર્ખ, બેઘલુ, બેવડ, અજ્ઞાન; 7 not complicated સરળ, સહેલુ, સુગમ, ગુચવણ વગરનુ, અટપટુ ન હોય તેવુ, 8 mere માત્ર, એકલો; S interest સુદ વ્યાજ; (chem.) S. substance તત્વરૂપ-સિદ્ધ-મૂળ પદાર્થ s.શુદ્ધ-સિદ્ધ-મૂળ પદાર્થ, 2 (med.) ઓસડીઉં*n*, ઔષધી*f*, વનસ્પતી ઓસડ*n*

SIMPLE-HEARTED, } *a* ભોળુ, નિ-
SIMPLE-MINDED } ખાલસ, નિષ્કપટી, હૈયામાં પાપ ન હોય એવું.

SIMPLETON *s.* મૂર્ખો*m*, ઢટો*m*, ઢ*m*, બેવકુફ માણસ*m*, ભોળોભા.

SIMPLICITY *s.* શુદ્ધતા*f*, શુદ્ધ-અમિશ્રિતપણું*n*, અસંયુક્તપણું*n*; 2 the quality of not being comlex સરળ-સુગમ-સુતરા પણું*n*; 3 artlessness નિષ્પ્રપ ચી-નિષ્કપટીપણું*n*, ભોળપણુ*n*, નિખાલસપણું*n*, 4 plainness સાદાઇ *f*, અનલંકૃતપણું*n*, 5 clearness સ્પષ્ટતા*f*, ચોખ્ખા-ખુલ્લાપણું*n*

SIMPLIFY *vt.* To make simple સરળ-ચોખ્ખુ-નિ સ શય-અસંયુક્ત ક, (ગુ ચવણમાથી) ઉકેલવું,2 to explain સ્પષ્ટ-ચોખ્ખુ ક.,To s. an equation ક્રોસ છોડાવવા-ઉડાવવા

SIMPLY *ad* સ્પષ્ટતાથી, ચોખ્ખુ, 2 સાદું, સાદી રીતે,3 barely માત્ર,ફક્ત, શુદ્ધ, કેવળ, એકલુ; as, it is s this તે માત્ર આજ છે; 4 weakly મૂર્ખાઇથી, બેવકુફીથી, ભોળપણથી

**Simulate** *vt* [*L.similis* similar] To feign-નો ઢોંગ-ડોળ-દેખાવ ધરવો-ક, ઢોંગ-ડોળ કરી દેખાડવુ, ઉપરથી-બહારથી દેખાડવું; as, they s. piety તેઓ ઉપરથી પવિત્રતા દેખાડે છે.

SIMULATION *s* ઉપરનો-બહારનો ખોટો ડોળ-ઢોંગ*m*-દ ભ

**Simultaneous** *a.* [*L. simul* at the same time] એકજ કાળે-સાથે લાગુ હોનાર-બનનાર, સમકાલિક,એકજ વખતનુ, યુગપત; S. equation સમકાલિક-જોડીઆં સમીકરણ

SIMULTANEOUSLY *ad* એકજ પ્રસંગે-કાળે-વખતે, જોડે, સાથેલાગુ.

**Sin** *s* [*AS. synn*] પાપ*n*, અધર્મ*m*, દોષ*m*, પાતક*n*; 2 દોષ*m*, વાંક*m*, અત્યાચાર*m*, Deadly s મહાપાતક,અઘોર પાપ-પાતક *vi.* પાપ-અધર્મ ક., 2 ગુન્હો-અપરાધ ક ,તકસીર ક.,નુકશાન ક.

SINFUL *a.* (pers ) પાપી, અધર્મી, (acts) પાપનુ, પાપ ભરેલું, અધર્મનું.

SINLESS *a.* નિષ્પાપી, પાપ વગરનું.

SINNER *s.* પાપીઓ માણસ, પાપ કરનાર, પાપી*m*

**Since** *ad* [old *E. sythenes, syns, AS. sidhthen*] Ago, past ઉપર, થયા,-ને થયુ, ત્યાર પછી-થી, ત્યાર પછી-ત્યારથી આજલગી; as, there was a great storm in Bombay about ten days s. આશરે દશ દહાડા ઉપર મુબઇમા એક ભારે તોફાન થયુ હતુ; He left home about a month s તેણે આસરે મહિનો થયા ઘર છોડયુ; It is a month s. he left home તેને ઘર છોડયાને મહિનો થયો, I have seen him only once s. ત્યાર પછી મે તેને એકજવાર જોયો છે, S the world began જગત શરૂ થયુ ત્યારથી;I have not seen him s. મે તેને ત્યારથી આજ લગી જોયોજ નથી *prep.* After, from the time of પછી,થી;I have been sick s Monday હુ સોમવારથી માંદો છુ; I have not seen him s his marriage તેના પરણ્યા પછી મે તેને જોયો નથી. *conj.* Because, inasmuch as (at the end of the clause beginning with s ) તેથી, (before the clause beginning with s.) કારણ કે; as, he cannot give legal evidence s. he is mad તે ગાંડો છે તેથી તે કાયદા પ્રમાણે સાક્ષી પૂરી શકતો નથી, or તે કાયદા પ્રમાણે સાક્ષી પૂરી શકતો નથી કારણ કે તે ગાંડો છે.

**Sincere** *a.* [*L. sine* without *cera* wax] Pure શુદ્ધ, ચોખ્ખું; 2 real, not hypocritical (acts.) ખરા અ ત કરણનુ,ખરા દિલ-ભાવ-મનનુ,(pers )ખરૂ, દ ભ વગરનુ, નિષ્કપટ, નિખાલસ.

SINCERELY *ad.* ખરા-શુદ્ધ ભાવથી,નિષ્કપટથી, ખરા દિલ-અ ત કરણ-મનથી, બિન કપટ, દિલથી [illegible]

SINCERITY [illegible] દિલ-મન [illegible] ન્ત:કરણ [illegible]

**Sinciput** *s* [*L. semi* & *caput* head] માથાની આગલી ખોપરી, માથાનું તાળવું.

**Sine** *s.* [*L sinus* a bent surface] (Math.) જ્યા*f*.

**Sinecure** *s.* [*L. sine* without & *cura* care] બેઠી-કામવગરની ચાકરી; The stipend of a s. બેઠો પગાર.

SINECURIST *s.* બેઠો-વગર કામે પગાર ખાનાર-લેનાર.

**Sinew** *s.*[*AS.sinewe,sinu*]સ્નાયુ*m*; 2 that which supplies strength વીર્ય*n*,સત્વ*n*,બળ આપનારૂ,as,money is the sinews of war પૈસો એ લડાઈનું સત્વ છે.

SINEWY *a.* સ્નાયુ નુ-વિશે; 2 strong જબર, જોરાવર, બળિઉં, બળ વાન-કટ.

**Sing** *vi* [*AS.*] (general sense) ગાવું, ગાન ક., મધુર સ્વર ક.; 2 (as birds) ટૌકા-ટૌકડા ક., સુસ્વર કાઢવો, મધુર શબ્દ કરવા, ગાવું; 3 to relate in poetry પદ્યમા વર્ણવવું-કહેવું,-ની-વિશે કવિતા ક ,કવન ક. *vt.* (a song, praises &c.)ગાવુ; 2 to celebrate in song-નાં ગીત-કવિતા જોડવી,પદ્યમાં વર્ણવવુ-કહેવું-નું કવન ક. To repeat in chorus what is sung ઝીલવું.

SING-SONG *s* નીરસગાણું*n*, રસ-તાલ વગરનુ ગાવું-ગાણું*n*, 2 a drawling રાગડો*m*.

SINGER *s.* One who sings (See verb), 2 an accomplished musician ગવૈયો*m*,સ ગીત-ગાન કરનાર*m*.

**Singe** *s.* [*AS sengan* to singe] ઉપરથી સહજ બાળવું; 2 (in calico-printing) ઉપરથી પૂ બાળવી.

**Single** *a.* [*L. singulus*]One only એક, એકજ,(with a negative)એકે, એકપણ,as,a s act એક કામ, there is not a s. boy એકે છોકરો નથી, 2 alone એકલું, છડું; 3 unmarried કુવાર, છડું; as, a s man કુવારો માણસ; 4 not twisted એકવડુ ;as, a s. thread એકવડો દોરો, 5 performed by one person એકલમ એકલા, એક એકનું, દ્વંદ્વ; as,s. combat દ્વ દ્વ યુદ્ધ; 6 uncompounded શુદ્ધ, અમિશ્રિત, અસંયુક્ત, મૂળ. *vt.* (out) ઓળખી-શોધી કાઢવું,જુદુ કાઢવું-પાડવું; as, a dog that can s. out his master in the dark પોતાના ધણીને અંધારામાં પણ ઓળખી કાઢે એવો કુતરો.

SINGLE HANDED *a* Alone એકલું, છડું It may be rendered ad verbially by એકલે હાથે એકલી ત્તે What can he s handed do તે એકલો એકલે હાથે શું કરે?

SINGLE HEARTED } *a.* નિખાલસ SINGLE MINDED } નિ કપટી સા ણુ શુદ્ધ ચોખ્ખા દિલનું ખરા ભાવવાળું એક નિષ્ઠાવાળું

SINGLENESS *s* State of being single (see Single) 2 freedom from duplicity નિખાલસપણું*n* એક ભાવ*m* ખરો ભાવ*m* ચોખ્ખું દિલ સાફદિલી*f*

SINGLY *ad* Individually પ્રત્યેક એક એકે કરે as to make men s good પ્રત્યેક માણસને સારો બનાવવા 2 without partners એકલા નું ા નોખા as to attack another s બીજા ઉપર એકલા હુમલો કર

SINGULAR *a* (Logic) વ્યક્ત પ્રત્યેક ભિન્ન વ્યક્તિવાચક દર્શક 2 (gram ) એક વચનનું ৭ number એકવચન*n* 3 out of the ordinary course of things અસાધારણ ન્યારૂં અનુપમ વિ ચિત્ર વિલક્ષણ ઓર તરેહવાર as a phenomenon વિચિત્ર દેખાતી વાત 4 distinguished અપૂર્વ અદ્વિતીય અનુપમ પ્રખ્યાત 5 odd or whim sical તરેહવાર વિચિત્ર અ ત્યંત વિલક્ષણ, ઓર,તુરંગી 6 unique અનુપમ એકનું ઓર તે ા વગરનું એકજ as the busts are singular in their kind આ બાવલા એક છે આ બાવલાનો જોટો નથી

SINGULARITY *s* Peculiarity અ સાધારણપણું*n* વિશેષતા*f* વિશેષ*m* 2 વિલક્ષણ-વિચિત્રતરેહવાર પણું વિલ ક્ષણ વિચિત્ર-અસાધારણ ગુણ

SINGULARLY *ad* વિલક્ષણ તરેહવાર વિચિત્ર વિશેષ રીતે

**Sinister** *a* [*L*] Left ડાબું 2 un lucky અશુભ અમંગળ-અનિષ્ટ સૂચક અશુભ અમંગળ અનિષ્ટ, નઠારૂં ખોટું ખરાબ 3 wrong ખોટું ખરાબ દુષ્ટ કુટિલ કપટનું પાપનું, બદ ન ાર a s aims દુષ્ટ મનસુબા

**Sink** *vi* [*AS sincan*] To sub side નીચે બેસવું-ઉતરવું દબવું ડુબવું (in water) ડુબવું બુડવું તળિએ બેસવું 2 to be impressed (મન વગેરેમાં) ઉતરવું ચોટવું, ઠસવું, a , let these sayings s into your ears આ વાતો તમારા કાનમાં ઉતરવા દો 3 to be depressed ભારથી દબાઇ જવાઇ મરવું માં ડુબી જવું *v* a our country sinks beneath the burden આપણો દેશ એ ભારથી દ બાઇ મરે છે 4 to decline ઘટવું,કમી થવું સમવું ગળવું નરમ પડવું 5 to de crease in volume સોસાઇ-સુકાઈ જવું ઓસરી જવું *v* ઉતરી *v* *vt* To put under water ડુ બવું ડુ બાડવું ડુબાવવું થી નેહીચે ડુબી જવું 2 *to degrade* નીચું-હલકું પાડવું થી નીચું પ ડવું 3 to make by dig ging ખોદાવવું ખો દવું a to s a well કુવો ખોદાવવો 4 to reduce in quantity ખુટાડવું ઘટા ડવું ઓછું કમી ક 5 to cause to decline or fall સોસાવવું સોસાઈ-ઓસરી-ગળી જવું એવું ક 6 to lower in value or amount ઘટાડવું કમી ક ઉતારવું 7 to reduce કમી ઓછું ક, ઘટાડવું વાળવું *To s a debt* કર *v* કાપવું 8 to invest as money more or less permanently માં નાખવું મા લવું રાકવું Sinking Fund કર *v* ક મી કરવાનું વાળવાનું સ ઉાળ *s* ખાળ*f* નીક*f* ગટર*f* ખાળકુવો*f* ખાળકુવો*m*

SINKHOLE *s* ખાળનું મ્હો ઘરા *v* વાનો રસ્તો

**Sinuous** *a* [*L sinus* a bent sur face] વાંકુંચૂંકુ સર્પાકાર લહેરદાર

**Sip** *vt* [*AS sypan*] ઘ્રા ઘ્રા મ્હોમાં લઇને પીવું નાહને નાહને ઘુંટડે પીવું પીવું ચોસ પીવો *s* હોઠથી જરા જરા પીવું તે હોઠથી ઘ્રા પીવેલો ઘુંટડો

**Siphon** (See Syphon)

**Sir** *s* [ old *Fr sire* *L Senior* ] સાહેબ મહારા *v* ખુદાવંત *2* Yes સર હા સાહેબ મહારાજ *2* (અમુક લોકમાં નાઈટ કે બારોનેટ ની પ વીધરાવનારના નામ આગળ ' સર લખાય છે)

SIRE *s* બાપ*m* પિતા*m* બાપજી*m* મહારા *v* માબાપ સાહેબ*m* 2 the male parent of a beast (પશુનો) બાપ*m*

**Siren** *s* [*L*] મોહિની*f* મોહક સ્ત્રી*f* 2 something insidious કોઇ દે ખેલી વસ્તુ *a* મોહક મોહિની જેવુન્

**Sirloin** *s* (See Surloin)

**Surname** *s* (See Surname)

**Sirocco** *s* [*It Sirocco* from *Ar* shraka to ri e] એક પ્ર કારનો ઊની આના રસુનો કમકાવત કરે એવો પવન

**Sirrah** *s* [from *sir-ha* or *It sirreach* poor] દોગો તુચ્છો હબાડ હરામખોર

**Sirup,** } *s* [ *Ar Sharab* ] ફળ ન્મા **Syrup** } દિનો ખા નો વનસ્પતિ સહિત ઉકાળેલો રસ શરબત*m* (of sugar) ચાસણી*f*

**Sister** *s* [*AS sweoster Sans svasri*] બ્હેન*f* 2 (a) in religion ધર્મ ભગિની ધર્મ બ્હેન ગુરૂ બ્હેન (b) in the same society 3 nun તે જ મંડળની મઠમાં રહેનારી કુંવારી સ્ત્રી (3) one of the same kind or condition તેમની વસ્તુ સરખી એ ક *v* જાતની વસ્તુ બ્હેન*f* તેની*f* a તેમની તેની s the s presidency તેમનો ઇલાકો

SISTERHOOD *s* A society of sis ters એ *v* ધર્મની સ્ત્રીઓનું મંડળ એ કજ આશ્રમમાં ની સ્ત્રીઓનું મંડળ

SISTER IN LAW *s* A husband s sister નણંદ*f* નણંદી*f* 2 a wife s sister સાળી*f* A brother s wife ભાભી*f* ભોજાઈ*f*

SISTERLY *a* બ્હેન જેવું બહેનને ઘટે તેવું ખરા હેતવાળું

**Sit** [ *AS sittan*] (most general) બેસવું 2 (*with on* ) to lie પ ડવું તરી રહેવું a the burden sits heavily on him તેને માથે ભારે પડે છે Pale horror sat on each Arcadian face દરેક આરકેડીઆના સીના મ્હો ઉપર ત્રાસ તરી રહ્યા હતો 3 to fit બેસવું આવવું બ ધ બેસવું બંધ બેસતું આવવું as a coat sits well અંગરખો સારો બેસતો આવે છે 4 to incubate સેવવું ઉપર બેસવું ઉ પર બેસીને સેવવું as the partridge sits on eggs તીતર ઈંડા ઉપર બેસીને તેને સેવે છે; 5 to hold a session ઉઘડવું બેસવું ઉઘાડું હોવું ભરા ક ભરાવું as a court sit in Janu ary તનેવારીમાં કોરટ ઉઘડે છે; 6 to occupy a seat as a member માં સભાસદ હોવું 7 to assume a posi tion in order to have a port trait taken (with to) બેઠક આપવી a. To s to a painter ચિતારા સામે છબી પ ડાવવા બેસવું 8 to re t in repose બેઠી રહેવું નીરાંતે બેસી રહેવું To down બેસવું બેસી *v* નીચે બે

સવું,2 ઘેરો ઘાલી બેસવું,3 to rest થાક ખાવા-આરામ લેવા બેસવું,સ તોષ પામી-ધરાઇને-નિરાતે બેસવું, To s. up (a)બેઠા રહેવું-થવું, ટટાર બેસવું,(b) to refrain from lying down જાગવું, ઉજાગરો ક., બેઠાને બેઠા રહેવું, as, to s. up late at night રાત્રે બહુ વાર જાગવું *vt* ઉપર સવાર થવું-બેસવું,-નુ આસન જમવું; as, he sits a horse well તે ઘોડા ઉપર સવાર સારો થાય છે; 2 (reflex.)બેસવું; as, I sat me down હુ હેઠે બેઠો

SITTING *s.* Act (See verb),બેસવું-બેઠેલા હોવું તે, (posture) બેઠું આસન, બેઠક*f*, આસન*n*, 2 a seat in a church આસન*n*, બેઠક*f*,બેસવાની જગ્યા; 3 the actual presence of men in their seats બેઠક*f*; 4 નિરતર અધ્યયનનો કાળ,બેઠક*f*; 5 બેસવાનો કાળ-વખત*f*, બેઠક*f*; 6 incubation સેવન*n*.

**Site** *s.* [*L. situs*] Situation જગ્યા *f*, સ્થાન*n*, સ્થળ*n*, ઠેકાણુ*n*, થાનક*n*, બેઠક*f*.

SITUATE, } *a.* ઉપર આવેલું,અવસ્થિત,
SITUATED } (કોઇપણ સ્થિતિમા) આવેલુ, સ્થિત.

SITUATION *s.* Location સ્થિતિ*f*, સ્થાન*n*, થાનક*n*,ઠેકાણુ*n*,જગ્યા*f*; as, a house in a pleasant situation ખુશકારક થાનકે આવેલું ઘર, 2 circumstances સ્થિતી*f*,અવસ્થા*f*,દશા*f*, હાલત*f*,પરિસ્થિતિ*f*, 3 office જગ્યા*f*, નોકરી*f*

**Six** *s* & *a.* છ, ૬; To be at sixes and sevens અવ્યવસ્થામાં હોવું, બેતાલ થઇ જવું; A collection of six *s.* છક્કડ*n*.

SIX-FOLD *a.* છગણું, છપટ; 2 (having six folds) છપટવાળુ, છવડુ.

SIXTEEN *s.* & *a* સોળ, ૧૬

SIXTEENTH *a.*&*s.*સોળમું, 2સોળાસ.

SIXTH *a.* & *s.* છઠ્ઠું, 2 ષષ્ઠાંશ

SIXTHLY *ad.* છઠ્ઠું એકે, છઠ્ઠું.

SIXTY *s.* & *a.* સાઠ, ૬૦

SIXTIETH *a.* & *s* સાઠમુ, 2 સાઠાશ

**Sizar** *s.*વિલાયતની મદ્રેસામાં જેને રોજ મફત જમવાનો અને ભણવાનો હક્ક હોય છે તે વર્ગનો વિદ્યાર્થી.

**Size** *s.* [*abbr.* from assize *q v.*] bulk કદ*n*, મહત્વ*n*,પરિમાણ*n*,વટ*m*. *vt.* કદ-વટ પ્રમાણે ગોઠવવુ.

SIZED *a* કદનુ,વડનું; as,large-sized મ્હોટા કદનુ-વડનું.

**Size** *s.* [*W. syth* glue] એક જાતનો પાતળો સરસ,આર*m*,ખેળ*m*. *vt.* આર-ખેળ દેવો-ચઢાવવો.

SIZING *s.* The act–See verb, 2 ખેળ*m*.

**Skate** *s.* [*Dut. schaats*) એક પ્રકારનો બરફ ઉપર ચાલવાનો-ઘસડીને જવાનો જોડો.

**Skein** *s.* [old *Fr. escaigne*] આટી *f*, કોકડી*f*, કોકડુ *n*, લચ્છ*f*.

**Skeleton** *s.* [*Gr.*] હાડપિંજર*n*, શરીરનું ખોખુ; 2 a thin person હાડકાનો માળો, હાડકે હાડકુ દેખાતુ હોય એવો માણસ,સુકલકડી માણસ; 3 the frame of anything ખોખું*n*, ડોહળિયુ *n*, ખરડો*m*, ટાચણુ*n*.

SKELETON-KEY *s.* જાણી બુઝીને ઘસી નાંખેલી કુચી

**Skeptical** (See Sceptic, Sceptical).

**Sketch** *s.* [*L Schedium* an extemporaneous poem] An outline ખોખુ *n*,ડોહળિયુ *n*,ચિત્રનુ ડોહળિયુ *n*, ખરડો*m*, નકશો*m*. *vt.* ખોખુ -ડોહળિયું-ખરડો ક , આકવું, (fig.) મુખ્ય મુખ્ય વાત કહેવી

**Skewer** *s.* [*Dan Skewe*. low *Ger. Skeev* a bit of straw, a stalk] સોયો*m*, સળિયો*m*.

**Skiff** *s.* [new high *Ger. schiff*] ન્હાનુ હલકુ નાવ-મછવો*m*, હોડકુ *n*.

**Skill** *s.* [*AS scilian* to separate] Knowledge જ્ઞાન*n*, બુદ્ધિ*f*,અક્કલ*f*, સમજ*f*; 2 (in execution)ચતુરાઈ*f*, ચાતુર્ય*f*, કૌશલ્ય*n*,કળા*f*,કરામત*f*,હાથકસબ*m*, કારીગીરી*f*.

SKILFUL *a.* (pers.)ચતુર, કુશળ, કાબેલ, કસબી,આવડતવાળુ,(acts &c.) ચતુરાઇ-કુશળતા-કાબેલીઅતવાળું, કસબ-કરામતવાળુ

SKILLED *a.* ચતુર, કુશળ, કાબેલ, પ્રવીણ,કસબી; as,one skilled in the arts કળામાં કુશળ પુરૂષ.

**Skillet** *s* [*Fr. escuelette* a little dish]ડોયા જેવું લાબા હાથાવાળું ન્હાનું વાસણ.

**Skim** *vt.* (See Scum) પ્રવાહી પદાર્થના ઉપર ઉપરથી કચરો-મેલ જૂદો કાઢવો-તારવી કાઢવો; 2 ઉપર ઉપરથી અડકીને જવું, જેકે વસડાઇને જવું,ઉપર ઉપરથી જોઈ જવું. નજર ફેરવવી. *vi.* To glide along ઉપર ઉપરથી ધીમે ધીમે સરી જવું-ચાલવું, ઉપરચોટીઉં જોઈ જવુ.

SKIM-MILK *s.* ઉપરથી તર મલાઇ કાઢી-ઉતારી લીધેલું દૂધ.

SKIMMING *s.* The act-See verb; 2 (*pl*) ઉપર ઉપરથી કાઢી-ઉતારી લીધેલી કપોટી-તારણ*n*-તર*f*-મલાઇ*f*.

**Skin** *s.*[*AS. scinn*] ચામડુ *n*, ચામડી *f*, ખોળિયુ *n*, ( the upper skin ) ખાલ*f*, ચામડી*f*; 2 bark છાલ*f*, છોલ *f*. *vt.* To flay ચામડી ઉતારવી-ઉખાડવી, ઉચેડવું; 2 to peel ખાલ-છોતરા-છોડાં ઉખેડવાં. *vi.* ઉપર નવી ચામડી-ખાલ આવવી,રૂઝ-અગુર આવવુ; as, a wound skins over ઘાને અગુર આવે છે.

SKINNY *a.* ચામડાં ચોટી ગયેલું, હાડકાને ચામડીવાળુ, ચામડાના ખોળીઆ જેવું, માસ વગરનું, હાડકાનો માળો, સુકલકડી.

SKIN-DEEP *a* ઉપર ઉપરનુ, ઉડુ ન હોય તેવું, ઉપર ચોટીઉં.

**Skip** *vi* [*Sw. Skimpa* to run)To leap કૂદવું, છલગ-ઠેકડો*m*-કુદકો મારવો, To s. over ઉપરથી કુદી જવું, મૂકી દેવું. *s* કુદકો*m*,કુદકારો*m*,છલંગ *f*, ઠેકડો*m*; 2 (over) મૂકી દેવું તે

SKIPPER *s.* ન્હાના વેપારી વહાણનો ટડેલ, ટંડેલ*m*

SKIPPING-ROPE *s.* ઝાલીને કુદવાનુ દોરડુ.

**Skirmish** *s* [old *Fr eskermir* to fence] યુદ્ધમાં થોડી મારામારી-ઝડઝડ*f*, ઝપ્પાઝપ્પી*f*, લશ્કરની ન્હાની ટુકડીઓની સ્હેજ-થોડી લડાઈ-ઝડ ઝડાઝપ્પાઝપ્પી*f*; 2 a contest કજીઓ*m*, ઝગડો*m*. *vi.* સહેજ-થોડુ લડવું-મારંમારી ક., નાહની ટુકડીઓની સહેજ લડાઇ-ઝપ્પાઝપ્પી થવી.

SKIRMISHER *s.* One who skirmishes(See the verb); 2 (mil.) લશ્કરની આગળ છૂટા થઇને અથવા કુચ કરનાર ટુકડીની બાજુએ છૂટા ચાલીને શત્રુને ખોળી કાઢીને અટકાવનાર સીપાઇઓ.

**Skirt** *s* [*AS scyrtan* to Shorten] The lower part of a garment ઘેર*m*, ઝૂલ*f*, ચાલ*f*, પદર*m*, as, the skirt of a coat ડગલાની ચાલ; 2 border કોર*f*, છેડો*m*, સીમાડો*m*, 3 a woman's garment like a petticoat ચણિયા જેવું બૈરાને પહેરવાનું

બેઆબરૂ ક,જરા ઓછાપણું લાવવું,-નુ ઘસાતું બોલવું,વગોવવું;2 to conceal છુપાવવું, મૂકી દેવું,અરધુ ઉચ્ચારવું,પુરૂ ન ઉચ્ચારવું, as, he slurs his crimes તે પોતાના અપરાધ છુપાવે છે s.ડાઘm, કલંકm,એબf,ગેરીઆતf,ઓછાપણું m

**Slush** *s.* [See Slough] Soft mud કાદવm, કચરોm, કાપm; 2 (for lubrication) ઉંજણને માટે ચરબી ને બીજા પદાર્થની મેળવણી, 3 અડધો પીગળેલો બરફ-હિમm.

Slushy *a* કાદવ-કચરા-કાંપ જેવું-નુ -વાળું.

**Slut** *s* [old *E. slout*]ગંદી-ફુએડ સ્ત્રીf.

Sluttish *a.* ગંદુ, ફુએડ.

**Sly** *a.* [low *Ger. slou*] Cunning (as per-.) પક્કું,ખંધુ,લુચ્ચુ, પ્રપંચી, પેચવાળુ, (acts) પક્કાઇ-ખંધાઇ-લુચ્ચાઈનુ,પેચવાળુ, પ્રપંચનુ, On the s. છાનામાના, છુપકીથી.

Slyness *s* પક્કાઈf,ખંધાઇf,લુચ્ચાઈ f, પ્રપંચm, પેચm

**Smack** *vi.* [*AS smeccan* to taste] ઓઠથી બચકારીને બચ્ચી ક., બચકારવું; 2 to have a taste-માં (-નો) સ્વાદ—પાસ હોવો; 3 to exhibit natural indications of-મા ચિન્હ-પાસ-નિશાન-ચ્હાસ દેખાવો-હોવો; as, all sects, all ages s of this vice બધા પંથના ને બધી વયના લોકોમાં આ દુર્ગુણનો પાસ દેખાય છે. *vt* બચકારવુ, બચકારીથી બચ્ચી ક., as, to smack the lips હોઠ બચકારવા; 2 to crack સટાકો બોલાવવો, સટાકાથી અવાજ ક.; as, to s a whip ચાબુકનો સટાકો બોલાવવો. *s* A loud kiss બચ્ચી કરતી વખતનો બચકારોm; 2 a quick sharp noise as of the lips બચકારોm, (as of a whip) સડાકોm; 3 a flavour સ્વાદm,પાસm,સુસ્વાદm, 4 a quick smart blow લપડાકf, સપાટોm, ધોલf, લાપટf, થપ્પડf

**Smack** *s.* [*Dut. smak*] એક જાતનું ન્હાનુ વાહાણ

**Small** *a* [*AS. smal*] (gen.) as in size ન્હાનુ; A s. quantity થોડુ; 2 unimportant સહેજ, ન્હાનું,ક્ષુદ્રક નજીવુ, તુચ્છ, 3 not large-minded હલકુ, સાંકડા મનનુ, નજીવું, Short ઠુંકુ, ન્હાનુ; 4 weak, slender (as voice) ઝીણું; 5 not of great strength (as beer) હલકું, ઝાઝુ જોસદાર ન હોય તેવું; S. arms બંદુક-પિસ્તોલ વિગેરે ન્હાના હથીઆર. *s pl.* સુરવાળm.' (Univ.) પદવી વાસ્તે પહેલી પરિક્ષા.

Small-pox *s.*શીતળાmpl,સેવડmpl, બળીઆmpl, માતાfpl, દેવીfpl.

**Smart** *s.*[low *Ger. smart*] Quick pungent pain ચણચણાટm,ચરચરાટm,અગનf,લાહ્યf,બળતરાf; 2 pungent grief ઘણો તીવ્ર શોક-મનનુ દુ:ખ,ઉદ્વેગm *vi.*-ને લાહ્ય-અગન બળવી,-ને ચણચણવું, બળવું,-ને ચરચરવું, 2 (in mind)-ના મનમાં ઘણો બળાપો—સંતાપ—દુ:ખ—ખેદ થવો; 3 to be punished વેઠવું, સહેવું, શિક્ષા-સજા વળવી-થવી *a.* Pungent તીવ્ર, તડતડાટ, તીખુ, ધમધમાટ, તમતમાટ, સટાક બોલાવેલો,as, as taste તમતમાટ સ્વાદ;A s lash સટાક બોલવેલો કોરડો,2 keen (as pain) તીવ્ર, તીક્ષ્ણ, આકરૂ,બારીક, 3 quick સપાટાબંધ, ધમધોકાર, તડાતડીવાળુ; as, a s. skirmish તડાતડીની મારામારી, 4 vigorous ચકોર,ચાલાક, ખબરદાર,હુશીઆર, 5 shrewd (pers) તીખુ, બારીક, તરત જવાબી, ટોળી, (saying &c.)બારીકીવાળુ,હાજર-રોકડો (જવાબ),ટોળ-મશ્કરી વાળું-નુ; 6 showily dressed ભભકાદાર,ફેન્ડ, છેલ,અક્કડબાજ; 7 brisk (as breeze) તાજો, સપાટાબંધ, as, a s. breeze તાજો પવન.

**Smash** *vt.*[from the root of Smite પૃ. ૧] કચ્ચરઘાણ કરી નાંખવુ,ચુરેચુરા-ટુકડે ટુકડા કરી નાખવા,કચરી નાખવુ. *s.* કચરઘાણm, સંપૂર્ણ નાશ, ખેદાનમેદાનn.

**Smatter** *vi.* [*Ger. schmettern* to dash] (in talk)વગર સમજે બરડવું, બકવુ, લવવુ, 2 to have a superficial knowledge-ને ઉપર ચોટીઉ જ્ઞાન હોવું.

Smatterer *s* ઉપર ઉપરનુ જાણનાર, ઉપર ચોટીઆ જ્ઞાનવાળો.

Smattering *s.* ઉપર ચોટીઉ જ્ઞાન-માહિતીf.

**Smear** *vt.* [*AS smerwian*]ખરડવું, ઉપર ચોપડવું-લગાડવુ-લપડેવું, as, to s. anything with oil કોઇ વસ્તુ ઉપર તેલ ચોપડવું-લગાડવું-લપેડવું, or કોઇ વસ્તુને તેલથી ખરડવી; 2 to soil ઉપર ડાઘ-કલંક લગાડવું, બગાડવું.

**Smell** *vt.* [low *Ger smellen* to smoke] સુંઘવુ,-ની વાસ-સોડમ લેવી; as, to s. a rose ગુલાબ સુંઘવું; 2 to perceive as if by s. વાસથી જાણવું, જાણી જવું: To s. a rat (see under Rat.) *vi.*-ની વાસ-ગંધ આવવી, સોડવું, (badly) ગંધાવું; as, to s. of smoke-માંહે ધુમાડાની વાસ આવવી; To s of musk-માંથી કસ્તુરીની વાસ આવવી, 2 to smack of-ના જેવું લાગવું,-નો પાસ-વાસ હોવો; as, the report smells of calumny આ વાત બદગોઈ જેવી લાગે છે: 3 to exercise the sense of smell સુંઘવું. *s.* સુંઘવાની ઇંદ્રીf,ઘ્રાણેન્દ્રીf; 2 scent વાસ f, ગંધf, બોf, Good s. ખુશબોf, સુગંધf, મહેકf,સોડમf, સુવાસm; Bad s બદબોf, દુર્ગંધf, ગંધf.

**Smelt** *vt.* [*Dut. smelten*] ધાતુનો કચરો ઓગાળવો-ગાળવો, શોધવું.

**Smile** *vi.* [*Dan. smile*] જરા હસવું, મ્હો મલકાવવુ,ગાલમાં હસવું,ખુશ થવું; 2 to sneer હસી કાઢવું,તુચ્છકારવું, 3 to look gay ખુશકારક-રમણીય-મનોહર હોવું; as, a smiling field રમણીય ખેતર, 4 (on) to be propitious-ઉપર મહેરબાન થવું-હોવું, ઉપર તુષ્ટમાન-પ્રસન્ન થવું, as, may heaven s. on your labours ઇશ્વર તમારા પ્રયત્ન ઉપર તુષ્ટમાન થાઓ.*vt.* To express by a s હસીને બતલાવવું—દેખાડવુ, as, to s. consent હસીને સંમતિ દેખાડવી. *s.* હસવું -મ્હો મલકાવવું તે, મ્હોનો મલકાટm, હાસીf,તિરસ્કારm,2 favour કૃપાદૃષ્ટિ f, પ્રસન્નતાf, કૃપાf, મહેરબાનીf, મહેર f, as, the s. of Providence ઇશ્વરની મહેર, 3 joyous appearance ખુશીનો-રમણીય-મનોહર દેખાવ.

**Smirk** *vi* [*AS. smercian*] ઢોંગ-ડોળ કરી ઘણી મહેરબાની દેખાડવી.

**Smite** *vt.* [*AS. smitan*]To strike મારવું,ઠોકવું; 2 to kill મારી નાખવું; 3 to beat in battle હરાવવું,-નો પરાજય-પરાભવ ક; 4 to blast પાડી નાખવું,ઝુડીને પાડીનાખવું;5 to afflict, chasten દુ:ખ દેવું, શિક્ષા-શાસન ક., 6 to strike with passion મોહ પમાડવું, (with fear)ભયભીત કરી નાંખવુ, બીહવડાવી નાખવું.

Smitten *pp.* મારેલુ, મારી નાખેલું, (See verb), 2 મોહિત થઇ ગયેલું,

SUGAR-CANDY s. સાકર*f*.
SUGAR-CANE s. શેલડી*f*, શેરડી*f*.
SUGAR-LOAF s. (see Loaf 2)
SUGARY a. ખાંડ વાળુ-જેવુ,મીઠું,ગળ્યુ; 2 fond of sweet things મીઠાચળુ.
SUGAR-MILLS (native)કોલુ*n*,કોલ*n*.
**Suggest** *vt* [*L. sub & gero* I carry] સૂજે એમ ક., સુઝાડવુ, સૂચવવું, To be suggested સૂઝવુ; as, some ideas are suggested to the mind &c. કેટલાક વિચાર મનને સૂઝે છે; 2 to hint સૂચના-દરખાસ્ત ક, સૂચના-ઈશારા તરીકે કહેવું.
SUGGESTIONS.The act(See verb), 2 an intimation સૂચના*f*, દરખાસ્ત *f*, ઈશારો*m*, સૂચવેલી વાત, 3 (law) વગર સોગનની જુબાની-હકીકત*f*.
SUGGESTIVE a. સૂચક, સૂચનાત્મક, ગર્ભિત, સૂચવે એવું.
**Suicide** s. [*L. sui* of one's self, and *cædo* I kill] Self-murder આપઘાત*m*, આત્મઘાત*m*,આત્મહત્યા *f*, 2 one guilty of s. આત્મઘાતક*m*, આત્મહત્યા કરનાર, આત્મઘાતી*m*.
SUICIDAL a. આત્મઘાતનુ,આપઘાતનુ, આત્મહત્યાનું, આત્મઘાતક, 2 (fig) પોતાના પગમા કહોવાડો મારવા નુ-જેવું, આત્માપકારક.
**Suit** s. [allied to Sue, q. v] Endeavour પ્રયત્ન*m*,મેળવવાની કોશીશ -પ્રયત્ન*m*-ઉદ્યોગ*m*, 2 courtship પરણવાના વિચારથી સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ, 3 (law) દાવો*m*, ફરિયાદ*f*, મુકરદમો*m*, અરજી*f*; 4 (See Suite), 5 a set એક જોડાની-જાતની-સટની ચીજો*fpl*. A s. of clothes પોશાકનો જોડો; Out of suits મળતું નહી આવતુ, મેળ વગરનુ, બેરાગ. To follow s. બીજો કરે તેમ ક. *vt*. To fit-ને માફક-બેસતુ-લાયક ક.-આવવું, પ્રમાણે ક., ઠીક પડે તેવું ક.; as, to s the action to the word કહેણી પ્રમાણે કરણી ક.; 2 to become છાજવું, ઘટવું, દીપવું, શોભવું,યોગ્ય હોવું; as, such language does not s the occasion આવાં વચન પ્રસંગને શોભતા નથી. *vi*. To agree માફક આવવું, (as climate)સદવુ, as, this climate does not s. with my constitution આ હવા મારા શરીરને સદતી નથી.
SUITABLE a. લાયક, ઘટતું, યોગ્ય,બધબેસતું, છાજતુ, શોભતુ,ફાવતુ, માફક
SUITABLY ad. લાયક-યોગ્ય-ઘટતી રીતે, યથાર્હ.
SUITE s. Retinue પરિવાર*m*,ખટલો *m*, ચાકર નફર વગેરે અનુયાયી વર્ગ*m*, (as of a king)રસાલો*m*, 2(of apartments ) સગવડને માટે જોઇએ તેટલા ઓરડા*mpl*.
SUITOR s A petitioner અરજદાર *m*, અરજ કરનાર, આજીજી-ઉદ્યોગ કરનાર, 2 a wooer પરણવા માટે સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ કરનાર,3(law) દાદી*m*, અરજદાર*m*, ફરિયાદી*m*, સરકારમા કજીઓ લઢનાર, મુકરદમાનો પક્ષકાર.
**Sulky** a. [*AS scolcan* to grow feeble] ગુસ્સાવાળુ, ચીડિયુ,રીસવાળુ, ચઢેલા મ્હોવાળુ, રોશી, બળીએલ.
SULKS s. ગુસ્સો*m*, ચીઢ*f*, બળીએલ મીજાજ*m*, રીસ*f*
**Sullage** s [See Sully] કાદવ*m*,મેલ *m*, મેલા પાણીનો કચરો
**Sullen** a [*L solus* alone]Gloomy અંધકારવાળુ,ઉદાસ, 2 mischievous અશુભ, અનિષ્ટ,બળીએલ,નુકસાનકારક; 3 cross બળીએલ, ચીઢિયુ,રીસે ચઢેલુ, ઉદાસ, કર્કશ, 4 obstinate હઠીલું, જક્કી, જીદ્દી, મમતી
**Sully** *vt* [*Fr solliner* to soil] To soil ડાઘ લગાડવો-પાડવો, મેલુ-મલીન ક., કાળુ પાડવું-ક.,ઝાંખુ પાડવું, 2(as reputation ) એબ-દૂષણ-લાંછન-ડાઘ લગાડવો, બટ્ટો-કલંક લગાડવું-ચઢાવવુ, ઝાંખુ પાડવુ *s*.ડાઘ*m*,કલંક*m*,લાંછન*n*
**Sulphur** s [*L*.] ગંધક*m*
SULPHUREOUS, SULPHUROUS, SULPHURY a. ગંધક નુ-વાળુ-જેવું
**Sultan** s. [*Ar*]તુર્કલોકના પાદશાહનો ખેતાબ, સુલતાન*m*.
SULTANA સુલતાનની રાણી-બેગમ*f*
**Sultry** a [corr from Sweltry, See Swelt] Very hot ઘણું ગરમ, ઘણી ગરમીવાળુ, ઉષ્ણ, ઉકળાટવાળુ, 2 close, oppressive ધામવાળુ,બફારાવાળુ, કઠારાવાળુ, To be s. ધામકઠારો-ઉકળાટ થવો,કઠવું,as,the weather is very s. આજ ઘણો કઠે છે
SULTRINESS s. ધામ*m*,ગરમી*f*,કઠારો *m*, ઉકલાટ*m*.
**Sum** s. [*L. summus* the highest] The aggregate સરવાળો*m*,બેરીજ*f*, એકંદર*n*,2any amount રકમ*f*,અંકેજ *m*; 3 the substance તાત્પર્ય*n*,મતલબ*f*, હાંસલ*n*, ફળિત*n*, સારાંશ*m*, 4 height પરિપૂર્ણતા*f*, શિખર*n*, આરોઆંક,પરાકાષ્ઠા*f*,ટોચ*f*; 5 a problem હિસાબ*m*,દાખલો*m*; In sum ટુંકમા, સારાંશ કે.*vt*.-નો સરવાળો ક.,(usually with up)-નું એક દર લેવું, ઉપસંહાર ક.; 2 to condense-નો સાર-તાત્પર્ય -મતલબ-સારાંશ કહેવો-લાવવો.
SUMMING UP s. ઉપસંહાર*m*, સારાંશ *m*, સારાહાર*m*.
**Summary** a. [*L. summa*, from *summus* the highest]Short ટુંક, ટુંક,સંક્ષિપ્ત,મુત્ખેસર, as, a s. statement ટુંકી હકીકત,2(as a process) સંક્ષિપ્ત, ટુંકુ, ઊપર ઊપરનું, સત્વર *s*. સંક્ષેપ*m*, સાર*m*, સારાંશ*m*, મુત્ખેસર હેવાલ*m*, ઊપસંહાર*m*.
**Summer** s. [*AS. sumor*] ઉન્હાળો *m*, ગરમીના દીવસ*m*. *vi*. ઉન્હાળો ગાળવો-કાઢવો.
SUMMER-HOUSE s. ઉન્હાળામા રહેવાની બાગમાં ઓરડી-ઘર*n*-બંગલો*m*.
**Summit** s [*L. summus* the highest] શિખર*n*, ટોચ*f*, મથક*n*,મથાળુ*n*.
**Summon** *vt*. [*L. summonere* to give a hint]To call બોલાવવું, તેડવુ, આવવાની ખબર આપવી, 2 to command to appear સમન ક, આહ્વાન ક.,આવવાનુ-હાજર થવાનુ ફરમાવવું, 3 (with *up*) બધુ એકઠુ ક., ચઢાવવું, આણવું, as, to s. up courage હિમ્મત આણવી, 4(mil.) શરણ થવાનું કહેવું
SUMMONS s. સમન*m*, હાકેમનું તેડુ-ફરમાન*n*, આહ્વાન પત્ર*n*, 2 (mil.) શરણ થવાનું કહેવું તે.
**Sumpter** s [*L. sagmarius* a pack horse] ભારખાનાનો ઘોડો, A s. ox or bull પોઠી*m*, પોઠીઓ*m*, (in comp.) ભારખાનાનું.
**Sumptuary** a.[*L sumptus* cost] Relating to expense ખરચનુ-સંબંધી,2 regulating expense ખરચ ઓછો કરાવવાનુ, ખરચમાં નિયમનીતિ રાખવા વિષેનુ
SUMPTUOUS a ઘણો ખરચ થાય એવું, ઘણું કિમ્મતદાર, કિમતી,મોઘુ,ભારે, ભભકદાર, રોનકદાર, ઠાઠવાલુ.
**Sun** s [*AS. sunna*] સૂરજ*m*,સૂર્ય*m*, રવિ*m*, આદિત્ય*m*, ભાણ*m*, 2 any central orb કોઈ પણ તારામંડળમાંનો મધ્ય તારો, 3 the sunshine તડકો*m*; Under the s. આ દુનીઆમા, પૃથ્વિ ઊપર. *vt*. તડકે નાખવું, તડકો દેવો-ખવડાવવો.

**Superposition** *s.* [*L. super* & position] ઉપર મૂકવું-રાખવું-મૂકેલું હોવું તે.

**Superscribe** *vt.*[*L.super* & *scribo* I write] ઉપર લખવું;2 ઉપર સરનામું -અત્તા-નામ-ઠેકાણું વગેરે લખવું.

SUPERSCRIPTION *s.* The act(See verb); 2 ઉપરનું લખાણ, સરનામું*n*.

**Supersede** *vt.* [*L. super* & *sedeo* I sit]To replace-ને ઠેકાણે-બદલે આવવું; as, A. has superseded B. બ ની જગાએ અ આવ્યો છે; 2 to make void or useless રદ-નકામું-નિરૂપયોગી ક, નિર્બળ ક.

SUPERSESSION *s.* The act (See verb).

**Superstition** *s.* [*L. super* & *sto* I stand] વહેમ*m*, 2 (in worship) ધર્મનાં કાર્યમાં-ઇશ્વરપૂજનમાં વહેમ*m*, 3 false religion મિથ્યા-ખોટો-પાખંડી ધર્મ-મત*m*;4 excessive nicety અતિશય ચાંપલાપણું, ચિપાશીઆપણું*n*.

SUPERSTITIOUS *a.* (pers.) વહેમી, ભોળું, (acts) વહેમી, વહેમ યુક્ત-ભરેલું-યુક્ત;ઢીચાપલું,ચિપાશીઉ,ખોટું, મિથ્યા.

**Superstructure** *s.* ઉપરનો ઇમલો, ઉપરની-ઇમારત, ઇમારત*f*, ચણતર*n*.

**Supervene** *vi.* [*L.super* & *venio* I come] To take place ઉમેરાવું, બનવું, થવું, આવવું.

**Supervise** *vt.* [*L. super* & *video* I see] ઉપર દેખરેખ-ચોકસી-તપાસ-નજર-નિગેબાની રાખવી.

SUPERVISION *s.* દેખરેખ*f*, નિગેબાની *f*, ચોકસી*f*, ઉપર તપાસ.

SUPERVISOR *s.* દેખરેખ રાખનાર,નિગેબાની-નજર-ચોકસી-તપાસ રાખનાર, ઉપદ્રષ્ટા.

**Supine** *s.* [*L. supinum*]કૃદંત નામ *n*, ભાવકૃદંત*m*.

**Supine** *a* [*L.supinus* from *super*] ચતું, ચત્તાપાટ; 2 leaning backward, ઢળતું, આડું પડેલું, આડું; 3 negligent, heedless બેદરકાર, આળસુ, નિશ્ચિંત, ગાફેલ, પ્રમત્ત

**Supper,** } See under Sup.
**Supperless** }

**Supplant** *vt.* [*L. sub* under & *planta* the sole of the feet] To remove by stratagem પેચથી ખસેડવું; 2 to displace and take the place of ખસેડીને (-ને) ઠેકાણે બેસવું-આવવું; as, a rival supplants another in the favour of his prince પ્રતિસ્પર્ધી પોતાના સામાવાળા ઉપરથી રાજાની મહેરબાની ખસેડી પોતે તેને ઠેકાણે બેસે છે; 3 to overthrow ઉથલાવી નાખવું,ઊંધું વાળવું,-ની ખોદણી ક., ઉખેડી નાખવું.

**Supple** *a.* [*L.sub* & *plico* I fold] Pliant ઝટ વળે એવું, નરમ,સુંવાળું; 2 (pers.) નરમ, નમે-નમતું મૂકે એવું, 3 flattering ખુશામતિયું, હાજીહા કહેનાર, મરજી ઉઠાવે તેવું. *vt.* નરમ-સુંવાળું-વળે એવું ક.; 2 to make compliant નરમ-મરજી ઉઠાવે તેવું-ફરમાબરદાર-આધીન ક. *vi.* નરમ-સુંવાળું થવું.

**Supplement** *s.* [*L. sub* & *pleo* I fill] પૂર્તિ*f*, વધારો*m*, સાંધણ*n*, પરિશિષ્ટ*n*, ઉત્તર ભાગ*m*, ઉમેરો*m*; (in geom ) પૂરક*m*. *vt.* વધારવું, સાંધવું, ઉમેરવું,-માં ઉમેરો-વધારો ક.,પૂર્તિ ક.

SUPPLEMENTARY, } *a* પૂર્તિનું, વ-
SUPPLEMENTAL } ધારાનું, ઉમેરાનું, પરિશિષ્ટરૂપ, સાંધણરૂપ, સાંધણનું, પૂરક

**Suppliant** *a.* [*L. sub* & *plico* I fold](pers.)પ્રાર્થના-આજીજી-યાચના-કાલાવાલા કરનાર, (things) દીનતાનું, દીન, અતિદીન,અતિ નમ્ર,આજીજીવાળું. *s.* આજીજીથી અરજ કરનાર, શરણાર્થી.

SUPPLICATE *vt* & *vi.*-ને માટે પ્રાર્થના-વિનંતિ-આજીજી-યાચના-કાલાવાલા-અરજ ક.-કરીને કહેવું કે માંગવું,2-ની પ્રાર્થના-કાલાવાલા-આજીજી ક.

SUPPLICATION *s.* The act (See verb), 2 પ્રાર્થના*f*, અરજ*f*, યાચના*f*, કાલાવાલા*m*, આજીજી*f*.

SUPPLICATORY *a.* પ્રાર્થના-આજીજી-યાચના-અરજ-કાલાવાલાનું-વાળું , પ્રાર્થનારૂપ, દીન, નમ્ર.

**Supply** *vt* [*L sub* and *pleo* I fill]To furnish પૂરું પાડવું-ક , આપવું, મેળવી આપવું,as,to s the poor with food ગરીબને ધાન પૂરું ક ;to s. a man with information કોઇને ખબર આપવી; 2 to take the place of-ને ઠેકાણે આવવું. *s.* પુરતિ*f*, આવક*f*, ભરાવો*m*, છત *f*; as, the s. of gold સોનાની આવક-ભરાવ-છત; 2 (*pl.*) (a) નિત્યના ખપની ચીજની આવક-ભરાવ*m*,ભંડાર *m*,ખજાનો*m*,છત*f*,as, our supplies are limited અમારી પાસે છત થોડી છે,(b) મંજુર કરેલો દેશનો ખરચ.

**Support** *vt.* [*L. sub* & *porto* I carry]To uphold ટેકી રાખવું,-નો ભાર ઝીલી રાખવો,-ને ટેકો-આશ્રય-આધાર આપવો;as, a pillar supports a structure ઇમારતને થાંભલો ટેકી રાખે છે, 2 to sustain સહેવું,સાંખવું, ખમવું, સાંખી-ખમી-સહી રહેવું-શકવું; as, to s. distress દુઃખ સહી રહેવું; 3 to encourage દીલાસો-હિંમત આપવી,-નું આશ્વાસન ક.,(as spirits) રાખી રહેવું, ટકાવી રાખવું; 4 to sustain(as a part)ઉપર લઈ-સાંગ-સાંગોપાંગ-બરોબર ભજવવું; 5 to maintain-નો નભાવ-ગુજરો-ગુજરાત-પોષણ -નિર્વાહ ક.,-નું ખરચ ચલાવવું, 6 to sustain નભાવી-ટકાવી રાખવું; 7 to substantiate સિદ્ધ-સાબિત ક., પુરવાર કરી આપવું, ખરું કરી આપવું; 8 to attend as an assistant મદદનીશ તરીકે સાથે રહેવું,-ની પુષ્ટિમાં રહેવું, 9 to countenance મદદ-પુષ્ટિ -ટેકો આપવો. *s.* The act (See verb); 2 (physical) ટેકો*m*,આધાર *m*, અવલંબન*n*,આશ્રય*m*;3 (moral) આશરો*m*,આધાર*m*; 4 maintenance ગુજરાન*n*, નિર્વાહ*m*, ગુજરો*m*.

**Suppose** *vt.* [*L. sub* & *pono* I place] (Gen.)ધારવું,માનવું,માની લેવું, કલ્પના ક., કલ્પવું; 2 to imply-નો ભાવ-અર્થ હોવો-નીકળવો, *vi.* ધારવું, માનવું, કલ્પના ક.

SUPPOSITION *s.* The act (See the verb); 2 hypothesis ધારણા*f*, કલ્પના*f*, માનવું તે.

**Supposititious** *a* [*L.sub* & *pono* I place] કૃત્રિમ, ખોટું,બનાવટનું, ખરાને ઠેકાણે ઊભું કરેલું, તરકટી.

**Suppress** *vt.* [*L . sub* under & *premo* I press] To crush સમાવવું, બેસાડવું,દાબી દેવું,as,to s.a rebellion બંડ સમાવવું;2 to keep in બહાર નીકળવા ન દેવું, દાબી દેવું,દબાવી રાખવું,as, to s. the voice સાદ દબાવી રાખવો; 3 to conceal દબાવી-છુપાવી-સંતાડી રાખવું, છુપાવવું; 4 to restrain (as diarrhœa)નરમ-ધીમું-બંધ પાડવું-ક.

SUPPRESSION *s.*The act (See the verb); 2 morbid retention રોગને લીધે બંધ થવું તે, અવરોધ*m*.

**Suppurate** *vi.* [*L. sub* & *pus* matter]-માં પાચ-પરુ ભરાવું, ભરાવું, પાકવું.

SUPPURATION *s* The act (See the verb) 2 the matter પાચન પરૂ

**Supreme** *a.* [*L supremus* highest] Highest in authority શ્રેષ્ઠ સર્વોપરી, વરિષ્ઠ, (in comp.) પરમ 2 greatest સર્વોત્તમ સર્વોત્કૃષ્ટ સૌથી મ્હોટું ઘણું વધારે, 3 utmost અતિશય ભારે ઘણું

SUPREMACY *s* સર્વોપરિ અધિકાર સત્તા/ આધિપત્ય*n*, શ્રેષ્ઠતા/

**Surcharge** *vt* [*Fr sur L super* & charge] To overload ઉપર માથા નજસ્તી પડતો ભાર મૂકવો લાદવો (બળ ઉપરાંત) ભાર મૂકવો *as s* a beast ઢોર ઉપર પડતો ભાર ભરવો; 2 વધારે ખરચ-દુર કીમત પસા લેવા-ચડાવવા *s* An excessive load વધારે-જસ્તી પડતો ભાર*m* 2 વધારેનું ખરચ દુરસ-કિ મત/

**Surd** *s* [*L surdus* deaf](Math) કરણી/

**Sure** *a* [*L se* & *cura* care](pers) ખાતરીવાળું ભરૂસાવાળું 2 to be s of-ને ખાતરી ખાતરજમા-ભરૂસો નિશ્ચય હોવો; as I am s of this મને આ વાતની ખાતરી છે (to be certain as a fact or statement) નક્કી It is a s. sign of decay તે નાશનું નક્કી ચિહ્ન છે To be s (*ad*) નક્કી ખચિત ખરેખર બેશક as to be s you are wrong નક્કી તમારી ભૂલ છે To make s (a) to make certain ખાતરી *s* (b) to secure so as not to fail પાકું નક્કી કરી લેવું ફિરે અવેશા જેવું ન રાખવું

SURELY *ad* નક્કી ખચિત ખરેખર બેશક નિ સશય

SURE FOOTED *a* લથડે નહીં ઠોકર ન ખાય એવું.

SURETY *s* નક્કીપણું ખાતરી/ Of a s ખચિત 2 security નુકસાની અદલ બા હેંધરી-હામી-અને *r* તારણ 3(a pers) જામીન*m* હામી*m* 3 for payment of money માલ જામીન*n* for appearance હાજર જામીન*m* for good behaviour ફેલ જામીન*m*

**Surf** *s* [old *Fr surflot* the rising of bellows] દરીઆના કીનારા પર ફેં ઉપર ઉપરા ઉપરી અથ ડાતા મોજાં

**Surface** *s* [See Superficies] ઉપરની બાજુ સપાટી/ બહારનો ભાગ પૃષ્ઠ તળ

**Surfeit** *vt* [*L super* & *facio* I do] To overfeed અતિશય-આકરા તીરૂ ખવ ડાવવું અજીર્ણ થાય એટલું ખવરાવવું *v* to cloy *q v* *s* અતિશય ખાનપાન અકરાંતીઉં ખાવું પીવું તે અજીર્ણ તે 2 અતિતૃપ્તિ/ ધરવ/ ધરાઇ-ઓચાઇ જવું તે 3 disgust *s* કંટાળો*m*

**Surge** *s* [*L surgo* I rise] A large wave મ્હોટું (દરીઆનું) મોજું ઘા ળ મોજું*n* 2 a prominence ઉછાળો*m* ટેકરો*m* 3 the act-see verb *vi* (waves) ઘણા ઉછળીને વહેવું મોટી છોળ મારતા વહેવું

**Surgeon** *s* [*Gr cheirourgos* one who operates with the hand] વાઢકાપીઆ વા કાપ વગેરે બહારના ઉપચારથી રોગ મટા નાર વૈદ્ય શસ્ત્રવૈદ્ય

SURGERY *s* શસ્ત્રવિદ્યા/ વાઢકાપ/ વાઢકાપ વગેરે બહારનો ઉપચાર 2 શસ્ત્રક્રિયાનું સ્થળ

SURGICAL *a.* શસ્ત્રના ઉપચારનું શસ્ત્રવિદ્યાનું વાઢકાપનું બહારના ઉપચારનું વિધિ સંબંધી

**Surly** *a* [from Sour *q v*] ખરાબ સ્વભાવનું ચીઢીઉં તરછોડખોર તોરી

**Surmise** *vt* [old *Fr sur* over & *mettre* to set] અટકળ કરવી ધારવું ઉઠાવ બાંધવો કલ્પના કરવી *s* ધારણા/ અટકળ/ કલ્પના/ સંશય*m* શક*m* વહેમ*m* ઉઠાવ*m*

**Surmount** *vt* [*Fr sur* over & *monter* to mount] ઉપર ચડવું ચડી જવું પાર પડવું સામું ઉતરવું વટાવવું *as* be surmounted all obstacles તે બધી અડચણો સામો થઇ પાર પડ્યો

**Surname** *s* [*Fr surnom L super* & *nomen* a name] અટક/ અટક/ આડનામ*n* ઉપનામ*n* ઓળખ/

SURNAMED *a* અટક આડનામ ઉપનામ વાળું

**Surpass** *vt* [*Fr sur* & *passer* to pass]-થી ચડવું ટપાવવું -થી સરસ ચડીઆતા હોવું નીકળવું as the lion surpasses all other animals in strength બીજા બધા જનાવરથી સિંહ બળમાં ચડે

SURPASSING *a* સર્વો ઉત્કૃષ્ટ શ્રેષ્ઠ સર્વોપરી સરસ

**Surplice** *s* [*L super* and *pellicea* a robe of fur] પાદરીઓને ધર્મક્રિયા વખત પહેરવાનો ધોળો ઝભ્ભો-જામો*m*

**Surplus** *s* [*L super* & *plus* more] ઉપરનો વધારો ફાલતુ ભાગ બાકીનો ભાગ ખરચ કરતાં આવકનો વધારો *a* વધારાનું ઉપરનું ફાલતુ બાકીનું

SURPLUSAGE *s* વધારો ઉપરનો વધારો ભાગ 2 (law) ફાલતુ-નકામો ભાગ

**Surprise** *vt* [*L super* & *prehendo* I take]To take unawares-ઊપર છાપો મારવો ઉપર અચાનક ધસારો હુમલો *s* 2 to strike with astonishment-થી ચકિત થવું, થી આશ્ચર્ય પામવું થી વિસ્મય પામવો -થી ક ળ થઇ જવું -ને અચંબો લાગવો as what you say surprises me તમારી વાત સાંભળીને હું આશ્ચર્ય પામું છું 3 to confuse ભેળસેળ ગુંચવણ ગભરાટમાં નાખવું *s* The act (See the verb) 2(the emotion)અચંબો*m* આશ્ચર્ય વિસ્મય*m*

SURPRISING *a* વિસ્મય-આશ્ચર્ય-અચંબા જનક ચમત્કારી

**Surrender** *vt* & *vi* [*Fr sur* & *rendre* to render]To yield શરણ થવું શરણ જવું થવું આપી દેવું સોંપી દેવું મૂકી દેવું વશ તાબે આપવું *s* The act (See the verb)

**Surreptitious** *a* [*L subreptitius*] ચોરીનું છાનુંમાનું ચોરીથી વગર જણાવ્યે ગાયી કરેલું ઘુસાડી દીધેલું

**Surrogate** *s* [*L sub* & *rogo* I ask] પ્રતિનિધિ*m* અવેજી*m* નાયબ*m* મુખ્ય પાદરીનો નાયબ*m*

**Surround** *vt* [*L sur* for *super* & round]To enclose ઘેરી લેવું આંતરી લેવું -ની પાછળ ફરી વિંટળાઇ વળવું વિંટાવું as to s a city શેહેરને ઘેરી લેવું 2 to be on all sides-ની આસપાસ ચારે બાજુએ ફરતું હોવું-આવી રહેવું વિંટળાવું as a ditch surrounds the fort કિલ્લાની ફરતી ખાઈ છે 3 (mil) આંતરી ઘેરી લેવું

SURROUNDING *a* ફરતું આસપાસનું ચારેબાજુનું *s* (*pl*) આસપાસ-આજુ બાજુની હકીકત વાત/ વસ્તુ/ સ્થિતિ/ પરિસ્થિતિ/

**Surtout** *s* [*Fr sur* over & *tout* all]An overcoat સૌથી ઉપર પહેરવાનો જાડો-અંગરખો અંગરખો*m*

**Surveillance** *s* [*L super* & *vigil* I am watchful] દેખરેખ/ જાપ્તો*m* નિગેહબાની/ ચોકસી/ પહેરો*m* રાખી/ નજર કેદ/

**Survey** *vt.* [*L. super* & *video* I see]To take a view of તપાસવું, તપાસી જોવું, ઉપર નજર ફેરવવી,જોવું; 2 to examine તપાસીને-બારીકીથી-ઝીણી નજરથી જોવું,તપાસવું;3(Engineering)તપાસવું, તપાસ-અજમાએશ ક,-ની 'સર્વઇ' ક., માપવું,-ની મોજણી ક,-ના ખુંટ-સીમ નક્કી ક *s* A general view બધે-ચોગરદમ ફરતી નજર, બધે આંખ ફેરવવી-જોવું તે; 2 an examination તપાસ*f*, તહ્રાસ*f*, 3 the act of surveying મોજણી*f*, માપ*n*, સરવૈ*f*, પાહણી*f*.

SURVEYING *s.* The act (See the verb); 2 સર્વઇનામ*n*, મોજણી*f*,સર્વઇ *f*, માપણી*f*.

SURVEYOR *s.* ઉપર તહ્રાસ-તપાસ રાખનાર; 2 મોજણીદાર*m*, સર્વેયર*m*

**Survive** *vt.* & *vi* [*L super* & *vivo* I live]-ના મુઆ-ગયા પછી જીવવું-જીવતા રહેવું-રહેવું, as, his father survived him તેનો બાપ તેના મુઆ પછી જીવ્યો.

SURVIVING *a.* જીવતું, જીવતુ રહેલું, હયાત

SURVIVOR *s.* બીજાના મુઆ પછી જીવનાર-જીવતો રહેનાર.

**Susceptible** *a* [*L. sub* under & *capio* I take] Admitting-માં-ઉપર ચઢાવી-વધારી શકાય એવું,-મા થવા જેવું -થઈ શકે એવું,as, a body s of alteration ફેરફાર થઇ શકે એવો પદાર્થ, a body s of colour રગ ચઢાવી શકાય એવો પદાર્થ; this passage is s of two interpretations આ વાક્યના બે અર્થ થઇ શકે છે, 2 impressible ગ્રાહક, કોમળ, ગ્રહણ સમર્થ,as, children are more s.than adults બચાંઓ જુવાન માણસ કરતા વધારે ગ્રાહક હોય છે.

SUSCEPTIBILITY *s.* The state(See *a*) ગ્રાહકત્વ*n*, ગ્રહણશક્તિ*f*; 2 sensibility ચિત્તવૃત્તિ*f*,મનોભાવ*m*,લાગણી*f*.

**Suspect** *vt* [*L. sub* & *specio* I look]-નો શક-સંશય-અદેશો-વહેમ આણવો-લાવવો-રાખવો,-ને વહેમ શક આવવો; as,from him, I s no ill તેની તરફથી કઇ નુકસાનનો શક મને નથી; 2 (as pers.) ઉપર શક-વહેમ આણવો-રાખવો,3 to mistrust નો ઇતબાર-ભરોસો-વિશ્વાસ-અણપતીજ ક, -વિષે વહેમ-શક લાવવો; as to s. the truth of a story કોઇ વાતની સાચાઈ વિષે વહેમ લાવવો. *s.*શકદાર માણસ*m*, શકદાર*m*.

SUSPICION *s.* શક*m*, વહેમ*m*,અદેશો *m*, અવિશ્વાસ*m*, કમભરૂસો*m*.

SUSPICIOUS *a.* (things) વહેમ-શક-અદેશા પડતુ-ભરેલું-નું-વાળુ, (persons) વહેમી, શક આણે તેવું, અદેશો રાખે તેવું

**Suspend** *vt.* [*L. sub* & *pendo* I hang]To hang લટકાવવું, અધ્ધર લટકાવવું, ઝુલતુ રાખવું,ટાંગવું;2 to delay બધ ક-રાખવું, થોભાવવું, અટકાવવું;as, s your indignation તમારો ગુસ્સો બધ રાખવો, 3 to hold in a state undetermined અનિશ્ચિત-ઉધરાવામા રાખવુ, ન બાધવુ-ક ; as, s. your opinion તમારૂ મત અનિશ્ચિત રાખો, તમારૂ મત બાધશો નહીં; 4 (as an officer)'સસપેન' ક., થોડી મુદત સારૂ નોકરીથી મોકુફ-દૂર ક ; 5 to cause to cease for a time થોડી મુદત સુધી બધ રાખવું-મોકુફ ક.; as, to s the operation of a rule ધારાનો અમલ થોડી મુદત સુધી બધ ક , મુલતવી રાખવુ.

SUSPENSE Indecision ઉચ્ચાટ*m*,ઢચુપચુ*n*, ઉધરાવો*m*, દગદગો*m*, અનિશ્ચય*m*;2 a stop વિરામ*m*,બધ પડવું-અટકવું તે Suspense account *s.* અલેલ હીસાબ*m*, ઉપર ટપકાનું નામુ. To be in s. ઘોળાયા ક., ઉચ્ચાટમાં હોવું

SUSPENSION *s.* The act or state (See verb), 2 temporary delay or cessation થોડી મુદ્દત બધ રાખવું-અટકાવવુ તે, નાણાં આપવાં બંધ ક તે, સસપેન ક. તે, મોકુફી*f*, અમલની થોડી મુદ્દત મોકુફી*f*, 3 a conditional withholding અટકાવવું-રોકવું તે,S. Bridgeસાકળને આધારે રાખેલો પુલ, ઝુલતો પુલ.

**Sustain** *vt* [*L. sub* & *teneo* I hold] To uphold ટેકવી રાખવું,-નો ભાર ઝીલવો-ખમવો-ઉંચકવો; as, pillars s. an edifice થાબલા ઇમારતનો ભાર ઝીલે છે;2 to keep from despondency હોશીઆરીમાં રાખવું, ખુશીમા રાખવુ, હીમત-હોશ-હાલત ટકાવી રાખવી;3 to maintain ગુજરાન ચલાવવું, નભાવવું,-નો નિર્વાહ-ગુજરો-નિભાવ-પોષણ ક , જીવતુ રાખવું; 4 to bear ખમવું, સહેવું, સોસવું, ખમી-સાંખી રહેવું, વેઠવું;5 to undergo-ને પડવું-થવું; as, he sustained severe injuries તેને સખત ઈજા થઇ છે; 6 to sanction ચલાવવું,મંજુરી આપવી; 7 to maintain સાબીત-સિદ્ધ ક ,ખરૂ કરી આપ as, to s. a charge તોહોમત સાબીત

SUSTAINED *p.* & *a.* લાબોકાળ ટકા -નભાવી રાખેલું.

SUSTENANCE *s.* The act(See the verb 3); 2 victuals ખોરાક*m*, પો ષણ*n*, ખાવાનું*n*.

SUSTENTATION *s.* ટેકવી રાખવું તે, the use of food ખોરાક-ખાવા ખાવું-વાપરવું તે; 3 maintenance પોષણ*n*, ગુજરાન*n*, નિર્વાહ*m*

**Sutler** *s* [old *Dut. soeteler* a small trader] લશ્કર જોડે સરસામાન દારૂ વગેરે વેચવા જનાર.

**Suture** *s.* [*L suo* I sew] (surg) જખમને ટેભા મારી બંધ કરવો તે,ટેભા *mpl*, 2 (of the skull) ખોપરીના હાડકાનો સાવો, સાધ*f*.

**Suzerain** *s.* A feudal Lord પટાવ તનો મુખ્ય સરદાર-રાજા.

**Swab** *s.*[from the root of Sweep] ભોય વાળવાની-ઝાડવાની સાવરણી-કુચો-કુચલો.

**Swaddle** *vt.* [*AS swedhian* to bind] ઉપર લુગડા-ચીથરા-પાટા બાધવા-વીટાળવા-લપેટવા *s.*નાના બચ્ચાને વીટવાનાં લુગડાં.

SWADDLING-BAND-CLOTH *s.* નહાનાં બચ્ચાં પાછળ વીટાળેલા-બાંધેલા લુગડા.

**Swagger** *vi* [*AS. swegan* to rattle]બડાઇ-મ્હોટમ-ફૂલ-ફુલારા-ડફાસ-શેખી હાંકવી-મારવી-ક., ગર્વ-અભિમાન ક ;2 મોટા ડોળથી ચાલવું.*s.*(See the verb)

**Swain** *s.* [*AS swan*]A rustic ગામડીઓ*m*, ગામડાનો આશુક.

**Swallow** *s* [*AS. swalewe*] ચકલો *m*, ચકલો*m*, ચકલી*f*, ચલ્લી *f*.

**Swallow** *vt.* [*AS. swelgan*] ખાઇ-પી જવુ, ગળે ઉતારવું,ગળી જવું;2(up) to absorb સોષી લેવું, માહે ઉતરી-ગળી જાય એવું ક , ગરક થઈ જાય એવુ ક ; 3 to engross પચાવી-દબાવી-બથાવી-લઇ પડવું, ઓહીયાં કરી જવુ,as, he has swallowed up the honour of his successors તે પોતાની પછી આવનારાની કીર્તિ પચાવી પડયો છે, 4 to occupy રોકવુ,-થી રોકાવું,

કામે લગાડવું ૭ to exhaust ખાઈ જવું, ખપાવી દેવું 6 to receive implicitly વગર તપાસે સ્વીકારવું-લઈ પડવું, માન્ય કરવું as to s. the opinions of others બીજાના મત વગર તપાસે સ્વીકારવા 7 to take patiently મૂંગે મોઢે સાંખી સાંભળી રહેવું *s.* The throat ગળું, ગળાની નળી 2 voracity ખાઉધરાપણું, અકરાંતિયાપણું, તે ગળવું, ભૂખ્યું આતુરતા 3 as much as is swallowed at once કોળીઓ, ઘૂંટડો, એકી વખત ગળાવી જવા જેટલું

**Swamp** *s.*[*AS swamm*]કાદવ કીચડ કચરા પાણીવાળી નીચી જગ્યા, કળણ *vt.* કાદવમાં ખરડાવવું, ઘણી મુશ્કેલીમાં નાખવું

SWAMPY *a* કાદવ કીચડ પાણીવાળું, ભેજનું

**Swan** *s* [*AS*] રાજહંસ

**Sward** *s* [*AS sweard*] ઘાસવાળી જમીન, ઘાસના મૂળ પહોંચે તેટલું જમીનનું ઉપરનું પડ.

**Swarm** *s.*[*AS swearm*](ન્હાના નાના ઉડતા જીવજંતુનું) ટોળું *a s* of bees મધમાખીઓનું ટોળું, ઝુંડ, *n* સમુદાય, સમુદાય *vi* ટોળું વળીને ઉડવું-જવું-આવવું 2 to join in crowds-ના ટોળેટોળાં આવવા, ભેગા થવા 3 to be crowded ભરાઈ જવું, ખીચોખીચ ભરાવું, માં ટોળેટોળાં હોવા as, every place swarms with soldiers દરેક ઠેકાણે સિપાઈના ટોળે ટોળાં છે 4 to abound માં પુષ્કળ, બહુ ટોળેટોળાં હોવા 5 to breed multitudes-માં ટોળેટોળાં ઉત્પન્ન થવા, -ની પેદાશ પેટ થવા.

**Swarthy** *a* [new high *Ger schwart* ] કાળું, શામળું, આછું કાળા રંગનું, શ્યામ

**Swash** *vi* ફડફડાટ-ડીંગી મારવી 2 (પાણી) રેડી નાખવું

SWASH BUCKLER *s* શેખી મારનાર, ખોટ ફાંકડો

**Swath** *s* [*AS swadhu*] A band or fillet પટી, કિનારી, દોરી, પાટી, 2 ઘાસ દાંતરડાવાળા કાતરડાથી કાપીના બેઠી દૂટી ઘાસ કે દાણા 3 the whole sweep of a scythe ઘાસ દાંતવા દાતરડાથી એક વખતે કાપ્યું હોય તેટલી બધી જગ્યા

SWATHE *vt* પાટાવતી બાંધવું 2 વિંટાળવું, 3 ફરતે વીંટવું

**Sway** *vt.*[*AS swe-pan* to prevail] (a sceptre &c.) ધરવું, ધારણ કરવું, ચલાવવું, નો અમલ ચલાવવો 2 (a) to govern ઉપર અમલ રાજ-અધિકાર સત્તા ચલાવવી, રાજ કરવું, (b) to influence તેના ઉપર અસર થવી, ખેંચાવું, તણાઈ જવું as lest passions s thy judgment રખેને તારી બુદ્ધિને તારા ગુસ્સાઓથી અસર થાય 3 to bias (pers ) વાળવું, ફેરવવું, -ને વાળવી, ફેરવવું *vi* To bear rule રાજ કરવું, રાજ સત્તા-અધિકાર અમલ ચલાવવો 2 to lean નમવું, વળવું, ઝોક ફરવું as the wall sways to the west પશ્ચિમ બાજુ ભીંત નમે છે 3 to swing backwards & forwards ઝુલવું, ઝોલા ખાવા 4 to incline to one side-નો એક તરફ ઝોક હોવો, ઝુકવું, નમવું ૭ to have influence નું વજન હોવું *s* Dominion રાજ્ય, રાજ્યનો અમલ, *m* અધિકાર 2 influence સત્તા, જોર, વજન 3 (of a balance) ત્રાજવાનો ઝોક, વળવું, ત્રાજવાની દાંડી (ng ) 4 (of a weapon) શસ્ત્રનો ઘા, સપાટો *m* ૭ ભારે સમતોલ *m* દાબવી ભારે મ્હોટી વસ્તુ

**Swear** *vi* [*AS swerian*] સોગન કસમ-સમ ખાવા-લેવા, પ્રતિજ્ઞા કરવી as I swear by all the gods બધા દેવતાના સોગન લઉં છું 2 to give evidence on oath સોગન ઉપર પુરાવો, જુબાની આપવી, સોગન પ્રતિજ્ઞા ઉપર કહેવું 3 to promise on oath સોગન ખાઈને વચન આપવું-કોલ કરવો 4 (profanely) ખોટા-નકામા-અમથા હલકી વાતમાં ધમ પરમેશ્વરના સમ લેવાનું નામ લેવું *vt* (as an oath) (સોગન-સમ) ખાવા લેવા (પ્રતિજ્ઞા) કરવી 2(law)(pers ) સોગન કસમ સમ દેવા, ખવડાવવા-આપવા, પ્રતિજ્ઞા કરાવવી 3 to declare upon oath સમ કસમ સોગન પ્રતિજ્ઞા ઉપર કહેવું 4 to appeal to by an oath-ના સમ સોગન લેવા (કશાના) સોગન ખાઈ કહેવું કે મ્હેને પુછ-જોઈ કે To s the peace against one કોઈના કેસ વધીન વેર-લડવા સાર સોગન ખાવા

**Sweat** *s* [*AS swat* *Sans swela*] (a)(from the skin of an animal) પરસેવો *m* પસીનો *m* (b)(from any substance) નિતાર *m*, ઝરણ 2 toil પરસેવો પસીનો ઉતરે એવી મહેનત, ભારે મહેનત મજુરી-વૈતરૂં-શ્રમ *vi* (med )-ને પરસેવો પસીનો થવો-ની કબજો છુટવો 2 to toil ભારે મહેનત મજુરી-શ્રમ વેઠવું 3 to emit moisture નીતરવું ઝરવું *vt* (med ) પરસેવો પસીનો આણવો લાવવો ઉતરે એમ કરવું 2 to exude માંથી ઝરવું-નિતરવું નિકળવું To sweat as a coin (ઘસીને નાખીને અથવા ભેગા કરીને) સિક્કામાંથી રજ પાડી લેવી

SWEATY *a* પરસેવાવાળું પરસેવાથી ભીનું 2 consisting of sweat પરસેવાનું 3 laborious માથાફૂટ મહેનતનું ઘણું ભારે તેવા

**Sweep** *v* [*AS swapan*] ઝાડુ વાળવું, ઝાડી વાળીને સાફ કરવું, માં વાળી દેવું, વાળવું, ઝાડુ બહાર 2 to drive or carry along ઘસડી ખેંચી જવું, ઘસેડી ખેંચવું as the flood swept away the bridge તે રેલથી પુલ ઘસડાઈ ગયો 3 to drive or destroy at a stroke એક ઘાએ વાળવો, કાઢી નાખવો, નો સંહાર વાળવો, સાફ કરી નાખવું, મુકવું as a pestilence sweeps off thousands in a few days મરકી થી થોડા દિવસમાં હજારોનો નાશ થઈ જાય છે 4 to move over in strides or with a train ઉપર ઘસડાઈને-ચાલી જવું, to carry with pomp ડોળથી ધરી રાખવું, ડોળથી આગળ ચલાવવું-લઈ જવું, હલાવવું 6(a) to pass rapidly over ઉપર ઝપાટાથી જવું (b) to observe rapidly સપાટામાં નજર કરી કાઢી નાખવું-જોઈ લેવું 7 to propel આગળ ધકેલવું-હંકારવું *vi* ઝપાટાબંધ જોરથી ઘસડાતા જવું આવવું વહેવું, પસાર થવું 2 to pass along ઉપર ઘસડાઈને-ચાલીને વહેવું ચાલવું-જવું, દોડવું 3 to pass with pomp ડોળથી ધુમધામ સાથે ચાલ્યા જવું 4 to move with a long reach ઘાવાળા ઘસરકો, ઝપાટાથી આવવું-દાબવું *s* The act (See the verb) 2 the compass of a stroke સપાટો *m* ઘસરકો *m* ફેર *n* 3 the compass of a turning body ફેર *m* ચકરાવો *m* 4 violent and general destruction ધામ *m* ધમધમાટ ધામ કચ્ચરઘાણ *m* સંહાર *m* સાફ નાશ 5 (of a curve) વાંકમાં વળવું ઝોક *m* 6 range વિસ્તાર, પહોંચ, ટપ્પો *m* 7 a chimney-sweep ધુમાડીઆમાંથી મેશ કાઢી તેને સાફ કરવાનો ધંધો કરનાર.

SWEEPER *s* વાળનાર, ઝાડુ વાળનાર, ભંગિયો

SWEEPING *a* (Gen) ઘણું બ્હોળુ, (as a change)ઘણું બ્હોળુ, સારૂ ને ખોટું બધુ ભેગું આવે તેવું, નકામનું ને કામનું બધું એકઠુ થાય તેવુ,અતિવ્યાપ્ત, (a remark &c) બધાનો-જોઇએ તે કરતા વધતાનો સમાવેશ થાય તેવું, અતિવ્યાપ્તિવાળુ *s. pl.* વાસીદુ'*n*,વાસીદામાં નીકળેલો કચરો, ઝાડુનો કચરો, પુન્જ*m*, કચરો*m*, ઝાડુ*n*

SWEEPSTAKES *s.* હારજીત થવાની બધી રકમ એક જણને મળે એવી શરત,2 બધી હડપેલી રકમો મળીને થએલી જીતનારને મળવાની રકમ.

**Sweet** *a* [*AS.swete,Sans. swadu*] ગળ્યું,મીઠુ ; 2 fragrant ખુશબોદાર, સુગન્ધવાળું,સુગન્ધી, 3 pleasing to the ear મધુર, સુસ્વર, મીઠુ ,as, a s voice મધુર-મીઠો સ્વર-ઘાટો; 4 (to the eye) મધુર, સુન્દર,રૂપાળુ ,સોહામણું; as, a s. face મધુર ચહેરો; 5 (as water) મીઠુ ; 6 not sour or stale તાજું, મીઠુ ; 7 mild નરમ,મધુર, મીઠુ ; 8 kind, obliging મનોહર,મનોરંજક, વિવેક-માયા-મિઠાશ ભરેલું, મીઠુ -પ્રિય-સારૂં-મધુર-વાહાલુ લાગે એવું; as, s manners મીઠાશ ભરેલી રીતભાત. *s.(pl )*Confectioneryમીઠાઈ*f*,મીઠું મીઠું ખાવાનુ*n*,મીઠી મીઠી વસ્તુ*f*, 2 (moral & mental) સુખ*n*,આનંદ*m*, ભોગ*m*; 3 a darling વાહાલું-પ્રિય (માણસ)

SWEET-HEART *s.* આશુક*m*, માશુક*f*, પ્રિયા*f*, પ્રીતમ.

SWEET-MEAT *s* મીઠાઇ*f*,ખાંડ પાએલો મેવો-ફળ*n*-વસ, મિષ્ટાન્ન*n*.

SWEETNESS *s* મીઠાશ*f*, મીઠપણુ*n*, ગળપણુ*n*

SWEETEN *vt.* મીઠુ -ગળ્યું ક.,-માં મીઠાશ નાંખવી; 2 to make pleasant -માં મીઠાશ મૂકવી-વધારવી,-માં સુખ આનંદ મૂકવો, મનોહર-મનરંજક ક; as, to s. friendshipમૈત્રીમા મીઠાશ મૂકવી; 3 to make mild or kind માયાળુ-નરમ-મીઠાશવાળુ ક.; 4 to make pure and salubrious નીરોગી-સ્વચ્છ-શુદ્ધ બનાવવું;5 to make warm and fertile તાપ અવડાવી પાકવાન-રૂળદ્રુપ ક ; 6 (as water) મીઠુ ક. *vi* મીઠુ થવું

**Swell** *vi.*[*AS swelan*](as parts of the animal body) સુઝવું,-ને રેફેરસોઝો ચઢવો-આવવો; 2 to increase in size or amount વધવું,વધી જવુ, (as a river)મા પાણી ભરાવુ,-મા પૂર આવવું-ચઢવું,(as the sea)નુ પાણી ચઢવું,-ના મોજા ઉછળવા-ચઢવા, 3 to be puffed ફૂલવુ, ફૂલી જવુ,ફૂલાઈ જવું,4 to be inflated ફૂલીને-પવન ભરાઇને બહાર નીકળવુ;5(as style)ભારે-મ્હોટા-મ્હોટા શબ્દવાળુ હોવું,6 to protuberate ઉપસવું,ફુલવું,ફૂલી-ઉપસીને બ્હાર નીકળવું,7 to grow upon the view મ્હોટું મ્હોટું દેખાવુ, વધતા જવું; 8 to strut મ્હોટાઇ-ઢોંગ ક *vt* વધારવુ, મ્હોટું ક , 2(with pride)ફૂલાઇ-ચઢી જાય તેવું ક , 3(music)(સુર)ખે ચવો-ચઢાવવો-ઉંચો ક -તાણવો. *s.*The act (See the verb), 2 gradual increase ધીમો ધીમો ચઢાવ-ચઢાવો*m*-વધારો*m*,3(as of sound)ધીમે ધીમે ઉંચો ચઢાવવો-ખે ચવો તે,4an elevation of land] ટેકરો*m*, ટેંબો*m*, 5 a succession of large wavesમ્હોટાં ઉપરા ઉપરી મોજા *npl*,6the waves of the sea after a storm તોફાન શમ્યા પછી દરીઆના મોજાં,7 a showy dashing person ડોલ-ફૂલ કરીને આગળ પડનાર-માથુ મારનાર પુરૂષ

SWELLING *s.* Protuberanceઆગળ વધવું-ઉપસવું-ફૂલવું તે, 2 (med )સોઝો*m*; A gentle s. રેફેર*f*.

**Swelter** *vi.* [*AS sweltan*]ને તાપથી મૂર્છાવિકાર થવો, તાપથી મરણતોલ થઇ જવું-મરવા પડવું,બળી-અફાઇ જવું-મરવું

**Swerve** *vi* [*Dut zwerven* to swerve] To deviate આડુ -આઘુ-પાછું જવુ-ચાલવું, આડું ચસકવું, પાછુ હઠવું;as, they s from their duty તેઓ પોતાના કર્તવ્યથી આઘા ચાલે છે.

**Swift** *a* [*AS*]ઉતાવળુ ,જલદી ચાલનાર, વેગવાળુ , ઝડપવાળુ , as, a s. pace ઉતાવળુ પગલુ; A s. horse વેગવાળો-ઉતાવળો જનાર ઘોડો. *s.* એક જાતનુ પક્ષી

SWIFTLY *ad.* જલદીથી, ઉતાવળથી, ઝડપથી, જળદી.

**Swill** *vt* [*AS swilgan* to swallow] To drink grossly અતિશય પી-ઢોઈઆ કરી જવું-ઢીચવું

**Swim** *vi.* [*AS. swimman*] તરવું, 2 to be borne along by a current તણાયા-ખેંચાયા-ચાલ્યા-વેહયા જવું;3 to glide along ઉપરથી સર્યા જવું,4 to be dizzy ને તમ્મર-ચક્કર-ફેર આવવા, ફરવું;as, the head swims માથું ફરે છે;5 to be drenched પલળી જવું, ભીનાઇ જવું,તરબોળ થઇ જવું,રેલાવુ ; તરીને જવું, તરવું, 2 to immerse. બોળવુ,બોળવું,-મા પલાળવું;3 to compel to float તગાવવું, તરતુ રાખવુ

SWIMMINGLY *ad.* સહેલથી, વગર હરકતે, નિર્વિઘ્ન, ધમધોકાર

**Swindle** *vt* [new high *Ger. schwindeln*] છેતરવું, ઠગી-ધૂતી લેવુ.

SWINDLER *s.* ઠગ*m*, ધુતારો*m*,હરામખોર*m*, ધૂર્ત*m*, ઠગારો

**Swine** *s.* [*AS.*] ભુંડ*n*, હુક્કર*n*.

SWINISH *a* ભુંડ જેવુ, ભુંડની મીસલનુ, પશુવત, જાનવર જેવુ

**Swing** *vi* [*AS. swingan*]ઝૂલવું,હીચવું, લટકવું, ઝોલા ખાવા,હીંટોળવું *vt* ઝૂલાવવું,હીંટોળવું,હીચોળવું,હીચકા ખવરાવવા-નાંખવા,2to flourish આમતેમ હલાવવુ-ફેરવવુ,વીંઝવુ . *s.* ઝૂલવું-લટકવું હીચવું-હીચોલવું તે,ઝોલો*m*;2 motion from one side to another ઝૂલવું ઝૂલવું-ડોલવુ ડોલવુ જવું તે; 3 હીચકો*m* હીંદોળો*m*; 4(as a weapon) ગોફણ *f*; 5 influence of a body in motion વેગ*m*,ઝપાટો*m*,6 free course છૂટ*f*, છુટી લગામ, મોકળો માર્ગ. Full s. ભરજોર

**Swinge** *vt.*[*AS swingan* to whip] શિક્ષા કરવી, મારવું, ચાબુકો લગાવવી

**Switch** *s.* [from Swing] ન્હાની સોટી, છડી*f* *vt* ન્હાની સોટીથી મારવુ, ન્હાની સોટી લગાવવી, મારવું, કોરડો-ચાબુક મારવી.

**Swivel** *s* [*AS.swifan* to revolve] નકુચો*m*, અંકોડો*m*, આંકડો*m*,કડી*f*

**Swoon** *vi* [*AS. swunan* to fail in intellect]To faint ને મૂર્છા આવવી, મૂર્છા પામવી, બેશુદ્ધ-બેભાન થઇ પડવું. *s* મૂર્છા*f*, બેશુદ્ધિ*f*,બેભાન*n*, બેહોશી*f*

**Swoop** *vt.* [allied to Sweep] એકદમ પડીને ઝડપી-ઝૂટાવી-પકડી લેવું. *s.* તરાપ*f*, ઝપટ*f*.

**Sword** *s* [*AS. sweord*] તલવાર*f*, શમશેર*f*, 2 war લડાઈ*f*, યુદ્ધ*n*,લડાઇનો સંહાર; 3 military power લશ્કર*n*, સૈન્ય*n*.

SWORDSMAN *s* A soldier લડવૈઓ*m*, યોદ્ધો*m*, શમશેરીઓ*m*,સિપાઈ*m*,સૈનિક*m*,2 a professor of fencing પટાલકડીનો ઉસ્તાદ.

**Sycamore** *s* [*Gr. sukameros*]એક પ્રકારનુ ઝાડ છે.

**Sycophant** *s* [*Gr* *sukon* a fig & *phainein* to show] નીચ ખુશામત ખોર માણસ ચ઼ઢવો ખુશામદીઓ મા ણસ ખુશામદીઓ

SYCOPHANCY *s* ખુશામત*f* ખુશામદી *f* હલકી-નીચ રીતે મરજી શોધવી તે

SYCOPHANTIC *a* ખુશામદીઆનું-જેવું ખુશામતનું-ભરેલું વાળુ

**Syllable** *s* [*Gr* *sullabe*] વર્ણ*f* એક શબ્દ અક્ષર ઉચ્ચારિત સ્વર એ સ્વર

SYLLABIC-CAL *a* વર્ણનું માનુસ્ત રૂપી-રૂપ

SYLLABUS *s* સારાંશ*m*, ટીપ્પણ ટાંચ ણ સાર

SYLLABIFICATION *s* વર્ણ કરવા તે ઠરી-બનાવવી તે

**Syllogism** *s* [*Gr* *syn* together & *logos* speech] સાવયવતર્કયુક્ત અવયવઘટિત વાક્ય*n*

SYLLOGISTIC *a* અવયવઘટિત વાક્યનું સંબંધી રૂપ

**Sylph** *s* [*Gr* *silphe*] A fairy પરી *f* વનદેવી*f* વનદેવી*f* રૂપવતી સ્ત્રી

**Sylvan** *a* [*L* *sylva* a wood] જ ગલ રાખું તું વનનું અરણ્યનું વન્ય ભાર-ઝાડમય રહેવા (દેવી)

**Symbol** *s* [*Gr* *syn* & *ballein* to throw] An emblem લક્ષણ સૂચક ચિહ્ન*n* ચિહ્ન*n* સંકેતચિન્હ*n* નિશાન *n* લક્ષણ*n* 2 a significant letter (સાંકેતિક) અક્ષર*m* 3 (math) ચિહ્ન અક્ષર*m* 4 (theology) મત સિદ્ધાંત સાર*m*

SYMBOLICAL *a* લક્ષણ-સૂચક ચિહ્ન લક્ષણ સંકેત રૂપ-ભૂત as the figure of an eye is *s* of knowledge આંખનો આકાર જ્ઞાનના ચિહ્ન રૂપ છે (or freely) ડોળાનો આકાર જ્ઞાનનું ચિન્હ છે

SYMBOLISM *s* ચિન્હ-લક્ષણ રચના*f* 2 ૫ ક્ષના અણુનો સમુદાય ... 3 (theol) ધર્મ મત શાસ્ત્ર રચના*f*

SYMBOLISE *vt* ચિહ્ન નિશાનથી બતાવવું દર્શાવવું 2-ના ગુણ સરખા હોવા મળવું મળતું આવવું *vt* ચિહ્ન નિશાન થી બતાવવું 2 ચિન્હ નિશાન રાખવું ગણવું -નું ચિહ્ન નિશાન હોવું

**Symmetry** *s* [*Gr* *syn* & *metron* measure] આકાર શુદ્ધિ*f* આકાર સમતા*f* અંગ પરિમાણતા*f* સુંદરતા*f*

SYMMETRICAL *a* આકાર સામ શુદ્ધ અવયવશુદ્ધ શુદ્ધ, પરિમિત

**Sympathy** *s* [*Gr* *syn* & *pathos* suffering] અન્ય કરણનો સંબંધ દુ ખમાં ભાગ લેવો તે સહાનુભૂતિ*f* એક ની દયા*f* દયા*f* અનુકંપા*f* 2 an agreement of inclinations સરખી પ્રકૃતિ પ્રકૃતિનું સામ્ય સાદૃશ્ય સહાનુ ભૂતિ 3 commiseration દયા*f* બી જાના દુ ખની દાઝ-અનુકંપા*m*-દયા*f* 4 (med) એક ભાગમાં એક રોગ સંબંધ*m* (in physics) સ્નેહાકર્ષણ*n*

SYMPATHETIC *a* બીજા ઉપર માયા રાખે તેવું બીજાની દાઝ દયા દુ ખ-સુખ જાણે તેવું સહાનુભૂતિવાળું અનુકંપાવાળું સહૃદય (med) સંબંધ જન્ય

SYMPATHISE *vi* બીજાના દુ ખથી દુ ખી ને સુખથી સુખી થવું સહાનુભૂતિ કરવી દયા દાઝ આણવી ના સુખ દુ ખ માં સુખ દુ ખ સમજવું લાગવું 3 to agree મળતા હોવું એક રાગ હોવું

**Symphony** *s* [*Gr* *syn* & *phone* a sound] એકરાગ શબ્દનો મેળ સુસ્વરતા*f* શબ્દ*m* મેળ*n*

SYMPHONIOUS *a* એક રાગવાળું સુસ્વર મધુર

**Symptom** *s* [*Gr* *syn* & *piptein* to fall] નિશાન*n* ચિહ્ન*n* લક્ષણ*n* (med) દરદનું લક્ષણ*n*, ચિહ્ન*n*

SYMPTOMATIC *a* લક્ષણભૂત સૂચક નું ચિહ્ન-લક્ષણ

**Synagogue** *s* [*Gr* *syn* & *agein* to lead] યહુદી લોકનો ધર્મ સમાજ મ ડળી-સભા*f* 2 (the building) યહુદી લોકનું ધર્મ મંદિર સભાસ્થાન The great *s* યહુદી લોકમાં શ્રીલેર વગેરે ની સભા મ ડળી*f* સમાજ*m*

**Synchronism** *s* [*Gr* *syn* & *chronos* time] સમકાળતા*f* એક કાળે બનવા હોવા પણું*n* 2 a tabular arrangement of historical events according to dates તારીખ પ્રમાણે ઇતિહાસના બનાવને કોઠામાં ગોઠવવા તે

SYNCHRONISE *vi* એક જ વખતે હોવું બનવું કાળમાં મળતા આવવું -નો એક કાળ હોવા

**Syncope** *s* [*Gr* *syn* & *koptein* to cut off] વચલા અક્ષરનો લોપ 2 a fainting મૂર્છા*f* બેશુદ્ધિ*f* બેભાની*f* 3 એકદમ બંધ પડવું તે વિરામ*m* અટક*f*

SYNCOPATE *vt* -ના વચલા અક્ષરને ઉડાવી લોપ કરીને સંકોચવું સંક્ષિપ્ત

**Syndic** *s* [*Gr* *syn* & *dike* a court ice] (of a University &c) કારભારી*m* વહીવટ કરનાર કામ ચલાવનાર કાર્યવાહક

SYNDICATE *s* કારભારી કામ ચલાવનાર-કારોબારી વહીવટ કરનાર મંડળ*n* મંડળી*f* 2 -અમુક વેપાર કે કાર્ય વાસ્તે થએલી મંડળી પત્યાગ

**Synecdoche** *s* [*Gr* *synekdoche*] લક્ષણા*f*

**Synod** *s* [*Gr* *syn* & *odos* a way] ધર્માધિકારીઓની સભા મેળાવડો-મંડળી*f*

SYNODICAL *a* ધર્માધિકારીની મંડળીએ કરેલું-નું-સંબંધી

**Synonym** *s* [*Gr* *syn* and *onoma* a name] પર્યાય*m* એકાર્થી શબ્દ

SYNONYMOUS *a* એકાર્થ વાચક પર્યાય રૂપ

**Synopsis** *s* [*Gr* *synopsis*] નકશો*m* બધાનો સાર સારાંશ*m* વિષયનો પ્રતીક

SYNOPTICAL *a* બધાનો સાર સારાંશ વાળું નું રૂપ

**Syntax** *s* [*Gr* *syntaxis*] વાક્ય વિચાર વાક્ય રચના*f*

SYNTACTICAL *a* વાક્ય રચનાનું સંબંધી

**Synthesis** *s* [*Gr* *syn* and *thesis* a placing] સંયોજન*n* સંયોગીકરણ *n* એકીકરણ સંશ્લેષણ*n* મીલન*n*

SYNTHETICAL *a* સંયોજક એકીકારક સાંશ્લેષિક

**Syphilis** *s* [*Gr* *sus* and *phileo* I love or *sus* swine and *philos* dear] ટાકી*f* ચાંદી*f* વિસ્ફોટક*n*

SYPHILITIC *a* વિસ્ફોટક-ટાકી-ચાંદી નું સંબંધી

**Syren** *s* See Siren

**Syringe** *s* [*Gr* *syrinx* a pipe] પીચકારી*f* *vt* મા પીચકારી મારવી પીચકારીથી રેડવું ધોવું સાફ કરવું

**Syrup** *s* [*Arab* *sharab* a drink] ચાસણી*f* શરબત*n*

**System** *s* *Gr* [*systema*] વ્યવસ્થા*f*, રચના*f* પદ્ધતિ*f* રીતિ*f* સરણી*f* સમૂહ*m* પરિપાઠ*m* સંપ્રદાય*m*, 2 (med) દેહપ્રકૃતિ*f* શરીર*n* દેહ*m* Solar *s* સૂર્યમંડળ*n* System of Philosophy દર્શન*m*

SYSTEMATIC *a* વ્યવસ્થિત રચનાયુક્ત પદ્ધતિ પરિપાઠ-સંપ્રદાય પ્રમાણે ક્રમાનુસાર ક્રમબદ્ધી નિયમ બદ્ધ સર

SYSTEMATISE } SYSTEMISE } *vt* -ની રચના વ્યવસ્થા કરવી રચવી રચના-વ્યવસ્થા ક્રમમાં આણવું વ્યવસ્થા કરવી વ્યવસ્થા-રચના પ્રમાણે ગોઠવ

# T.

**T** The twentieth letter of the alphabet represented by ટ્ or perhaps more approximately though not exactly by ત્ When followed by *h* its aspirated sound is nearly represented by થ and its vocal sound nearly by ધ, ડ,2 T ના આકારનું રાચ-ઇથી-આર-મકાન-વસ્તુ*f*

**Tabasher** *s* [*Pers. tabshir* clay] વાંસની તપખીર, વંશલોચન*f*,વાંસકપૂર*n*.

**Tabby** *s* [*Fr. tabis, Pers. utabi* waved silk]લ્હેરિયાવાળું રેશમી કાપડ. *a*.(a cat &c ) કાબરૂ, કાબરચીતરૂ, રંગબેરંગ; 2 having a wavy appearance લ્હેરિયાવાળું. *vt* કુંધી કરી લ્હેર પાડવી

TABINET *s.* લ્હેરિયાંવાળુ બારીક રેશમી કાપડ.

**Tabernacle** *s* [*L tabernaculum* from *taberna* a shed]A tent તંબુ *m*,શિબિર*m*,2 a place of worship ઈશ્વર ભક્તિની જગો (વિશેષે કરીને યહુદી લોકની), મંદિર*n*, મહાલય*n*; 3 ખસેડી શકાય એવુ ઘર; 4 a small receptacle નાની પેટી*f*, વાસણ*n*, 5 the human frame પિંડ*m*, દેહ*m*.

**Table** *s.* [*Fr , L. tabula, W. tab* a surface]A tablet (લખેલી-ચીતરેલી-કોતરેલી) પાટી*f*- પીઠ*f*-તખ્તિ-ચોરસી*f*;2 a systematic synopsis(a) પત્રક*n*, તખ્તો*m*,(b)(Chem )પદાર્થો તથા તેના ગુણની યાદી, ટીપ*f*, સૂચી*f*, (c) (Math ) કોષ્ટક*n*, કોઠો*m*, (d) (Astron.)સારણી*f*;T of contents સાંકળિયું*n*, અનુક્રમણિકા*f*, સૂચી*f*, 3 (the article of furniture) ટેબલ *f*, મેજ*f*; 4 fare ખાનપાન*n*, ખાવાપીવાનુ*n*, જમાખાવાનુ*n*, ભોજન*n*;as, t. expenses ખાવાપીવાનો-ભોજન ખરચ,he keeps a good t. તેને ઘેર ખાનપાન સારૂ છે, તે ખાવે ખવડાવે સારો છ; The Twelve Tables પુરાતન રોમન લોકના કાયદા; To turn the tables બાજી-નસીબ ફેરવવું,-ની બાજી-નસીબ ફરવું.*vt* (as a charge) નોંધાવવું, લખાવવું, દાખલ કરાવવું, પત્રકના રૂપમાં લખવું, as,to t.charges દોષારોપ નોંધાવવા,2 મેજ ઉપર મૂકવું

TABLE-CLOTH *s.* (વિશેષે કરીને ખાવાની વખતે) ટેબલ ઉપર નાંખવાનું લુગડું-કપડું*n*, મેજપોષ*m*.

TABLE-LAND *s.* ઊંચી સપાટ ધરતી, ઉચ્ચ સમ ભૂપ્રદેશ*m*, ઉપત્યકા*f*.

TABLET *s* (લખવા-ચીતરવા-કોતરવાને સારૂ બનાવેલી) પીઠ-તખ્તિ*f*-પાટી*f*; 2 a small flattish cake ટીકડી*f* (સાબુ વગેરેની), ટીકડી*f*.

TABLE-LINEN *s.* મેજ ઉપર કે ભોજન વખત વાપરવાના કપડાં.

TABULAR *a* Having a flat surface(a rock &c )ટેબલ-મેજના જેવુ, સપાટ, સમાન, સરખુ , સમું; 2 (a statement, statistics) ખાના-કોઠા પાડીને લખેલુ,પત્રકરૂપ,પત્રકી,કોઠારૂપનું.

TABLE-TALK *s.* જમતી વેળાએ થતી વાતચિત, ભોજન ગપ્પાં*npl*.

**Tablature** *s* [See Table] ભીંત કે છત ઉપર ગડેલુ ચિત્ર*n*.

**Tableau** *s* [*Fr* ] છબી*f*, ચિત્ર*n*,આબેહુબ ચિત્ર*n*, પ્રતિમા*f*.

**Taboo** *vt* [Ety not known] નો પ્રતિબંધ-બંધી-મનાઇ ક,બંધી કરી અળગુ રાખવું.

**Tabor** *s*.[old *Fr tabour*,*Ar. tabl* a drum] પખાજ*f*, પખવાજ*f*,પટવમ *f*, ટોલ*f*, ઢોલક*f*, ઢોલકી*f*. *vt*.વગાડવું

**Tacit** *a*. [*L. taceo* I am silent] સાફ લખી કે કહીને જણાવેલું નહિ તો પણ સમજી લેવાનુ-લીધેલું-લેવાય એવુ, ગર્ભિત, અધ્યાહાર્ય, મભમ, મોભમ,મોઘમ, મૂગુ; as, t consent મભમ કબૂલાત.

TACITURN *a*. સુમડું, અબોલું, થોડાબોલું, છેક થોડબોલુ-કમસુખન.

TACITURNITY *s.* સુંમડા &c. પણુ*n*, છેક કમસુખની*f*-સુખનઇ*f*.

**Tack** *vt*. [*Fr. attacher* to join, *Lang. tacho* a broad headed nail] જોડી-વળગાડી મૂકવું, ટાંકી-જડી મૂકવું. *s* A small nail ચૂંક*f*,મેખ*f*, મ્હોટા માથાની ચૂંક &c, 2 (Naut.) (a)(the rope)ગોસ-ગોસ-ગોહ*m*,(b) (the course)સ્હડને સંબંધે વહાણનુ ચાલવું-ગતિ, Star board t. જમણુ બુડડું ઘોસથી રહેવુ; Lar board t. ડાબુ બુડડું ઘોસથી રહેવું. *vi*. સુકાન તથા સ્હડો અને ઘોસ ફેરવી નાંખી વ્હાણનો મારગ બદલવો, અ્હેરિયાં કરવું.

TACKLE *s.* બે અથવા વધારે ગરેડી-કપ્પી વાળુ યંત્ર,ગરેડી*f*;2 વહાણના ડોલની જરૂરની રાખનારાં(પઠાન-સબરાનઢગારી)તથા સ્હડો લપેટના ખોલવાનાં (ચોરિયા વિગેરે)દોરડાં વિગેરે વહાણનો સામન*m*; Ground t. વ્હાણની ફિલાડી વિગેરે સારૂ સામન*m*; Gun t. વ્હાણમા તોપ ચલાવવા ફેરવવાનો સામન; 3 appliances સાધન સામગ્રી*f*. *vt* ની સાધન-સામગ્રી પુરી ક; 2 જોડે બાથ ભીડવી;-ઉપર મંડવું;3ઉપર લાનવું.

TACKLING *s.* ડોલ પરબણનો પઠાન ઢગારી વિગેરે સામન;2 કોઇપણ વાતનુ સાધન.

**Tact** *s* [*L. tactus* effect from *tango* I touch] કળવકળ*f*, સમયસૂચકતા*f*,કળા*f*, યુક્તિ*f*, યુક્તિ*f*; as, he is a man of great t. તે વણી કળવકળનુ માણસ છે.

**Tactfully** *ad* કળેકળે, કળથી.

**Tactics** *s.* [*Gr. tasso, taxo* I arrange] કવાયત*f*, વ્યૂહ-સૈન્ય રચના*f*-વિદ્યા*f*; 2 દાવપેચ*m*.

TACTIC, } TACTICAL } *a* કવાયત &c. નું-વિષેનુ-સંબંધી.

TACTICIAN *s.* (lit ) ખુશ્કી અને તરીના લશ્કરની કવાયતના કામમાં પાકો હુનરમંદ-કુશલ માણસ-સેનાની,2 (fig.) કવાયતી માણસ, પાકો ખેલાડી.

**Tactual** *a* [See Tact] સ્પર્શેન્દ્રિય-ત્વગિંદ્રિય નુ-વિષેનું, સ્પર્શેન્દ્રિયથી થએલુ જણાએલું

**Tadpole** *s* [*Sax. tade* a toad & *pola*,*L. pullus* a young animal] ઈંડામાંથી નીકળ્યા પછીની પહેલી અવસ્થામાનુ દેડકુ,દેડકાનુ કુમળું બચ્ચું.

**Taffeta,** } **Taffety** } *s* [*Pers taftah* to twist] એક જાતનું વિલાયતી કુમાશી લીસુ રેશમી લુગડું કે જેમાં ઘણીવાર વેલ-લ્હેરિયાંની ભાત હોય છે, રેશમી ગાજ*f*-પૂલેવર*n*-કરફ*n*.

**Taff-rail,** } **Tafferel** } *s* [*Dut. taferecl* pannel from *tefel* a table] (Naut ) ડબુસાનો ઉપલો ભાગ, ડબુસાનો કઠેરો.

**Tag** *s.* [allied to *tack* q. v.] દોરીને કે રીતને છેડે બેસાડેલું ધાતુનું નાકું; 2 a direction card ચીઠ્ઠી*f*; 3 નટનો છેલ્લો બોલ; 4 the rabble હામજી બામજી,5 એક વરસનું ઘેટું; 6 સાતેલીઆ જેવી રમત. *vt*. છેડે નાકું બેસાડવું; 2 ને વળગાડવું-જોડવું

**Unconquerable** *a.* જિતાય નહી એવું, અજીત

UNCONQUERED *a.* કોઈથી નહી જિતાએલું, અજીત

**Unconscionable** *a.* અયોગ્ય, ગેરવ્યાજબી, 2 અન્તર્યામીને ન રૂચે તેવું, નીતિવિરૂદ્ધ.

**Unconscious** *a.* Having no mental perception અચેત,બેભાન,બેશુદ્ધ, જડ,as,u.matter અચેત પદાર્થ,2 not knowing, not sensible of જેને ભાન-ચેતના-શુદ્ધિ-જાણપણું નથી એવું, અજાણ; as, I am u. of having done any thing wrong મે કંઇ ખોટું કર્યું છે, એવું મને ભાન નથી.

UNCONSCIOUSLY *adv.* અજાણતા, બેફામમાં, બેભાનમાં-થી.

**Unconstitutional** *a* રાજ્ય-દેશના કાયદા-રાજ્યનીતિ-બ ધારણ વિરૂદ્ધ.

**Unconstrained** *a.* સ્વત ત્ર,સ્વેચ્છાધીન, છૂટું, 2 બ ધન વગરનુ, છૂટવાળુ, સ્વેચ્છાનું

**Uncontrollable** *a* (See ungovernable), 2 અટકાવી-ફેરવી-દાબી ન શકાય એવું.

**Unconverted** *a.* જેનો વિચાર ફેરવાયો-ફર્યો નથી એવુ, એક ધર્મમાથી બીજા ધર્મમાં નહીં ગએલું, 2 not regenerated જેનો બીજો જન્મ થયો નથી-મનોભાવ બદલાયો નથી એવું

**Uncooked** *a.* નહી રાંધેલ, કાચુ.

**Uncorked** *a* ડાટો-બુચ કાઢેલો હોય એવું, ઉઘાડું.

**Uncorrected** *a.* નહી સુધારેલું; 2 નહી સુધરેલું.

**Uncounted** *a* નહી ગણેલું,અતિ ઘણું, અગણિત, અગણ્ય.

**Uncourteous** *a* અસભ્ય, અશિષ્ટ, જગલી, નાલાયક, અવિવેકનુ.

**Uncouth** *a.* Odd તરેહવાર, વિચિત્ર, અજાણ તરેહનુ, ઓર તરેહનું, ઢ ગ વિનાનુ, ગમે નહી એવું, બેડોળ, અણઘટ.

**Uncover** *vt.* ઢાંકણુ લઇ લેવું, ઉઘાડવું, ઉઘાડુ ક ; To u. one's head પાઘડી-ટોપી ઉતારવી, ઉઘાડું માથુ ક.

**Uncreated** *a.* નહીં સરજેલુ,અનુત્પન્ન, અસૃષ્ટ.

**Uncrowned** *a.* મુગટહીન, જેને ગાદી મળી નથી એવું

**Unction** *s.* [*L. ungo* I anoint] અત્તર-તેલ ચોપડવું-ચોળવું તે, લેપન*n*, મર્દન*n*, તેલવેધ*f*, તેલથી અભિષેક કરવો તે, 2 an unguent લેપ*m*, મલમ*m*, દુઃખ સમાવે એવો-શામક લેપ. To lay the flattering u. to one's soul મનને એવા ખુશીના વિચારથી શાન્ત ક , 3 (in religion) સાંભળનારના મનમા ભક્તિ ભાવ ઉત્પન્ન થાય એવી બોલવાની રીત, 4 sham-devotion ભક્તિ ભાવનો ડોળ*m*-આડ બર.

UNCTUOUS *a.* ચીકણું, તેલિયુ.

**Uncultivated** *a* વગર ખેડેલું, પડી રહેલુ, પડતર; 2 rude અણઘડ, નહીં સુધરેલું, જગલી, નહી શિખેલુ, અશિક્ષિત, અસ સ્કૃત

**Uncut** *a* નહી કાપેલું, કાપ્યા વગરનું, આખુ, (as a diamond) છોલ્યા વગરનો, પેલ પાડયા વગરનો.

**Undaunted** *a* ધાસ્તી-ભય વગરનુ, નિર્ભય, ધૃષ્ટ, ધૃષ્ટતા નુ-ભરેલુ, નિડર, બેધડક.

**Undecaying** *a.* ક્ષીણ નહી થાય એવું, અવિનાશી, અક્ષય.

**Undeceive** *vt* To free from deception or mistake ઠગ દૂર ક , ભ્રાંતિ-ભૂલ ભાગવી-કાઢી નાખવી, આંખ કાન ઉઘાડવા,-થી શક-ભ્રાંતિ દૂર થવી

**Undecided** *a.* નક્કી નહી કીધેલુ,અઅનિશ્ચિત, અદબદ,અનિર્ણીત, (pers ) નિશ્ચય-ઠરાવ વગરનુ, ધચુપચુ, ડગુમગુ.

**Undefiled** ભ્રષ્ટ-અપવિત્ર-નાપાક નહી કીધેલુ, નિર્મળ, શુદ્ધ.

**Undefinable** *a.* (See Indefinable)જેની હદ-મર્યાદા થાય નહી એવું, અલક્ષણીય, બેહદ, અનિર્વાચ્ય

UNDEFINED *a.* જેની વ્યાખ્યા આપી નથી એવું, જેનું વર્ણન કીધુ નથી એવું, અદબદ, મોઘમ, 2 જેની હદ કરેલી નથી એવું

**Undeniable** *a* -ની ના કેહેવાય નહીં એવુ, તકરાર લેવાય નહી એવું, અબાધિત

**Under** *prep* [*AS Goth undar, Icel undir, Ger. unter*] Beneath નીચે, તળે, હેઠળ, હેઠે-નીચે &c નુ, 2 in a state of subjection to તાબે, હુકમમાં,આધીન,હાથ નીચે, તાબા-હાથ નીચેનું; 3 less than, below કરતા ઓછુ-કમી, 4 with the cover or pretext of બાહાને, નિમિત્તે; 5 કરતાં ઉતરતા દરજાનું; 6 during the time of ના વખતમાં,-ની વેળાએ; N. B. if a person or thing is u another, this other is over, above or on that person or thing, so that A. is u. B. is tautamount to B is over, above, or on A. This inversion must frequently be made in rendering u. into Gujarati; as, I am laid u. great obligations મારા પર ઘણા ઉપકાર થયા છે, they live u. grievous oppression તેમના પર ભારે જુલમ ગુજરે છે,she staggers u. her load તેને માથે ભાર છે તેથી તે લથડિયા ખાય છે,I am u. no obligation to him મારા ઉપર તેનો કઇ પાડ નથી; U. God ઈશ્વરના કરતાં ઉતરતુ;as,U God this is our only hope ઈશ્વરના કરતાં ઉતરતુ આ અમારી આશાનુ એકજ ઠેકાણું છે; U. age નહાની-કાચી-સગીર ઉમ્મરનું, પુખ્ત ઉમ્મરનુ નહી, U. his own hand તેની પોતાની સહીનુ, U. favour of ની મ્હેરબાનીથી,U cover of ની છત્ર-છાયા માંરહીને,they landed U cover of their batteries તેમની તોપોની છાયામાં રહીને તેઓ કિનારે ઉતર્યા, U. different aspects ભિન્ન ભિન્ન રીતે; U. the name of નેનામે, Under the rose છાના માના, ગુપ્ત રીતે, છુપી રીતે, It is u. consideration તેનો વિચાર થાય છે. *a.* ઉતરતા દરજાનું,હાથ નીચેનુ,(in comp )ઉપ.

**Under-current** *s* પાણીની નીચે ચાલતો પ્રવાહ, અન્તર્પ્રવાહ*m*, 2(fig.) ઉપર ટપકે ને જાહેર જણાય તે સિવાય મનમા અથવા અ દરખાને જે વ્યાપારવિચાર ચાલતા હોય તે.

**Underdealing** *s.* છળભેદ*m*, કપટ*n*, દાવ, પેચ*m*.

**Underdo** *vt.* પોતાની શક્તિ કરતાં ઓછુ ક.; 2 જોઇએ તે કરતાં ઓછું ક; 2 (as food) કાચું રાખવુ.

UNDERDONE *a* બરાબર રધાએલું નહી એવું, કાચુ રહેલુ ,અધકચરુ, અપક્વ.

**Underfoot** *ad.* પગ તળે.

**Undergo** *vt.* To suffer, to endure ભોગવવું, સોસવું, ઉપર ગુજરવું; 2 to sustain ખમવું, સહન ક , 3 to pass through ઉપર-નુ થવું; Food in the stomach undergoes a process of digestion કોઠામા અન્ન ઉપર પાચન ક્રિયા થાય છે.

**Undergraduate** *s.* પાઠશાળામાંના જે વિદ્યાર્થીને પદવી મળી નથી તે.

**Underground** *a.* જમીનની નીચેનું; 2 છાનુ. છુપું.

**Undergrowth** *s* ઝાડોની નીચે ઉગતા છોડવા *m pl*

**Underhand** *ad* છુપી રીતે ચોરીથી દગાથી, ઘાલમેલ કરીને *a* છાનુ ગુપ્ત, ચોરીનુ, અપ્રમાણિક ઘાલમેલનુ

UNDERHANDED *a*. છાનુ ગુપ્ત ચોરીનુ 2 માણસની ટાંચ–ખોટ વાળુ

**Underlay** *vt* નીચે મૂકવુ કઇ નીચે મૂકીને ટેકો આપવો

**Underlie** *vt* નીચે પડવુ-હોવું 2 to lie at the foundation of નો આ ધારસ્તંભ હોવો -ના મૂળ પાયામાં હોવુ

**Underline** *vt* શબ્દોની નીચે લીટી દોરવી કાઢવી

**Underling** *s* હાથ નીચેનુ હલકુ મા ણસ નીચ હલકુ માણસ *m*

**Undermanned** *a* માણસની ટાંચ વાળુ જે એ તે સ્તા ઓછા માણસ હોય તેવુ

**Undermine** *vt* (lit) (a) નીચેથી જમીન ખોદી કાઢવી (b) (as a flood water) પાયો ખોદી નાખવો તળેથી પોલુ કરી મૂકવુ 2 (fig) to ruin in an underhand way ગુપ્ત રીતે નાશ કે નુકસાન લગાડવુ છાનો ઘોડો લગા ડવો -ની ખોદણી ક as to u one s reputation ગુપ્ત રીતે આબરૂ હુરમત વેગી કિંવા માન ભંગ ક

**Undermost** *a*. સવથી નીચેનુ કનિષ્ઠ

**Underneath** *prep* નીચે તળે હેઠળ

**Under rate** *v* ઓછી કીમત મુકવી ગુણો ક

**Undersell** *vt* (બીજાના કરતા) ઓછી કિંમતે વેચવુ

**Undersign** *vt* નીચે સહી ક The under signed નીચે સહી કરનાર

**Understand** *vt* સમજવુ ધ્યાન મગ જમા ઉતારવુ 2 to be informed ખબર મળવી જાણવું સમજવુ as I am to u then that you received a letter ત્યારે મારે એમ સમજવુ કે તમને એક કાગળ મળ્યો *vi* સમજવુ સમજણુ -અક્કલ મળવી હોવી 2 ને ખબર પડવી

UNDERSTANDING *s* (the faculty) સમજશક્તિ/ સમજ/ જ્ઞાનશક્તિ/, જ્ઞાનેંદ્રી/ બુદ્ધિ/ અક્કલ/; 2 (the act) સમજણ/ સમજ/ જ્ઞાન *n* જાણ/ 3 agreement of minds મનાયમ સ પમ સમજુત/ સમજુતી/ Lo of the u જ્ઞાનચક્ષુ *n* Of little u અલ્પ બુદ્ધિનુ *a* સમજણું જાણ સમજુ ક ચ તુર હોશિયાર

UNDERSTOOD *a*. Meant but not expressed સ્પષ્ટ ન દેખાડતા મૂકી દી ધેલુ અધ્યાહાર હોય તેવુ અધ્યાહાર ગર્ભિત ઉપલક્ષ્ય અધ્યાહૃત

**Understate** *vt* હોય તે કરતા થોડુ કરીને કહેવુ ઓછુ બતાવવુ

**Understrapper** *s* હલકા કામનો કારભારી

**Undertake** *vt* To engage in માથે હાથમા લેવુ બીડુ ઝડપવુ આદરવુ કર વાનુ કબૂલ ક 2 to contract to perform or execute ઠરાવ ઠરાવ રીતે માથે લેવુ બાંધી કરી માથે લેવુ કબુલવું બાહેધારી કોલ કરી માથે લેવું (as a burden) હોરવુ *vi* માથે લેવુ 2 to promise કબુલવુ વચન આપવુ To u for જમીન થવુ બાંધવુ બાહેધરી ક

UNDERTAKER *s* માથે લેનાર 2 one who manages funerals દાટવા દ ન કરવા સારૂ જોઇતી ચીજો પૂરી પા નાર મસાણિયો *m*

UNDERTAKING *s* ઉપાડેલુ કામ *n* કમર કાયમ સમારંભ *m* Bold u સાહસ કમ *n* 2 a promise વચન *n*, કોલ *m* બાહેધારી/ કબુલાત/

**Undertenant** *s* પેટા ખેડુત આસા મી *m* આસામીનો આસામી *m*

**Undervalue** *vt* -ની ઓછી કિંમત ક ઓછી કીંમતનુ ગણવુ-સમજવુ, 2 હોય તે કરતા ઓછુ માનવુ -નો ભાવ ન પૂછવો

**Underwood** *s* Small trees under large ones મ્હોટા ઝાડ નીચેના દા ના ઝાડ નાહની ઝાડી/

**Underwriter** *s* વીમો ઉતારનાર કરનાર માથે ઉપાડનાર

**Undeserved** *a*. ગેરવાજબી અઘટિત નાહકનુ (પર) અયોગ્ય થએલુ કરેલુ as, an u punishment ગેરવાજબી સ ન U favour (પર) કરેલો નાહક અયોગ્ય ઉપકાર

UNDESERVING *a*. અયોગ્ય નાલાયક અપાત્ર, ગુણહીન

**Undesigned** *a* અગાઉથી નહીં ધારેલુ, જાણી જુઇને નહીં કીધેલુ અચાનક અજાણતા બનેલુ થએલુ *a*. an u coincidence અચાનક બનેલો જેગા નજોગ

UNDESIGNING *a* નિ કપટી,અકૃત્રિમ કપટ વગરનુ ભોળુ

**Undesirable** *a* ઇચ્છવા યોગ્ય નહીં એવુ,નાપસંદ,અણગમતું અપ્રિય અનિષ્ટ

**Undetermined** *a* નિશ્ચય નહીં ક રેલુ અનિશ્ચિત અ બંધ નહીં ઠરાવેલુ 2 indeterminate જેની હદ ઠરાવેલી નહી હોય એવુ અનિશ્ચિત

**Undeviating** *a* આડે માર્ગે નહી વળ સરળ સીધુ as an u course of virtue સદ્ગુણના માર્ગની સીધી ચાલ/

**Undevout** *a* (pers) ભક્તિ ન કરે એવુ ભક્તિ ભાવ વિનાનુ (thing) ભક્તિ-નિષ્ઠા વગરનુ અધાર્મિક

**Undigested** *a*. નહી પચેલુ અજીર્ણ 2 not matured અપરિપક્વ, કાચુ વિચાર કરી પાકુ નહી કરેલુ

**Undignified** *a* મ્હોટાને છાજે નહી એવુ હલકાઇ તોછડાઇનુ નીચ

**Undiminished** *a* ઓછુ કમી નહી થએલુ હોય તેટલુ ને તેટલુ

**Undisciplined** *a* નહી શિખેલુ અ ભ્યાસ નહી કેળવાયેલુ અશિક્ષિત (troops) કવાયત નહી શિખેલુ કાચુ બીનકવાયતી

**Undisguised** *a* વેષ વિનાનુ ઉઘાડુ છચોક ઉઘાડુ કપટ વગરનુ અ કૃત્રિમ

**Undisputed** *a* જે વિષે વાદ-તકરાર નથી એવુ નિર્વિવાદ બિનતકરારી

**Undisturbed** *a*. જેને હરકત ઈ ન ક પજવ પતો નથી એવુ છેડ્યા વગરનુ, નિ રુપદ્રવ 2 calm શાંત સ્વસ્થ અ ક્રમ

**Undivided** *a* નહી ભાગેલુ નહીં જુદુ કરેલુ નહીં વેહચણ કીધેલુ અખ અવિભક્ત અખંડિત આખુ (as a family) મળઆરૂ એકત્ર અવિભક્ત (as attention) એકાગ્ર અનન્ય

**Undo** *vt* To reverse to annul કર્યુ તે ન કર્યું ક ન કર્યું હોય તેવુ કરી નાખવુ કીધુ વાળવુ ઉલટાવી ફેરવી ના ખવુ રદ્દ ક 2 to loose to untie છો ડવુ છોડવુ ઉઘાડવુ રદ્દ ક 3 to ruin નાશ ક પાયમાલ ક ખરાબ ક 4 to bring to poverty ધૂળધાણી કરી ના ખવું ખરાબ ખારવા ક ભીખ માગતું ક

UNDONE *pp* *a*. (See the verb) 2 નહીં કીધેલુ અમ્ત I am u હુ પા યમાલ થયો છુ, મારો નાશ થયો છે

**Undoubted** *a* સંદેહ-સંશય વગરનુ અસંદિગ્ધ નિસ્સંશય

**Undress** *vt* કપડા ઉતારવા ઉતારવા કાઢવા 2 અલંકાર-ઘરેણા કાઢી નાખ વા *s* ઢીલા રાખેલા-ઠીકઠાક નહીં કરે લા સાધારણ રોજના કપડા *m* 2 સિપા કામપર નહીં હોય તે વેળા જે કપડા પેહેરે છે તે

**Undue** *a* Improper અયોગ્ય અઘ ટિત ગેરવાજબી નાલાયક 2 excessive અતિશય ઘણું પુષ્કળ બેસુમાર.

UNDULY *ad.* અતિશય, ઘણુંજ.

**Undulate** *vi.* [*L. undula-unda* a wave]To move like a wave, to vibrate લેહેરની પેઠે ઉંચાં નીચાં હોવું-થઇને ચાલવું, લટકીને હિંચકા ખાવા, આન્દોલનની પેઠે હાલ્યાં ક.

UNDULATING *a.* ઉંચુ નીચુ થતુ, ચઢ ઉતર.

UNDULATION *s.* લેહેરની પેઠે ગમન ક તે, લેહેરના જેવી ગતિ*f*,હિંચકા-ડોલા ખાવા તે,હાલ્યાં ક. તે,આન્દોલન*n*, લહેર*f*, તરંગ*m*.

UNDULATORY *a.* લેહેરની પેઠે ઉંચું નીચું થઇને હાલ્યાં કરતુ, લેહેરની ગતિ જેવું, ઉંચુ નીચુ થતુ; as, u. motion of the air હવાની લેહેરના જેવી ગતિ

**Undutiful** *a.* Not obedient આજ્ઞા-હુકમ નહીં માનનાર, કહ્યું ન કરે એવું, સામું થનાર,બેમર્જાદ,An u. son કપૂત.

**Undying** *a.* મરે નહીં એવું, અમર, અવિનાશી, સદાયનુ; as, u. hatred સદાયનો દ્વેષ.

**Unearth** *vt.* જ્યાં ભરાઈ-સંતાઈ રહ્યું હોય તે જગ્યામાથી કાઢવુ કે નીકળી આવે તેમ ક., ઉઘાડુ-પ્રગટ ક., બહાર કાઢવું; as, the tiger was unearthed વાઘ જ્યાં સંતાઈ રહ્યો હતો તે જગ્યામાંથી તેને કાઢયો.

**Unearthly** *a.*આ દુનિયા-ભૂલોકનું નહી હોય એવું, અલૌકિક,ગેબી,અદ્ભુત,as,a most u. sound ગેબી-અદ્ભુત,અવાજ.

**Uneasy** *a.* અસુખી, બેચેન, અસ્વસ્થ, સંતાપમાં હોય એવું, બેકરાર.

UNEASINESS *s.* અસુખ*n*, બેચેન*n*, અસમાધાન*n*, દુ:ખ*n*, બેકરારી*f*,સંતાપ *m*.

**Uneducated** *a.* નહીં ભણેલું, અભણ, કેળવણી નહી પામેલુ,અશિક્ષિત,નિરક્ષર.

**Unembarrassed** *a.* નહીં ગભરાએલુ-મુઝવાએલું-અકળાએલું, ભીડ-તંગી-ગુચવણ-મુંઝવણમાં નહીં આવી પડેલું.

**Unemployed** *a.* કામ-ધંધા-ચાકરી વિનાનું, બેરોજગાર, બિન રોજગારી, બેઠા બેઠમાં હોનારૂં; 2 જેનો ઉપયોગ થતો નથી એવું, નહી વપરાતુ, કામે લગાડેલું નથી એવું.

**Unencumbered** *a.*ગીરો-સાન વગેરેના ભારણ-બોજા વિનાનુ.

**Unenlightened** *a* પ્રકાશ-તેજ વગરનું, તેજહીન,2 નહી સુધરેલુ,અજ્ઞાન.

**Unenviable** *a.* અદેખાઈ ઉત્પન્ન કરે નહી એવું, ઈચ્છવા જોગ નહીં એવું.

**Unequal** *a.* બરાબર-સરખું નહી એવું, અસમ, વિષમ, અસમાન; as, they are of u. length તેઓ લંબાઈમાં સરખા નથી; of u. height ઉંચાઈમાં બરાબર નહી ; 2 inferior ઉતરતું, ઉતરતા દરજ્જાનું; 3 insufficient પૂરતું નહી એવું, ઓછુ, અપુરતું, કરવા-હોવા જેટલું નહી; as, his strength is u. to so long a journey એટલી લાંબી મુસાફરી કરવા જેટલી તેનામાં શક્તિ નથી; The supply is u. to meet the demand ખપ જેટલી આમદાની નથી; 4 partial, unjust એકપક્ષી, એકતરફી, પક્ષપાતનુ, ગેરવાજબી; 5 not uniform એક સરખું નહી એવું, as, his speaking is u. તેનું ભાષણ એક સરખુ નથી.

**Unequalled** *a.* જેના જેવું બીજું કોઈ નહી હોય એવું, અનુપમ, અપ્રતિમ, અતુલ.

**Unequivocal** *a.* શક-સંદેહ રહિત, સ્પષ્ટ, સાફ,ખુલ્લુ ; 2 not of doubtful signification જેમાંથી બે અર્થ નીકળે નહી એવું,સ્પષ્ટ અર્થનુ, ચોખ્ખુ.

**Unerring** *a.* ભૂલ કરે નહીં એવું, અચૂક, નિર્ભ્રાંત; 2 certain ભૂલ ભરેલુ નહીં એવું, ચોકસ,ખાતરીવાળુ ,અમોઘ.

**Uneven** *a.* સરખુ-સપાટ-સમુ નહીં હોય એવું, ઉંચુ નીચુ ; 2 unequal અસમ, વિષમ, અસમાન; 3 not uniform એક સરખુ નહીં હોય એવું; 4 odd એકી.

**Unexampled** *a.* જેના જેવું બીજુ કોઈ ન હોય એવું, અનુપમ, અપ્રતિમ,અપૂર્વ.

**Unexceptionable** *a.* દોષ-ઠપકા-હરકત વગરનુ, તકરાર-વાંધો લેવાય નહીં એવું, અબાધ.

**Unexecuted** *a* નહી કરેલું-બજાવેલુ, અકૃત, 2 not signed સહી વગરનું.

**Unexpected** *a.* જેની વાટ ન જોઈ હોય એવું, આશા ન રાખી હોય એવું, અણધારેલુ, આકસ્મિક, અણચિંતેલુ, અનપેક્ષિત, ઓચિંતુ, એકાએક.

UNEXPECTEDLY *ad.* એકાએક, અકસ્માત, ઓચિન્તુ, અણધાર્યું, અચાનક.

**Unexplored** *a.*જેનો શોધ-તપાસ કરી નથી એવું, નહીં જણાએલુ , અજ્ઞાત.

**Unfading** *a.* કરમાઈ ન જાય એવું, સદા તાજુ -લીલું, અક્ષય, અજર.

**Unfailing** *a* ખૂટે-ચૂકે નહી એવું,અખૂટ, અચૂક,અક્ષય, અમોઘ, આબાદ; 2 certain ખોડ નહી પડે એવું, ખચિત.

**Unfair** *a.* (pers.) અપ્રમાણિક, બેઈમાનદાર, વાંકા મનવાળું, અન્યાઇ૩, 2 (acts or practices) ગેરવાજબી, ખોટું, અન્યાયનું.

**Unfaithful** *a.* અવિશ્વાસુ, બેઇમાન, નિમકહરામ, વિશ્વાસઘાતી, બેકોલ, બેવચન, ખોટું; An u. wife અપતિવ્રતા *f*; An u. husband અપત્નીવ્રત ધણી.

**Unfaltering** *a.* (a)(tongue) અચકાયા-ખચકાયા વગરનું, (b) (in purpose) દૃઢ, અડગ, ડગ્યા વગરનુ, (c) (step) અડગ, ડગમગ્યા વગરનું.

**Unfashionable** *a.* ચાલ-રીતિ-ધારા પ્રમાણે નહીં હોય એવું,જેનો-જે કરવાનો ચાલ નથી એવું, ગેર ચાલ-રીતનું

**Unfasten** *vt.* છોડવું, છૂટું ક., ઉઘાડવું.

**Unfathomable** *a.* જેનુ તળિયુ જણાય નહી એવું, માપી ન શકાય એવું, અથાગ, અગાધ, અપાર, પારવનાનું.

**Unfavourable** *a.* અનુકૂળ ન હોય એવું, વિપરીત, પ્રતિકૂળ, વિરૂદ્ધ, ઉલટું, 2 unpropitious અશુભ, અમંગળ, માફક-જોઇએ તેવું નહીં હોય એવું, નુકસાનકારક, વિપરીત; as,u. circumstances વિપરીત સંજોગો*f*, 3 not kind અકૃપાળુ, અપ્રસન્ન, ગેરમેહેરબાન; U. prospects ઘણી-બરોબર આશા નહી હોય તે.

**Unfeeling** *a.* નિર્દય, ઘાતકી, કઠણ, દયાહીન, લાગણી વિનાનું.

**Unfeigned** *a.* ખરેખર, વાસ્તવિક,અકૃત્રિમ, અંતઃકરણનું, દંભ વગરનું.

**Unfettered** *a.* Set at liberty છૂટું, અટકાવ-બંધન વગરનું.

**Unfinished** *a.* પૂરૂં નહીં થએલુ ,અધુરૂં, અપૂર્ણ, અસમાપ્ત.

**Unfit** *a.* અયોગ્ય, અનુચિત, નાલાયક, અજુગતુ. *vt.* અશક્ત ક.,-થી અશક્ત થવું,2 અયોગ્ય-નાલાયક ક.,-થી અયોગ્ય -નાલાયક થવું.

**Unfixed** *a* રખડતું, ભટકતુ, 2 અસ્થિર, ચલિત, અનિશ્ચિત, ડગમગતુ ,ડામાડોળ

**Unfledged** *a.* પાંખ*f* પીછાં નહીં આવેલા હોય એવું, 2 ન્હાનું, કાચું.

**Unflinching** *a.* પાછુ હઠે નહીં એવું, દૃઢ, અડગ, નીડર.

**Unfold** *vt.* ઉકેલવું, ગડી છૂટી પાડવી; 2 ઉઘાડવું, ખુલ્લુ ક., પ્રગટ ક ; 3 કહી દેખાડવું, 4 ડબ્બા-વાડામાંથી બહાર કાઢવું.

**Unforeseen** *a.* અગાઉથી નહીં જણાએલુ -માલમ પડેલું, અણધાર્યું, અણચિન્તવ્યું, આકસ્મિક.

**Unforgiving** *a* માફ કરે નહીં એવુ ખાર વેર રાખે એવુ ખારીલુ અપમાવા ન દીર્ઘદ્વેષી ખરીલુ

**Unformed** *a* આકાર રહિત નિરાકાર અરૂપ

**Unfortunate** *a* ભાગ્ય દૈવ હીન,કમ નસીબ દુર્ભાગી હીણભાગી અભાગિયુ, અકરમી, કરમનુ ફૂટેલુ, 2 અશુભ અ મગળ અનિષ્ટ

UNFORTUNATELY *ad* દુર્ભાગ્યે અ ભાગ્યે કરીને કમનસીબે કરીને

**Unfounded** *a.* નહીં સ્થાપેલુ અસ્થા પિત 2 having no foundation પાયા-આધાર વિનાનુ નિરાધાર ઊપ ડક, ખોટુ મિથ્યા

**Unfrequented** *a* જ્યા ભાગ્યેજ કોઇ જતુ હોય એવુ નિર્જન જનસચાર વગરનુ

**Unfriendly** *a* સ્નેહ પ્રીતિ રહિત અ સ્નેહી દુશમનનુ, વેરભાવવાળુ અણપાળુ 2 not favourable માફક-અનુકૂળ નહીં હોય એવુ પ્રતિકૂળ

**Unfrock** *vt* (ઝભ્ભો)કાઢી-ઉતારી લેવુ 2 પાદરીનો અધીકાર-સત્તા પદ લેઈ લેવુ

**Unfruitful** *a* (tree) જેને ફળ નહીં લાગતા હોય તેવુ,વાઝિયુ; 2 not pro ducing offspring (female) જેને બાળક ન થતા હોય તેવી, વાઝણી 3 not producing good works(life) વ્યર્થ, મિથ્યા નિષ્ફળ, ધર્મના કામ વિ નાનુ 4 not fertile (soil) ફળદ્રુ ત ફળદ્રુપ રસાળ નહીં હોય તેવુ

**Unfulfilled** *a.* નહી પૂરૂ પડેલુ કરેલુ નહીં પાળેલુ અપૂર્ણ અધુરૂ

**Unfurl** *vt* (A banner &c) ઉકે લવુ ખોલવુ વીટાળેલુ છોડવુ

**Unfurnished** *a* રાચરચીલા-સામાન સરજામ વગરનુ

**Ungainly** *a* બેઢગુ બેડોળ કઢગુ

**Ungenerous** *a* (pers) ઉદાર નહી તેવુ અનુદાર હલકા સાકડા મનનુ કૃપણ 2 (act &c) ઉદાર માણસને લાયક નહી એવુ નીચ, હલકુ

**Ungentlemanly** *a* સારા માણસને છાજે નહી એવુ અયોગ્ય, અશિષ્ટ અ સભ્ય, સુજનતા વગરનુ

**Ungird** *vt* કમરપટો છોડવો કમર ઢા ડવી છોડવુ નો સામાન છો ડે.

**Ungodly** *a* Impious neglecting the fear and worship of God નાસ્તિક અ [illegible] ભક્તિ ભક્તિહીન અધર્મી [illegible] દુષ્કર્મી

(acts conduct) નાસ્તિકપણાનુ ઈ શ્વરી આજ્ઞાવિરૂદ્ધ દુષ્ટ પાપનુ 3 pol luted by sin ભ્રષ્ટ પાપનુ ભરેલુ દુષ્ટ

**Ungovernable** *a* કબજામા-તાબામા હાથમા-વશ ન રહે એવુ વશ થાય નહીં એવુ ખહે-ગાઠે નહીં એવુ 2 ફાટેલુ બે હદ બેલગામ

**Ungraceful** *a* બેઢબ, દેખાવડુ નહી એવુ અસુદર શોભા લાવણ્ય વિનાનુ

**Ungrammatical** *a* વ્યાકરણ દોષ વાળુ વ્યાકરણના નિયમ વિરૂદ્ધ

**Ungrateful** *a* ઉપકાર પાડ ન માન નાર કૃતઘ્ની અનુપકારી નગુરૂ 2 ઉપ કારને બદલે અપકાર કરનાર અવગુણીક ગુણચોર નિમકહરામ 3 unpleasing ગમે નહી એવુ અણગમતુ નાપસદ કટાળો ઉપજાવે એવુ

**Unguarded** *a* રક્ષણ વિનાનુ અરક્ષિત સૂનુ 2 carele s, not cautions અસાવધ ગાફેલ બેફીકર સભાળહીન, ચોકસ નહી એવુ as he was u in his language તે બોલવામા અસાવ ધ હતો, 3 સભાળ વગરનુ ગફલતી ભ રેલુ વગર ચોકસાઇનુ અસાવધપણાનુ as an u act વગર ચોકસાઇનુ કામ

**Unguent** *s* [*L* *ungo* I anoint] લેપન મલમm

**Unhallowed** *a* અપવિત્ર, દુષ્ટ

**Unhandsome** *a.* અસુદર કુરૂપ બ દસુરત બેડોળ કદરૂપુ 2 ગેરવાજબી નાલાયક હલકુ અછાજતુ કદરૂપુ

**Unhandy** *a* અણકુશળ અનાડી, અ નઘડ 2 not convenient અડચણ વાળુ-ભરેલુ સગવડ વગરનુ

**Unhappy** *a* અસુખી દુખી 2 un fortunate ભાગ્યહીન, કમનસીબ અ ભાગિયુ; 3 calamitous અશુભ અ મગળ દુખ ભરેલુ

**Unharmed** *a* નુકસાન-નદરકત નહી થઇ હોય એવુ અક્ષિગ્ધ

**Unharness** *vt* ઘોડાનો સાજ-હાર્નિસ કાઢી લેવુ-ઉતારવુ

**Unhealthy** *a* વારે વારે માદુ થાય એવુ, રોગિષ્ટ સદા રોગી, રોગી; 2 wanting vigorous growth (plant)નબળુ 3 abounding with disease રોગવાળુ, રોગી રોગથી ભ રેલુ, જેમા ઘણા માણસ માદા પડે એવુ as an u town જેમા ઘણા માદા પડે એવુ ગામ 4 insalubrious રોગ ઉત્પન્ન કરે એવુ રોગી,રોગ-વ્યાધિ કર રોગજનક as, u climate રો ઉત્પન્ન કરે એવી હવા

**Unheard** *a* નહી સાભળેલુ અશ્રુત 2 દાદ નહી મળેલી હોય એવુ નહી ગ ણકારેલુ હોય એવુ 3 not celebrated પ્રખ્યાત નહી થએલુ, અપ્રસિદ્ધ અપ્ર ખ્યાત U of નવી રીતનુ કોઇના સા ભળવામા આવ્યુ ન હોય એવુ નવાઈનુ, અણસુણ્યુ નવુ

**Unheeded** *a* ધ્યાન લક્ષમા નહી લા ખેલુ, નહી ગણકારેલુ

**Unhesitating** *a* આનાકાની ન કરતુ, શક સશય વગરનુ બેધડક બેધડકપણાનુ

**Unhindered** *a* અટકાવ વગરનુ

**Unhinge** *vt* મજાગરા-નકુચારા ઉપ રથી ખસેડ-ઉતારી નાખવુ ઉતારી ના ખવુ ચળાવવુ 2 to render unstable અસ્થિર-ડગમગતુ ચળાવવુ ડોલણુ ક

**Unholy** *a* અપવિત્ર નાપાક અશુદ્ધ

**Unhook** *vt* આકડોm કડી કાઢી નાખવી

**Unhorse** *vt* To throw from a horse ઘોડાપરથી પાડવુ-ઉતારવુ 2 (ગાડીને) ઘોડો છોડી મેલવી ક

**Unhurt** *a* હરકત ઇજા થયા વગરનુ, સલામત સાજુ અક્ષિગ્ધ

**Unicorn** *s* [*L* *unus* one and *cornu* a horn] એક શિગડાવાળુ ક લ્પિત જનાવર 2(a name given to the Rhinoceros) ગેંડોm

**Unidiomatical** *a* બોલવાની રૂઢિથી ઉલટુ ભાષા સપ્રદાય રૂઢિ વિરૂદ્ધ

**Uniform** *a* [*L* *unus* one and *forma* form] not variable con sistent, agreeing એક તરેહનુ-ભાતનુ એકસરખુ એકરૂપ એકતાર *s* એક મડળીના સર્વ માણસોનો એકસ રખો પોશાક મીલીટરીનો લશ્કરી પો શાકm સૈન્યવેષm U motion સમ ગતિf

UNIFORMITY *s* એકરૂપતા*f* સમરૂપતા *f* એકસરખાપણુn.

UNIFORMLY *ad* એક સરખી રીતે, સદા હમેશા

**Unify** *vt* ને એક કરવુ

UNIFICATION *s* એક કરવુ તે, એકી કરણn

**Uniliteral** *a.* [*L* *unus* & *litera* a letter] એકજ અક્ષરનુ, એકાક્ષરી

**Unimpaired** *a* નહી બગડેલુ કમી નહી થએલુ નુકસાન નહી થએલુ હતુ તેવુ ને તેવુ સાજુ અક્ષીણ અક્ષત as, an u constitution હતો તેવોને [illegible] નહી બગડેલી ત

[illegible]ed *s* મનોવિકાર રહિત,

**Unimpeachable** *a* જેનાપર દોષ-કલંક મૂકાય નહીં એવું, નિષ્કલંક, અદૂષણીય

**Unimportant** *a*.અગત્ય-જરૂરનું નહી હોય એવું, હલકુ, નજીવું, ક્ષુદ્ર, અલ્પ.

**Uninfected** *a*. ચેપ નહી લાગેલો હોય એવુ, નહીં બગડેલુ, અલિપ્ત.

**Uninhabitable** *a*. વસાય-રહેવાય નહી એવું,જેમાં માણસ રહી શકે નહી એવું, વાસ કરવાને અયોગ્ય.

**Uninhabited** *a*. વસ્તી વગરનુ, ઉજાડ, નિર્જન.

**Uninitiated** *a* મૂળ તત્વથી અજ્ઞાન, અદીક્ષિત, પૂરી રીતે દાખલ નહી કરેલુ, અસંસ્કારી

**Uninjured** *a* નુકસાન થયું નથી એવું, નુકસાન વગરનુ, સલામત, સાબૂત.

**Uninstructed** *a* કેળવણી વિનાનુ, નહીં શિખેલુ, અશિક્ષિત, નિરક્ષર, અભણ; 2 હુકમ-સૂચના મળી નથી તેવું

**Unintelligible** *a*. સમજાય-સમજી શકાય નહી એવુ, અગમ્ય, ગૂઢ, દુર્બોધ

**Unintended,Unintentional** *a* નહી ધારેલુ-વિચારેલું, અજાણતા કરેલુ-થએલુ.

**Uninterested** *a*. ભાગીદાર-સામેલ નથી એવું, લેવા દેવા-સ્વાર્થ-સંબંધ વિનાનું, લાગવળગ વગરનુ; 2 ઉદાસીન, જેનુ મન રંજન થયુ નથી તેવું.

**Uninteresting** *a* રસ પડે નહી એવું, અરસિક, નીરસ, ખુશ કરે નહી એવું

**Uninterrupted** *a*. અખંડ, અતૂટ, નિરંતર, અવિચ્છિન, સતત, સલગ.

**Uninvited** *a*. ન બોલાવેલું-તેડેલુ, જેને નોહોતરૂ-નિમંત્રણ નથી તેવું, અણવર.

**Uninviting** *a*. અનાકર્ષક, જેથી મન લલચાય નહી કે લાલચ લાગે નહી એવું, જે ઉપર મન ન દોરે એવુ.

**Union** *s* [*L. unus* one]Junction એકઠું મેળવી દેવું તે, સંયોગ*m*, સંજોગ *m*, સંધિ*f*, જોગ*m*, મેલન*n*; 2 harmony સંપ*m*,મેલાપ*m*, ઐક્ય*n*,એકો *m*; 3 એકસંપીલુ મંડળ, એકત્ર થએલાં મંડળ-રાજ્ય

UNIONIST *s*. એકસંપ-સંમેલનની હીમાયત કરનાર; 2 એકસંપીલાં મંડળનો અંગીભૂત પુરૂષ, એકસંપ-એકતા કાયમ રાખવાનો મત ધરાવનાર.

UNIQUE *a*. એકજ,માત્ર એક,અનન્ય, અસાધારણ, અપ્રતિમ, અપૂર્વ, ઓરતદેહદું, ન્યારૂ, ઓર.

UNIT *s*. એકમ, એક, એકાંક*m*, એકમ *m*,એક વસ્તુ,વ્યક્તિ*f*,2 મૂળ એકમ, માપ આપવા ભરતર વગેરેનું મૂલમાન*n*.

UNITARIAN *s*. One who denies the doctrine of the Trinity પિતા પુત્ર અને પવિત્રાત્મા મળીને એક ઇશ્વર છે એવુ ખ્રિસ્તિ મત નહીં માનનાર, ઇશ્વર ત્રૈક્યનો ઇનકાર કરનાર, એકેશ્વરવાદી

UNITE *vt*. (to, with) જોડવું, મેળવી દેવું, એકઠું-ભેગુ ક., એક ક., 2 (લગ્નની ગાંઠથી) જોડવું, ગાઠવુ, બાધવું, એક સરખુ ક., એક ક *vi*. મળી જવું, જોડાવું, એક થવું, એકચિત્ત-મત થવું, સામેલ થવું, એકસંપ ક.

UNITED *a*. ભેગુ-એકઠું મળેલુ, એકત્ર થએલુ,એક સંપીલુ, સંપીલુ, એકસંપ

UNITEDLY *ad*. એકઠા થઈને-મળીને.

UNITY *s* એકતા*f*, એકપણું*n*, અભેદ*m*, અદ્વૈત,2 concordમળતાપણું*n*,રાગ*m*, એકરાગ*m*,મેળ*m*,મેળાપ*m*;3 oneness of sentiments and affection સંપ*m*, ઐક્ય*n*, એકદિલી*f*, એકમન; 4 (poet)વિષયના કાળ અને સ્થળનુ ઐક્ય, વિષયૈક્ય*n*, ઐક્ય*n*.

**Unison** *s*. [–*L* *sonus* a sound] સ્વરસૂરનો મેળ*m*, એકસૂર*m*, એકતારતાલ*m*, એકરાગ*m* સંપ*m*, એકદીલી*f*.

**Universe** *s* [*L. unus* one and *verto* I turn]The whole system of created things જગત*n*, સંસાર *m*, સૃષ્ટિ*f*, આલમ*f*, દુનિયા*f*, બ્રહ્માંડ *n*, ત્રિભુવન*n*, વિશ્વ*n*; Pervading the u. વિશ્વ-સર્વ વ્યાપક, Lord of the u. વિશ્વેશ્વર*m*.

UNIVERSAL *a*. વિશ્વનું, સર્વમય, સર્વબધાનુ, વિશ્વમય, સાર્વત્રિક, જગતનુ, 2 total સર્વ, બધુ, આખુ, સમસ્ત; 3 comprising all the particulars સર્વ સામાન્ય-સાધારણ.

UNIVERSALIST *s*. બધાં માણસ મુક્તિ પામશે એટલે કોઇ હમેશાં નરકમા નહી રહેશે એવું મત રાખનાર.

UNIVERSALITY *s* સર્વ-વિશ્વ વ્યાપિતા *f*, સર્વમય-સર્વનુ હોવું તે, સામાન્યતા*f*.

UNIVERSALLY *ad*. સર્વત્ર, સર્વ ઠેકાણે, સર્વને, સર્વ સામાન્ય રીતે

UNIVERSITY *s* An assembly of colleges established in any place with professors for instructing students in the sciences & other branches of learning, and where degrees are conferred વિશ્વવિદ્યાલય-મંડળ*n*, પાઠશાળા સમાજ*f*, સર્વવિદ્યોતેજકાલય*n*, 'યુનિવર્સિટી'.

UNJUST *a*. (pers) અધર્મી, ગેરઈનસાફી, અન્યાયી; 2 (actions) અન્યાયનું, અધર્મનુ, ગેરવાજબી,ગેરઇનસાફનું.

**Unkind** *a*. કૃપા-દયા હીન, અકૃપાળુ, ગેરમેહેરબાન, અકૃપાળુ હૈયાનુ.

UNKINDNESS *s*. અવકૃપા, ગેરમેહેરબાની*f*, ઈતરાજી*f*, કરડી નજર.

**Unknowingly** *adv*. અણજાણતા, અજાણમાં, અણસમજે.

UNKNOWABLE *a*. અકળ, અગમ્ય, જાણી ન શકાય એવું

UNKNOWN *a*. જેની સાથે ઓળખાણ નથી એવું, પરાયુ, નહી જણાએલું, અપ્રસિદ્ધ, અજ્ઞાત; U. quantity અવ્યક્તરાશિ*f*.

**Unlade** *vt*. ભાર-બોજો ઉતારવો-લઈ લેવો; 2 (વ્હાણને) ખાલી ક.,-માંથી માલ ઉતારવો

**Unlawful** *a*. કાયદા-ધારા વિરૂદ્ધ, અશાસ્ત્ર; as, an u. assembly કાયદા વિરૂદ્ધ સભા*f*; 2 ઈશ્વરી આજ્ઞા વિરૂદ્ધ, ગેરશિરસ્તાનુ, અવહિત.

**Unlearn** *vt*. ભણ્યુ તે ન ભણ્યા જેવું થાય તેમ ક., ભણેલુ ભૂલી જવુ,આપેલો ઉપદેશ-જ્ઞાન મનમાંથી જાય તેમ ક.

**Unlearned, Unlettered** *a*. નહી ભણેલુ, અવિદ્વાન, અનક્ષર, નિરક્ષર,અક્ષરશત્રુ; 2 not known નહી જણાએલુ, અજાણ્યુ; 3 not the production of a learned man અવિદ્વાને કરેલુ, અવિદ્વાનનું, વિદ્વત્તા વગરનુ

**Unleavened** *a*. ખમીર-માણથી નહીં પૂલેલુ, બેખમીર, ખમીર-માણ વગરનુ.

**Unless** *conj* [*un* not & less=*Fr a moins*] શિવાય,વગર, જો-તો નહીં; as, a man can not live u. he eats ખાધા વગર માણસ જીવી શકતું નથી, I shall not go u. you come with me જો તમો મારી સાથે નહી આવશો તો હુ નહી જાઉં.

**Unlicensed** *a* સનદ-પરવાના-રજાવગરનુ, લેસન ન મળેલું, બીનસનદી.

**Unlike** *a* સરખુ નહીં હોય એવું, જૂદું, ભિન્ન.

UNLIKLLY *a* અસંભવિત, નહીં સંભવનુ; as, u. means અસંભવિત સાધન*n*.

**Unlimited** *a*. અપાર, અનંત, બેસુમાર, અપરિમિત, અમર્યાદ, બેહદ; 2 undefined અનિયમિત, મોઘમ.

**Unload** *vt* (See Unlade) (as a cart &c) ખાલી કરવું,ઠાલવવું,(આંધી ભાર બોજો) ઉતારવો; 2 મોટા જથ્થાના વેચી નાખવું; 3 (as a gun) ભરેલી હોય તે ખાલી ક.

**Unpremeditated** *a* અગાઉથી નહી ધારેલું-વિચારેલું, અણચિન્તવ્યું, પૂર્વ વિચાર રહિત.

**Unprepared** *a.* તૈયાર ન થએલુ, અસિદ્ધ.

**Unpresumptuous** *a* તોર-ગર્વ વિનાનું; as, an u. eye ગર્વ વિનાની નજર,

**Unpretending** *a* મર્યાદશીલ, અહંકાર વિનાનુ, નિરભિમાની, વિનયી.

**Unprincipled** *a.* Profligate દુર્ગુણી, અનીતિવાન, મર્યાદા વગરનુ, દુરાચરણી, દુરાચારી

**Unproductive** *a* ફળદ્રુપ નહી હોય એવું, ઘણો પાક ઉતરે નહી એવું, 2 not profitable નફો-હાસલ મળે નહી એવુ, ગેરફાયદાનું; 3 not efficient નિરર્થક, વ્યર્થ, ફોગટ; U. labour અનુત્પાદકશ્રમ.

**Unprofessional** *a* ધંધાને છાજે-શોભે નહી તેવું, ધંધાની મર્યાદા વિરૂદ્ધ.

**Unprofitable** *a.* Not producing profit નફો-હાંસલ-ફાયદો-લાભ મળે નહીં એવું, ગેરફાયદાનુ, વગર ફાસાનું, બિનનફાનુ, અલાભકારક; 2 useless, serving no purpose નકામું, નિરૂપયોગી, નિષ્ફળ, વ્યર્થ; u. study નિરૂપયોગી-નકામો અભ્યાસ*m*, 3 not useful to others નકામું, કોઇને-બીજાને ગુણકારક નહી એવું, જેથી ગુણ ન થાય એવું; as, u. discourse કોઈને ગુણ ન થાય એવી વાત.

**Unpromising** *a.* સારૂં નિવડશે એવી આશા નહીં હોય તેવું.

**Unpropitious** *a.* અશુભ, અમંગળ, પ્રતિકૂળ, માઠું, (pers.) અપ્રસન્ન, પ્રતિકૂળ.

**Unprotected** *a.* અરક્ષિત, અનાથ, અછત્ર, નિરાશ્રિત, નિરાધાર, અશરણ

**Unproved** *a.* નહી અજમાવેલુ,-નો અનુભવ નહીં થએલો એવું; 2 સાબીત-સિદ્ધ નહી કરેલુ.

**Unprovoked** *a.* (pers.) ખિજવેલુ-ચિડવેલું નહીં હોય એવું; 2 not proceeding from provocation કારણ વગર કરેલુ, વગર કારણનું, અમસ્થું, નાહકનું, અકારણ, વિના કારણ, ગેરવાજબી; as, an u. attack વગર કારણનો હુમલો.

**Unpublished** *a.* જાહેર ન કરેલું, અપ્રસિદ્ધ, છાનું, ગુપ્ત; 2 બાહાર નહીં પડેલું, પ્રસિદ્ધ ન થએલું, નહીં છપાએલું, અપ્રસિદ્ધ.

**Unpunished** *a* શિક્ષા-સજા નહી પામેલુ એવું, અદંડિત

**Unqualified** *a.* અયોગ્ય, નાલાયક, અનધિકારી; 2 not having taken the requisite oath જોઇતા સમ નહીં ખાધેલા એવું; 3 unconditional નર્યું, બિન શરત, તદ્દન, કેવળ, પૂરેપૂરૂં.

**Unquenchable** *a* (thirst &c.) મટે-ભાગે-હોલવાય-છીપે નહી એવું; (fire) હોલવાય નહીં એવી (આગ)

**Unquestionable** *a.* સંદેહ-શક રહિત, નિસ્સંશય, નિસ્સંદેહ.

**Unravel** *vt.* (lit & fig) ગૂંચ કાઢવી, ગૂંચવાએલુ છૂટું કરવું, ઉકેલવું; 2 (plot &c.) ઉઘાડું પાડવું-કરી આપવુ.

**Unread** *a.* (things) નહીં વાંચેલું, 2 (pers) નહી ભણેલુ, અણભણેલ, અભણ

**Unready** *a.* નહી તૈયાર થએલુ, 2 (pers) ઢેયલ, બઠર.

**Unreal** *a.* ખરેખરૂ નહીં એવું, અમસ્તુ, ખોટુ, ખાલી, સાણા જેવુ, ઢોંગ ભરેલું, અવાસ્તવિક, નામનું.

**Unreasonable** *a.* (actions) વિવેક વિરૂદ્ધ, અક્કલ કબુલ ન કરે એવુ, (pers) વિવેકબુદ્ધિ નહી વાપરનાર, વિચાર રાખ્યા વગર બોલનાર ચાલનાર, 2 exceeding reasonable bounds (a) (acts) ગેરવાજબી, અયોગ્ય, યોગ્ય હોય તે કર્તા વધારે, (b) (pers.) યોગ્ય હોય તે કર્તા વધારે-અયોગ-ગેરવાજબી કરનાર; as, he is u. in his demand યોગ્ય છે તે કર્તા તે વધારે માગે છે; 3 immoderate અતિશય, ઘણુંજ, બેસુમાર, બેહદ.

**Unrecorded** *a.* નહી લખેલું-નોંધેલું, પાના પુસ્તકે નહી ચઢેલું, અલિખિત

**Unrefuted** *a.* ખોટું છે એમ નહીં સિદ્ધ કરેલુ, રદ્દ નહી કરેલું, અખંડિત.

**Unregenerate** *a.* બીજો જન્મ નહીં પામેલુ, અપુનર્જાત; 2 હૈયામાં શુદ્ધ નહી થએલું

**Unregistered** *a.* નહી નોંધેલું, રજીસ્ટર નહીં કરાવેલુ કરેલું, વગર રજીસ્ટરનું; as, an u. letter વગર રજીસ્ટરનો કાગળ.

**Unrelenting** *a.* દયાહીન, નિર્દય, વજ્ર હૈયાનુ, કઠોર; 2 inflexibly rigid છેક કઠણ, ઘણું કરડુ-સખ્ત.

**Unremitting** *a.* નિરંતર, જાગુ, જારી રહેલુ, અખંડ, સતત, અવિરત.

**Unrepealed** *a* નહીં રદ્દ કરેલું, કાયમ રહેલું.

**Unreserved** *a.* નહીં રાખેલું, સ્વાધીન નહી રાખેલુ; as, the right of translation was u. in the first edition પ્રથમ આવૃત્તિમાં-ભાષાંતર કરવાનો હક સ્વાધીન રાખેલો ન હતો; 2 full, entire સંપૂર્ણ, પૂરેપૂરૂ; To make u. surrender of oneself તન, મન અને ધન અર્પણ કરવાં; 3 open, concealing nothing ખુલ્લેખુલ્લું, ખુલ્લા દીલનું, છૂપુ નહી રાખેલું; as, he made an u. disclosure of what he knew તે જે જાણતો હતો તે ખુલ્લેખુલ્લુ તેણે કઇ છૂપું રાખ્યા વગર કહી દીધુ.

**Unresisting** *a.* સામુ નહી થાય-અટકાવ નહીં કરે એવું; 2 નમી જતું, નરમ સ્વભાવનુ.

**Unrestrained** *a* અંકુશ-દાબ-જાપતા વગરનુ-મા નહી રહેલું, બેફેદ, સંકોચ વગરનુ, નિરંકુશ; as, he runs along the road to ruin u. by the fear of either God or man તે પરમેશ્વરના અથવા માણસના બિહીકરૂપી દાબમાં ન રહીને નાશને માર્ગે દોડતો જાય છે.

**Unrewarded** *a.* બદલો-ફળ મળ્યા વગરનુ, જેને-જેનો બદલો મળ્યો નહીં હોય એવું; as, are such services to remain u.? આવું કામ કર્યાનો બદલો મળ્યા વગર રહેવો જોઇએ?

**Unriddle** *vt.* કહેવું, છોડવવું, છોડવું, ખુલ્લુ ક; as, to u. an enigma ઉખાણું કહેવું; to u. a mystery મર્મ ખુલ્લો ક.

**Unrighteous** *a.* (pers.) અધર્મી, અધાર્મિક, દુષ્ટ, પાપી; 2 unjust (things) અન્યાયનુ, અધર્મનું, ગેરવાજબી.

**Unripe** *a* નહીં પાકેલુ, કાચુ, કડક, લીલુ; 2 not completed અધૂરૂ, પરિપકવ નહીં એવું, કાચું, તૈયાર નહીં થએલું; as, an u. scheme કાચી યોજના*f*.

**Unrivalled** *a.* જેનો કોઇ પ્રતિસ્પર્ધી-હરીફ નથી એવું, 2 જેના જેવું બીજું કોઇ ન હોય એવું, અનુપમ, અપ્રતિમ, અપૂર્વ, અતુલ.

**Unroll** *vt.* વિંટાળેલુ-લપેટેલું છોડી નાખવુ-ઉકેલી નાંખવું; 2 to strike from the rolls નોંધ-પત્રકમાંથી કાઢી-છેકી નાખવું.

**Unroof** *vt.*-નું છાપરૂ ઉકેલવું-કાઢી નાખવું

**Unruffled** *a.* (pers. & things) શાંત, અક્ષોભિત, સ્થિર, ખલભળ્યા વગરનુ.

**Unruly** *a* હાથ કબજ કાબુમા રહે નહી એવુ બહેકાટે નહી એવું વશ થાય નહી એવુ તોફાન, છોલ અનિવાર, સિરજોર વંઠેલ બહેકેલુ

**Unsaddle** *vt* જીન ઉતારી-લઇ લેવુ (ઘોડાનો) સામાન ઉતારવો.

**Unsafe** *a.* જોખમ ભય ભરેલુ એવુ સહિસલામત નહી એવુ બેસલામત અણેમાર 2 જોખમ ભરેલુ

**Unsaid** *a.* નહી કહેલુ આપ

**Unsaleable** *a.* વેચાય નહી એવુ

**Unsanctified** *a* અપવિત્ર અશુદ્ધ નાપાક.

**Unsatisfactory** *a* મનની ખાતરી સમાધાન નહી કરે પાય એવુ મન માને નહી એવુ ° સતોષ પમાડે નહી એવુ, અસતોષકારી

**Unsatisfied** *a* Not filled (pers) નહી ધરાએલુ તૃપ્ત ન થએલુ અતૃપ્ત રહેલું (appetite) નહી મરેલી ભાગેલી 2 સતોષ ન પામેલુ મન નહી માનેલુ અસતોષી, નાખુશ 3 જેને ખાતરી ન થઇ હોય તેવુ મનમા નિશ્ચય નહી હોય તેવુ 4 નહી ચુકવેલુ પતાવેલુ

**Unsatisfying** *a* જેથી (ભૂખ) તૃપ્ત થાય ધરાય નહી એવુ અસતોષકારી બિનખાતરીનુ

**Unsavoury** *a.* સ્વાદ વગરનુ લૂખુ મોળુ ફીકુ; 2 નઠારા સવાદનુ બેસવાદ ખરાબ લહેજતનુ 3 disgusting કંટાળો ઉપજાવે એવુ અણગમતુ

**Unsay** *vt* બોલીને કહીને ફરી જવુ બોલ્યુ અબોલ્યુ કરવુ બોલેલુ ખોટું કહેવુ, ફેરવીને ચાટવુ

**Unscrew** *vt* To unfasten નો પેચ કાઢવો છોડવુ છૂટું કરવુ

**Unscriptural** *a.* સચ્છાસ્ત્રનો જેને આધાર નથી એવુ, શાસ્ત્ર વિરુદ્ધ અશાસ્ત્ર

**Unscrupulous** *a* ખોટું કામ કરતા આનાકાની કરે નહી-આચકો ખાય નહી એવુ વિધિનિષેધ ન માને તેવુ

**Unseal** *vt* To open what is sealed ની મોહોર છાપ ઉખેડવી તોડવુ ફોડવુ, મોહોર બંધ હોય તે ખોલવુ ઉઘાડવુ

**Unsearchable** *a* શોધ લાગે નહી એવુ સમજાય નહી એવુ અતર્ક્ય

**Unseasonable** *a* બરોબર વખતનુ નહી એવુ કમોસમનુ કસમયનુ કવેળાનુ, અકાળિક 2 late વખત થઇ ગયા પછીનુ મોડુ, અસુર, 3 illtimed કવેળાનુ, કવખતનુ

**Unseasoned** *a* નહી સુકવેલુ લીલુ કાચુ 2 not accustomed નહી ટેવાએલુ આદતવાળા-અનુભવ વગરનુ નહી ઘડાએલુ અણઘડ કાચુ; 3 (food) વઘાર મસાલા વગરનુ, મોળુ

**Unseat** *vt* To throw from or deprive of a seat જગાપરથી પાડી નાખવુ ઉઠાડી મૂકવુ

**Unseemly** *a.* સારૂં ન દેખાય-શોભે નહી એવુ લજવાવા જેવુ બેલાજમ.

**Unseen** *a.* નહી જોએલુ અદૃષ્ટ 2 invisible દેખાય નહી એવુ અદૃશ્ય.

**Unselfish** *a.* એકલપેટું નહી એવુ નિસ્વાર્થી

**Unsent** *a* નહી મોકલેલુ મોકલ્યા વિનાનું U for નહી બોલાવેલુ-તેડેલુ

**Unserviceable** *a* કામમા આવે નહી એવુ નિરૂપયોગી નકામુ

**Unsettle** *vt* ગડબડ કરવુ ડગમગતુ કરવુ ડગમગાવવુ 2 (as the mind) ચચુ પચુ કરવુ ગભરાવવુ ડામાડોળ કરવુ 3 to remove ખસેડવુ

**Unsettled** *a.* (doctrines) અનિશ્ચિત કડબડ ડોલતુ 2 (government) બંદોબસ્ત વગરનુ અવ્યવસ્થિત 3 (weather) અનિયમિત ઠેકાણા વગરનુ અસ્થિર બદલાયા કરતું 4 (pers.) કંઈ કામ ન પડેલુ 5 uninhabited નહી વસેલુ ઉજડ 6 (liquor) નહી ઠરેલુ કચરા તરતુ

**Unshackled** *a* બેડી-બધન વગરનુ છૂટું

**Unshaken** *a* નહી હાલેલુ ખસેલુ અડગ સ્થિર દૃઢ

**Unsheathe** *vt* (a sword &c) મ્યાનમાથી બાહાર કાઢવુ ખેચવુ કાઢવુ નાગુ કરવુ

**Unsheltered** *a* રક્ષણ વિનાનુ અરક્ષિત નિરાશ્રિત ઉઘાડુ

**Unship** *vt.* વહાણમાથી ઉતારી-કાઢી લેવુ 2 to remove from the place where it is fixed જડેલુ-બેસાડેલુ હોય ત્યાથી ઉખેડી લેવુ

**Unshod** *a.* (pers.) જોડા વગરનુ ઉઘાડા પગવાળુ (a horse &c) નાળ નહી જડેલુ

**Unsightly** *a* આખને ગમે નહી એવુ બદશિકલ બેડોળ કદરૂપુ

**Unskilful, Unskilled** *a* આવડત વિનાનુ અકુશળ બેહુનર અણુશિખાઉ.

**Unsociable** *a.* હળી જાય નહી એવુ મળતાવડુ નહી એવુ અતડુ કહો એવુ બબેલ એકલસપુ

**Unsold** *a* નહી વેચેલુ પડતર

**Unsolicited** *a* (things) નહી માગેલુ માગ્યા વગર કહ્યા વગર વગર અરજીએ મળેલુ કરેલુ કહેલુ as an u favour માગ્યા વગર કરેલી મેહેરબાની 2 (pers) જેની પાસે માગુ નહી હોય તેવુ જેને અરજી કરી ન હોય તેવુ જેને કહ્યુ ન હોય તેવુ

**Unsought** *a* નહી શોધેલુ 2 had without searching શોધ્યા વિના વગર પ્રયત્ને મળેલુ પ્રાપ્ત થએલુ

**Unsound** *a* Defective ખોડ ખાપ વાળુ એબદાર as u. wood ખાધવાળુ લાકડુ 2 infirm અશક્ત નબળુ, રોગિષ્ટ રોગી as a person of an u constitution રોગિષ્ટ માણસ; 3 not orthodox (doctrines) શાસ્ત્ર વિરૂદ્ધ અશાસ્ત્ર લપડંગ (pers) પાખંડી અશાસ્ત્ર ખોટું મત માનનાર 4 not honest ભરોસો રખાય નહીં એવુ અપ્રમાણિક દગાખોર 5 erroneous sophistical આડુંઆડુ પોકળ ખોટું as an u argument આડીઆડી દલીલ 6 of questionable credit જેની સાખ વિષે શક હોય તેવુ જેની સાખ ચુકી હોય તેવુ જોખમ ભરેલુ as the house is said to be u તે પેઢીની સાખ વિષે શક છે An u business જોખમ ભરેલો વેપાર In u mind ગાડપણ

**Unsparing** *a* કસરીક કોયરિયુ નહી એવું કસર ન કરે રાખે એવુ he was u in his efforts તેણે મેહેનતમા કસર રાખી નહીં

**Unspeakable** *a.* કહેવાય જણાવાય નહીં એવુ અનિર્વાચ્ય અવાચ્ય

**Unspotted** *a* ડાઘ કલંક વગરનુ, નિષ્કલંક નિર્મળ ચોખ્ખુ

**Unstable** } *a* અસ્થિર ચચળ ડગમગતું ચલિત વિચાર બદલ્યા કરે એવુ ચચળ વૃત્તિનુ
**Unsteady** }

**Unstinted** *a* પુષ્કળ મોકળા હાથનુ, ઉદાર

**Unstop** *vt* To free from a stopper-નો ડાટો-બૂચ કાઢી નાખવો ઉઘાડવો 2 (ears) ઉઘાડવુ

**Unstring** *vt* દોરી-તાર છોડી નાખવો 2 to loosen ઢીલુ કરવુ પાડવુ નરમ પાડવુ 3 to take from a string દોરી-તારમાથી કાઢવુ

**Unstudied** *a.* અગાઉથી નહીં વિચારેલુ ગોઠવી મૂકેલુ 2 સરળ સેહેલુ સ્વાભાવિક વગર મેહેનત પ્રયત્ને આવતુ-થએલુ &c as an unstyle સરળ ભાષા

**Unsubdued** *a.* નહીં જિતેલું-વશ કરેલું, અજીત, સર નહીં કરેલું, as, a country hitherto u. અત્યાર લગી સર નહીં કરેલો દેશ.

**Unsubstantial** *a* જીવ*ત*-દમ*ત*-સાર વગરનું,પોકળ, અસાર, ખાલી; 2 not real ખોટું, અવાસ્તવિક, અસાર.

**Unsuccessful** *a.* (pers ) જેનું ધારેલું કામ પાર પડ્યું ન હોય તેલું, અફળ, નહીં ફાવેલું; 2 (measures) નિષ્ફળ, વ્યર્થ, નિષ્ફળ-વ્યર્થ ગએલુ-થએલુ.

**Unsuitable** *a* (for), Unsuited (to) કામમા આવે નહીં એવું, જોઈએ તેવું નહીં, નિરૂપયોગી, 2 improper અણઘટતુ, અઘટિત, અયોગ્ય,અનુચિત, નાલાયક.

**Unsullied** *a* ડાઘ-કલંક વગરનું, નિષ્કલંક, નિર્મળ, શુદ્ધ.

**Unsupportable** *a.* નહીં ખમાય-ઉચકાય એવું

**Unsupported** *a.* આધાર-ટેકા વગરનુ, નિરાધાર, અતરંગ, અદ્ધર, લટકતું, 2 not assisted સહાય-મદદ વગરનું, નિરાશ્રિત, નિરાધાર, નોધાર

**Unsurpassed** *a.*-ના કરતા કોઈ વધારે ચઢતુ-સરસ ન હોય એવું,-ના કરતાં કોઇ ગુણાવગુણમાં વધારે નહીં હોય એવું, અનુપમ, as, he is u. as a writer તેના કરતાં લખાણમાં કોઈ ચઢતું નથી; he was u. in cruelty તેના કરતા કોઈ વધારે ક્રૂર ન હતું.

**Unsuspected** *a* જેને વિષે શક-સંશય નથી એવું, અશંકિત.

**Unsuspecting** *a* જેને શક-સંશય-વહેમ નથી એવું, ભોળું, સૂધું, નિખાલસ.

**Unsymmetrical** *a.* સર્વ ભાગો બરાબર પ્રમાણમા હોય નહીં એવું.

**Unsystematical** *a.* અવ્યવસ્થિત, ક્રમ-નિયમ પ્રમાણે નહીં હોય એવું,ધોરણ વગરનું, અબદ્ધ, અનિયમિત.

**Untainted** *a.* નહી બગડેલું; 2 not stained ડાઘ-કલંક-દૂષણ વગરનું, નિષ્કલંક.

**Untameable** *a.* હળે-ઢળી જાય નહીં એવું; 2 not to be reduced to control વશ થાય નહીં-કાબુમાં ન આવે એવું.

**Untamed** *a* નહીં હળેલું, અરણ્ય.

**Untarnished** *a.* ડાઘ-કલંક વગરનું, નિષ્કલંક, શુદ્ધ

**Untaught** *a.* નહી શિખેલું-ભણેલું,અશિક્ષિત,અભણ,જાણતુ નહી હોય એવું; a tongue u. to plead for favour દયા કેમ માગવી તે જાણતી નથી એવી જીભ.

**Unteachable** *a.* શિખે નહીં-શિખવી શકાય નહી એવું, અશિક્ષણીય.

**Untenable** *a* કબજામા રાખી ન શકાય એવું; 2 થપાય નહી-પ્રતિપાદન ન થાય એવું,નીભી-ટકી-ચાલી ન શકે એવુ, અપ્રતિપાદ્ય, as, an u ground of argument ચાલી ન શકે એવી દલીલ

**Untenanted** *a* ભાડુત વગરનું, નહીં વસેલુ, નિર્જન, ખાલી, જેમાં કોઇ રહેતુ નહી હોય એવું, ઉજ્જડ, સૂનુ.

**Unthankful** *a.* ઉપકારને બદલે અપકાર કરે એવું, અવગુણીઉં, કૃતઘ્ની, ઉપકાર નહી માનનાર

**Unthinking** *a.* વિચાર-વિવેકશક્તિ વિનાનું-શૂન્ય, અવિચારી, અવિવેકી

**Untidy** *a.* સુઘડતાઈવાળુ-ઠીકઠાક નહી હોય એવું, જ્યા જેવું જોઇએ ત્યાં તેવું ન હોય એવું, અવ્યવસ્થિત; as, an u room જ્યા જેવું જોઈએ ત્યા તેવ નહીં એવી કોટડી.

**Untie** *vt.* છોડવુ, છૂટુ ક.

**Until** *prep.* [*AS. on* in, and Till] જ્યા-ત્યાં સુધી-લગી-લગણ.

**Untilled** *a.* નહીં ખેડેલુ, પડી રહેલુ, પડતર, પડીઆણ.

**Untimely** *a* કવખતનું, કવેળાનુ, અકાલિક, અકાળ.

**Untiring** *a.* થાકે નહી એવું.

**Unto** *prep* [Prefix *unt* & To]Same as To, q v.

**Untold** *a* નહીં કહેલુ, નહી ખુલ્લુ કરેલું, 2 નહી ગણેલુ, અગણિત, બેસુમાર, અસંખ્ય.

**Untouched** *a* જેને કોઈ અડક્યુ ન હોય એવું,જેને કઇ લાગ્યુ વળગ્યું નહી હોય એવું, અસ્પૃષ્ટ; 2 not moved અસર નહી થઈ હોય એવું,જેના મનમાં ઠસ્યું નહીં હોય-ને લાગ્યુ નહી હોય તેવું, અનામત, અલગ.

**Untoward** *a* (pers ) આડુ, ઉન્માર્ગી, હઠીલું, જિદ્દી, મમતી, અનિવાર, 2 (events) અડચણ-હરકત પાડે એવું, અઘરુ, જેથી માણસ વ્યાકુળ થાય એવું; as, an u. accident જેથી અડચણ પડે એવો અકસ્માત બનાવ.

**Untrained** *a.* નહી તરબીઅત કરેલું-કેળવાએલું-શિખેલુ-પલોટેલુ.

**Untravelled** *a* જ્યા કોઈએ મુસાફરી કરી ન હોય એવુ; 2 પરદેશ-દૂર દેશ નહીં ગએલું, જેણે દેશાવર જોયા નહી હોય તેવું

**Untried** *a.* નહીં અજમાવેલું, નહી કરી જોએલું;2 તપાસ થયા વગરનું,નહીં ચાલેલું (કામ)

**Untrodden** *a.* નહીં છૂંદાએલું-ચગદાએલું-ચંપાએલું, જેના પર કોઇ ચાલ્યું ન હોય તેવું, જ્યાં કોઇ ગયું ન હોય તેવું, સંચાર વગરનું.

**Untrue** *a* False અસત્ય,ખોટું, જૂઠું; 2 not faithful વિશ્વાસઘાતી, બેવફા, અવિશ્વાસુ, બેવચની, બેઇમાન, નિમકહરામ, 3 *inconstant* સ્થિર નિષ્ઠા-મત વગરનુ, ઠેકાણા વગરનું.

UNTRUTH *s.* અસત્ય*n*, જૂઠું *n*,જૂઠાણું; અનૃત*n*.

**Untutored** *a.* નહીં ભણેલુ-શિખેલુ; અશિક્ષિત

**Untwine** *vt.* ઉકેલવું, વિંટાળેલુ છોડી નાખવુ

**Unused** *a.* નહીં વપરાએલું, અવાવર, (as a building.) હવડ, પડી રહેલું; 2 not accustomed to જેને માહાવરો-ટેવ નથી એવું, ન ટેવાએલું; as, these hands are u. to labour આ હાથને મેહેનત કરવાનો માહાવરો નથી.

**Unusual** *a.* અસાધારણ, અલૌકિક, રીત-શિરસ્તાથી જુદુ-ઉલટુ, હમેશ ચાલતુ નહી એવુ.

**Unutterable** *a.* બોલાય-કહેવાય નહીં એવું, વર્ણન ન થાય એવું, અનિર્વાચ્ય.

**Unvaried** *a.* નહી બદલાએલું, ભિન્ન ભિન્ન નહી એવુ, એક સરખુ.

**Unvarnished** *a* રોગાન નહી ચઢાવેલો હોય એવું, રોગાન-વારનીસ વગરનું; 2(fig ) મીઠુ મરચુ મેળવીને સ્વાદિષ્ટ ન કરેલુ, ભોળુ સાદુ, સરળ.

**Unvarying** *a.* બદલાય નહીં એવું, એક સરખુ.

**Unveil** *vt.* બુરખો-ઘુમટો કાઢી નાંખવો, ખુલ્લુ-ઉઘાડુ ક.; as, she unveiled her face તેણે મ્હોડાપરથી ઘુમટો કાઢી નાંખ્યો.

**Unversed** *a.* અજાણ્યું, ગેરવાકેફ,માહિતી વગરનુ.

**Unvisited** *a.* નહી જોએલું.

**Unvitiated** *a.* નહી બગાડેલુ કે ભ્રષ્ટ કરેલુ, શુદ્ધ, ચોખ્ખુ.

**Unwalled** *a.* દિવાલ-કરાકોટ વગરનું, જેને દિવાલ-કોટ નહીં હોય તેવું.

**Unwarned** *a.* ચેતવણી-સૂચના મળી ન હોય એવું,નહી ચેતવેલુ,અણચેતવ્યું.

**Unwarped** *a.* નિષ્પક્ષપાત, સીધુ,અદલ ઇનસાફી.

